

सचित्र

# स्तोत्रचिन्तामणि

## भाग १ लो.

( गुजराती भाषांतरसहित. )

भाषान्तरकर्ता

शास्त्री तुलजाशङ्कर धीरजराम पंड्या.

॥ श्रीः ॥

सचित्र

# स्तोत्रचिन्तामणि

## भाग १ लो.

### गुर्जरभाषान्तरसहित

( प्रातरुत्थान विगेरे तेम गणपति, शिव, विष्णु, सूर्य अने देवीनां उत्तमोत्तम ७१ स्तोत्रोनो गुजराती अर्थसहितनो संग्रह )

भाषान्तरकर्ता

शास्त्री तुलजाशङ्कर धीरजराम पंड्या.

---

संवत् १९८७ सन १९३१

प्रथमावृत्ति प्रत २२००

मूल्यः रु. २-८-०.

आ पुस्तकनां फोर्मे १ थी १४ रा. मणिलाल इच्छाराम देशाईए
“ गुजराती न्युस प्रीन्टींग प्रेस ” कोट, मुंबईमां छापेलां छे.



मुद्रकः
रा. आर. आर. बखले, मुंबईवैभव प्रेस, सर्व्हंट्स् ऑफ इंडीया
सोसायटीझ बिल्डींग, सँन्डहर्स्टरोड गिरगाम, मुंबई नं. ४.

प्रकाशकः
शास्त्री तुलजाशङ्कर धीरजराम पंड्या, कांदावाडी, कल्याण मोतीनी
चाल नं. १, त्रीजे माले, गिरगाम, मुंबई नं. ४.

## આ પુસ્તક "સ્તોત્રચિન્તામણિ" મલવાનાં ઠેકાણાં.

---

**શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડયા, હિરણ્યગર્ભ કાર્યાલય,**

કાંદાવાડી, કલ્યાણ બીલ્ડીંગ નં. ૧ ત્રીજે માળે,

ગિરગામ, મુંબઈ નં. ૪.

મુંબઈથી જવાબ ન મલે તો ભાલોદ—વાયા અંકલેશ્વર,

એ ઠેકાણે લખી જણાવવું.

**પંડિત નારાયણ મુલજી,** બુકસેલર, કાલકાદેવી રોડ,

તેલવાડીને નાકે, મુંબઈ નં. ૨.

**એન. એમ. ત્રિપાઠીની કુંપની,** પ્રીન્સેસ સ્ટ્રીટ,

કાલકાદેવી, મુંબઈ નં. ૨.

**એન. ડી. મહેતાની કુંપની,** કાલકાદેવીના મંદિર

સામે, કાલબાદેવી રોડ, મુંબઈ નં. ૨.

**વર્ધમાન એન્ડ સન્સ,** બુકસેલર, પાયધોની, મુંબઈ. નં. ૩.

**માસ્તર હરિવલ્લભ ગણપતરામ પંડયા,**

ભાલોદ—વાયા અંકલેશ્વર, રાજપીપળા સ્ટેટ.

## कैलासवासी वैद्यशास्त्री धीरजराम अमथाराम पंडया.



| जन्मः | कै. वा. |
| --- | --- |
| संवत १९०० फाल्गुन शुक्ल ३. | संवत १९८३ पौष शुक्ल १५ |

# અર્પણપત્રિકા

## કૈલાસવાસી પરમપૂજ્ય પિતાજીશ્રી,

મારા જન્મકાલથી આરંભી આપના અન્તિમ સમય સુ-
ધીમાં અનેક સુખદુઃખાદિકથી તરઙ્ગિત થએલા આ
સંસારસમુદ્રનું ઉત્તરણ કરતાં પણ, મારો સર્વ પ્રકારે
અભ્યુદય કરવામાં નિઃસીમ રીતે આપે જે પિતૃ-
ધર્મ બજાવ્યો છે, તે આપના મહા ઋણમાંથી
આપનો ક્ષુદ્ર બાલક હું કેવી રીતે મુક્ત થઈ
શકું? તો પણ આપના મારા પ્રત્યેના તે અપૂર્વ
પ્રેમના સ્મરણપૂર્વક આપની દિવ્યમૂર્તિનું
ધ્યાન કરી, આપની પ્રત્યક્ષતામાં જ આપને
અર્પણ કરવા આરંભિત કરેલા પણ દૈવેચ્છા-
એ અપ્રત્યક્ષતામાં જ અર્પણ કરવા સર-
જાયલા આ ગ્રન્થને આજે વિદીર્ણ હૃદયે
કે પ્રફુલ્લહૃદયે, પણ આપના સૂક્ષ્મ
આત્માનેજ અર્પણ કરી માત્ર મ-
નમાં જ સંતુષ્ટ થઈ હું મને
કિંચિત્ અંશે કૃતાર્થ
થયેલો માનું છું.

આપનો કનિષ્ઠ બાલ

તુલજાશંકર.

# કૈ. વા. વૈદ્યશાસ્ત્રી ધીરજરામ અમથા-રામ પંડયાનો લઘુ જીવન-વૃત્તાન્ત.

**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।**
**अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥** ( भ. गी. )

કૈલાસવાસી વૈદ્યશાસ્ત્રી **ધીરજરામ અમથારામ** પંડ્યાનો જન્મ સં. ૧૯૦૦ ના ફાલ્ગુન શુક્લ ૬ ને દિવસે ભાલોદમાં થયો હતો. એમના વિસ્તૃત વંશના આદિ પુરુષ રાઘવજી પંડ્યા હતા. રાઘવજી પંડ્યાના વંશમાં પરમ્પરાથી સંસ્કૃત વિદ્યાની પઠનપાઠનની પ્રણાલિકા ચાલી આવતી હતી અને તેના પ્રભાવે એ વંશમાં એવા વિદ્વાનો ઉત્પન્ન થયા હતા કે, જે પોતાની વિદ્યાને પ્રતાપે "બૃહસ્પતિ"ના અન્વર્થક નામથી ઓળખાતા હતા. કૈ. વા. વૈદ્યશાસ્ત્રી પણ એ વંશમાંથી ઉતરી આવેલા છઠ્ઠા પુરુષ હતા. એમનાં માતુશ્રી પાવાગઢ પાસે અલવા બારીઆ ગામનાં હતાં, અને એમના પૂર્વજો પણ મૂળ શિશવા ગામના હતા, પણ કેટલાક કાળથી અહીં નર્મદા કિનારે ઉતરી આવી **ભાલોદ** ગામમાં નિવાસ કરતા હતા. એમના પિતાશ્રી **અમથારામ** સાધારણ સ્થિતિના હતા. કૈ. વા વૈદ્યશાસ્ત્રીએ બાલ્યાવસ્થામાં ગામમાં જ ગામડી નિશાળમાં અભ્યાસ કર્યો હતો. થોડો ઘણો ગુજરાતી અભ્યાસ થતાં એઓ એક વખત લગભગ પોતાની દશેક વર્ષની ઉમ્મરે પોતાના શિનોરમાં રહેતા એક મામા સ્વ. રણછોડ મેતાજીને ત્યાં કંઇક કારણસર ગયા હતા. ત્યાંથી શિનોરની સામે સીસોદરા ગામે નિવાસ કરતા ધુરંધર પંડિતરાજ સ્વામી **સદાનન્દગિરિ** મહારાજનાં દર્શનાર્થે ગયા. વૈદ્યશાસ્ત્રીની વૃત્તિ

બાલ્યાવસ્થાથી જ ધર્મ તરફ વધારે ઢળતી હતી અને તેથી સ્વામીજીને ત્યાં વિદ્યાભ્યાસ કરતા અનેક શિષ્યોને જોઈ પોતાને પણ ત્યાં અભ્યાસ કરવાની ઇચ્છા થઇ, અને સ્વામીજીએ પણ એમને જોતાં સદ્ગુણુ-શીલ સમજી વિદ્યાભ્યાસ કરાવવાની ઇચ્છા જણાવી. આથી વૈદ્યશાસ્ત્રી ત્યાં વિદ્યાભ્યાસ માટે રહ્યા અને સ્વામીજી પાસે કાવ્ય, વ્યાકરણ, અલંકાર પુરાણ તેમ સાધારણ વેદાન્ત અને વૈદ્યકનો પણ થોડો ઘણો અભ્યાસ કર્યો. વચમાં એઓ પોતાના લગ્નપ્રસંગે પોતાને ગામ ગયા અને ત્યાં ગામમાં જ વ્યાસ કુરણાશંકરને ત્યાં તેમનું લગભગ ૧૪ વર્ષની વયે લગ્ન થયું. ત્યાર પછી વળી સ્વામીજી પાસે એમણે થોડો વિશેષ અભ્યાસ કર્યો અને એટલામાં અસાધારણ રોગથી સ્વામીજી ગ્રસ્ત થયા. તેમનો અન્તિમ સમય આવતાં પોતાના સર્વ શિષ્યોની ઇચ્છા પ્રમાણે સર્વને અનેક વસ્તુઓનું તેમણે પ્રદાન કર્યું. વૈદ્યશાસ્ત્રીની ઇચ્છા માત્ર ગુરુની પાદુકાની જ હતી અને તેથી એમણે સ્વામીજી પાસે તેની યાચના કરી, એટલે સ્વામીજીએ પણ આશિર્વાદપૂર્વક એ પાદુકાઓ એમને આપી કે, જેનો અદ્યાપિ એમના ઘરમાં પૂજા માટે જ ઉપયોગ કરવામાં આવે છે. સ્વામીજી ત્યારપછી પરમપદને પામ્યા અને વૈ. શા. પોતાને ત્યાં આવ્યા. યોગ્ય ઉમર થતાં વૈ. શા. ને પોતાનો સર્વ વ્યવહાર પોતાને માથે આવ્યો અને તેથી ભરૂચ જીલ્લાના સાયખા, વહીઆર વિગેરે ગામોમાં જઇ પૌરાણિક વૃત્તિથી એમણે પોતાની આજીવિકા ચલાવવી શરુ કરી. ત્યાં એમના સદ્ગુણો અને આચારવિચારથી ત્યાંના લોકો એમને એક દૈવી પુરુષ માનવા હતા. ત્યાર પછી પોતે જે અભ્યાસ કર્યો હતો તેમાંથી પુરાણ તથા વૈદ્યક વિગેરેની વડોદરાની રાજકીય પરીક્ષા એમણે આપી અને તેનું પ્રાતિવાર્ષિક વેતન પણ મેળવ્યું.

આ પ્રમાણે કેટલોક સમય ગયા પછી પોતાની લગભગ ૩૦ વર્ષની ઉમ્મરે એઓ મુંબાઇ ગયા અને ત્યાં ગો. વા. શતાવધાની શીઘ્રકવિ પંડિત શ્રીગટુલાલજીની પાસે પ્રાચીન પુસ્તકના સંશોધનના કાર્યમાં એઓ રોકાયા. એ અરસામાં પંડિતજીનો તેમના પ્રત્યે સારો પ્રેમ થયો. બીજી પણ કેટલીક

વ્યક્તિઓ સાથે રાંદેરના સ્વ. ડોકટર ઉત્તમરામ જીવણરામ સાથે પણ એમને સારો સ્નેહ બંધાયો હતો. તેઓ પણ એમને એક મહાન્ ધર્મનિષ્ઠ અને વિદ્વાન્ પુરુષ માનતા. આ પ્રમાણે વૈ. શા. મુંબાઇમાં કેટલોક વખત રહ્યા, પરંતુ મુંબાઇનું પાણી એમને અનુકૂલ ન આવવાથી થોડો વખત રહીને જ એઓ પોતાને ગામ ગયા અને ત્યાં પૂર્વની માફક જ પૌરાણિક વૃત્તિ અને વિશેષમાં વૈદ્યકીય વૃત્તિ કરવા લાગ્યા. વૈદ્ય તરીકે એમની ખ્યાતિ સારી હતી. એ વિદ્યાને લગતાં કેટલાંક ઉત્તમ સંસ્કૃત પુસ્તકોનું એમણે પરિશીલન કર્યું હતું. એમની ધર્મ તરફ તીવ્ર વૃત્તિ એ જન્મસિદ્ધ હોવાથી કેટલાંક વર્ષ પછી વૈદ્ય તરીકેની પ્રવૃત્તિ પોતાની ઉત્તરાવસ્થામાં સમેટી લીધી હતી, છતાં પણ વૈદ્યવૃત્તિમાં પૈસાની પ્રાપ્તિ કરતાં રોગીને રોગરહિત કરવો એ તરફ એમનું લક્ષ્ય વધારે હતું અને તેથી એઓ બહુધા પોતાના અન્તિમ સમય સુધી પણ વિશેષ પ્રમાણમાં ધર્માર્થજ ઔષધોપચાર કરતા હતા.

બાલ્યાવસ્થાથીજ એમનાં વિચાર અને વર્તન પૂર્વજન્મના કોઈ ઉચ્ચ સંસ્કારને લીધે ઉત્તમ પ્રકારનાં હતાં, અને તેથી સદાચાર, ન્યાય, નીતિ અને પોતાનાં ધાર્મિક કૃત્યો તરફ એમની મનોવૃત્તિ રહેતી, અને તેથી "**अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति**–અન્યાયથી મેળવેલું ધન દશ વર્ષ જ રહે છે." એ ન્યાયે નીતિથી જ અર્થસંપાદન કરવામાં તેઓ પ્રવૃત્તિ કરતા, અને પોતાનાં સગાં સ્નેહીઓના સહવાસમાં જ રહી સંતોષથી પોતાનો વ્યવહાર ચલાવવો પસંદ કરતા. આને માટે એટલુંજ પ્રમાણ પૂર્ણ થશે કે, એમના મોસાળ અલવાબારીઆમાં એમનાં માતુશ્રીના કોઈ વડવા સ્વર્ગવાસી થતાં એઓ ત્યાં ગએલા તે સમયે એમના માતામહના કુટુંબમાં કોઈ ન હોવાથી દૌહિત્ર તરીકે ત્યાંની સર્વે જમીન વિગેરે સંપત્તિ એમને ત્યાં રાખીને તેમનાં સગાંઓએ એમને આપવાનું નક્કી કર્યું, પરંતુ પોતાના પિતૃકુટુંબની સ્વલ્પ પણ સંપત્તિમાં સંતોષ માની એમણે ત્યાં રહેવાની ચોખ્ખીજ ના પાડી અને થોડા દિવસ જ ત્યાં રહી પાછા પોતાના ગામમાં આવ્યા. આ વૃત્તિ ઘણીજ ઓછી વ્યક્તિઓમાં સંભવે.

સ્વાભાવિક રીતે પ્રકૃતિએ એ બહુ સૌમ્ય હતા અને તેથી મિથ્યા પ્રાપંચિક પ્રવૃત્તિમાં એ વધારે ભાગ લેતા નહિ, આથી જો કે કેટલીક વ્યક્તિ એમને અતડા કહેતા, તો પણ તેથી તેઓ સંતોષ માની પોતાની પ્રકૃતિ પ્રમાણેજ પોતાનું વર્તન રાખતા. કોઇક વખત સખત ક્રોધી થતા, પરંતુ તે સત્યતા ખાતરજ. કોઇપિણ વ્યક્તિને ખરાબ લાગે તો પણ સત્ય અને સ્પષ્ટ કહેવા એ ચુકતા નહિ, આથી એમને કેટલાક ક્રોધી કહેતા તોપણ એમના ગુણોનું અને પ્રકૃતિનું સ્મરણ કરીને એ દોષમાંથી એમને મુક્ત કરતા, અને પાછળથી એમની પ્રશંસા કરતા. કવચિત્ સત્યતાની ખાતર ક્રોધ કરવો એનેજ જો દોષ માનવામાં આવે તો એ સિવાય તે નિર્દોષજ હતા એમ કહ્યા સિવાય ચાલતું નથી. કોઇપણ વ્યક્તિનું કલ્યાણ થતું હોય અને તે જો પોતાનાથી થઇ શકતું હોય તો તે કોઇપિણ પ્રકારે કર્યા સિવાય રહેતા નહિ.

સંસ્કૃત ભાષાની એમની પ્રકૃતિ જુદીજ જાતની હતી. સંસ્કૃત શ્લોકો અને કાવ્યો બનાવવાનો એમને શોખ હતો, પરંતુ ગામડાની પ્રવૃત્તિને અંગે ભાષાજ્ઞાનની વિપુલતા ઓછીજ થવાનો સંભવ રહે અને તેથીજ તેઓ આગળ આવેલા ન હતા. એમણે સંસ્કૃત '**खण्डुमहोदय**', '**विवाहवर्णन**' વિગેરે સંસ્કૃત નાનાં કાવ્યો અને નામસ્મરણનાં મનોહર ભજનો બનાવેલાં છે, પરંતુ તે અપ્રસિદ્ધ છે. એમનો સંસ્કૃત ભાષાપર સારો કાબુ હતો. મહાભારત અને ભાગવત જેવા ગ્રન્થોનાં ઉત્તમોત્તમ આખ્યાનો એમને મુખાગ્ર હતાં. હજારોબંધી આખ્યાનના શ્લોકો જલધારાવત એમના મુખમાંથી નીકળયા જ કરતા હતા. જો લગભગ ૨૪ કલાક અથવા તેથી પણ વિશેષ સમય સુધી સંસ્કૃત શ્લોકો સહિત આખ્યાનો કરવાનો સમય એમને આવે તો તેમાં એઓ અટકે એ માનવું સંભવિત ન હતું. એમના આખ્યાનની રૂઢિ એવી સુંદર હતી અને તે એવી મધુર હતી કે તેથી કવચિત્ મોટા મોટા યજ્ઞોમાં સારા સારા પંડિતો આવ્યા હોય તો તેઓ પણ એમના આખ્યાનને સાંભળી પરમ સંતોષ માનતા. એમ એમના જીવનમાં ઘણી વખત બનેલું હતું, અને તેનો જેમને અનુભવ થયો છે તે સારી રીતે જાણે છે, અને તેથી અદ્યાપિ પણ તેઓ એઓની પ્રશંસાના ઉદ્ગારો કાઢયા સિવાય રહેતા નથી.

એમણે મહાભારતાદિ અનેક ગ્રન્થો વાંચ્યા હતા, તોપણ ભગવદ્ગીતા તરફ એમનો પ્રેમ કોઈ અપૂર્વ હતો. સંસ્કૃત વિદ્યાના અભ્યાસ પછી એમને જ્યારે જ્ઞાન થયું ત્યારથી એ ભગવદ્ગીતાને આત્મકલ્યાણનો પરમ મન્ત્ર માનતા હતા. નિરંતર તેનું મનન અને નિદિધ્યાસન એમનું ચાલ્યાજ કરતું. ભગવદ્ગીતા એટલે મોક્ષનું પરમ સાધન અથવા તો સાક્ષાત્ મોક્ષજ એવી ભગવદ્ગીતામાં એમની શ્રદ્ધા હતી. વેદાન્તના તથા પુરાણાદિના અનેક ગ્રન્થો તેઓ વાંચતા અને લોકોને સમજાવતા તોપણ ભગવદ્ગીતા તરફનો તેમનો પ્રેમ જુદોજ. એમના જીવનમાં કોઇપણ દિવસ એવો નહિ ગયો હોય કે જે દિવસ એમણે ભગવદ્ગીતાનો સંપૂર્ણ પાઠ અને યથાશક્તિ તેનું મનન નજ કર્યું હોય. રાત્રિમાં શયન પૂર્વેપણ ભગવદ્ગીતાનો એકનિષ્ઠાથી પાઠ થવોજ જોઇએ એ એમનો અબાધિત નિયમ હતો.

ભગવદ્ગીતાનો એ નિત્ય પાઠ કરતા એટલુંજ નહિ, પણ અધિકમાસ અને શ્રાવણમાસમાં અત્રે આવેલા રામેશ્વરના શિવમંદિરને લગતા મઠમાં પોતે જઈ ભગવદ્ગીતાના શ્લોકો પર એકાદ કલાક કોઈ સંપ્રદાયને વળગી રહીનેજ નહિ, પણ પારમાર્થિક દૃષ્ટિએજ અધ્યાત્મ તત્ત્વ સમજાવવા સુંદર વિવેચન કરતા. એ પોતે શંકરાનન્દપ્રણીત ટીકાવાળી ભગવદ્ગીતાનો વિશેષ ઉપયોગ કરતા. એ જે વિવેચન કરતા તે સાદી પણ રસયુકત શૈલીથી કરતા. એમનો કંઠ ઘણો મધુર હતો. એ જ્યારે શ્લોક બોલતા ત્યારે સંસ્કૃતજ્ઞ ઇતર જનોનાં હૃદયો એમના કંઠમાધુર્યના પ્રભાવે શાન્તતાથી તન્મય થઈ જતાં.

પ્રસંગોપાત્ત ગામમાં વ્યાખ્યાનો થાય, અગર કોઈ મેળાવડો હોય, તેવે પ્રસંગે ત્યાં એ પોતે ઉમંગથી જતા. પ્રસંગવશાત્ એ પણ થોડું વ્યાખ્યાન કરતા. એ વ્યાખ્યાન કરતા ત્યારે તેમાં પ્રાસંગિક એકાદ શ્લોક બોલતા, પરંતુ તે શ્લોકના સમર્થનમાં વિષયને અનુકૂલ અવાન્તરે દશપંદર શ્લોકો બોલી નાખતા. એમનો શ્લોકોનો ભંડાર ઉપર કહ્યા પ્રમાણે અખૂટ હતો. સુભાષિતરત્નાકરનો મોટોભાગ, રઘુવંશકાવ્ય, રાધાવિનોદ કાવ્ય, કુમારસંભવનો ઘણો ખરો ભાગ, આચાર્ય શંકરપ્રણીત ઘણાં સ્તોત્રો, તેમ મહાભારત, ભાગવતાદિનાં આખ્યાનો અને તદુપરાંત પ્રાસ્તાવિક ઘણાખરા શ્લોકો એમને કંઠસ્થ હતા.

'**लोकहारो मत्सरग्रस्ताः**' આ ઉક્તિનો લેશ પણ સંભવ એમનાંમાં ન હતો. મારા એક મિત્રે રઘુવંશ મહાકાવ્યનું સમશ્લોકી ભાષાન્તર લખવાનું શરુ કર્યું હતું. તેમાં તેમને નડતી મુશ્કેલીઓનું સમર્થન કરાવવાને હું અનેકવાર કે૦ વૈદ્યશાસ્ત્રી પાસે ગએલો. જતાં વેંતજ એઓ કંઈ કાર્યમાં પ્રવૃત્ત હોય, તો તેને પડતું મૂકી મારી મુશ્કેલીઓનું નિરાકરણ કરવા પ્રસન્ન વદને તત્પર થતા; અને પોતાથી બને તેટલી સરળતાથી ખુલાસો ઝટ ગળે ઉતરી જાય તેવો કરી આપતા. એવી મુશ્કેલીઓના સમર્થનમાં એમને પોતાને બહુ આનંદ થતો; અને સંસ્કૃત ભાષા લુપ્ત થઈ જવા આવી છે તેવા પ્રસંગમાં પણ, આવનાર વ્યક્તિ સંસ્કૃત મુશ્કેલીનું નિરાકરણ કરવાજ આવવાથી એ એટલા બધા હર્ષિત થઈ જતા, કે પૂછવા આવનાર પોતાની પૃચ્છાના ઉત્તર સિવાય બીજી પણ ઘણી ખરી શાસ્ત્રીય બાબતોનું જ્ઞાન એમની પાસેથી લઈ જતા.

એઓ પોતાની કથાપ્રસગે પણ ક્વચિત્ મુક્તકંઠે કહેતા કે,–"ગામમાં ત્રણસો ધર્મનિષ્ટ બ્રાહ્મણનાં ઘર છે, પરંતુ સસ્કૃત પ્રતિ અનુરાગ ધરાવનાર સ્વલ્પ છે. જો ધાર્મિકતા બાળકોમાં દાખલ કરવી હોય, આધ્યાત્મિક રસનું પાન કરવું હોય તો સસ્કૃત શીખો, હું ગમે તે વખતે જિજ્ઞાસાવૃત્તિથી આવ નાર શિષ્યને શીખવીશ."

'**आचारः परमो धर्मः**' એ ભગવાન્ મનુના વચનને અનુસરીને પોતે સદાચાર પાડવાને નિરંતર તત્પર રહેતા અને પોતાના પુત્ર, પૌત્રાદિને પણ બાલ્યાવસ્થાથીજ તે સંસ્કાર પાડવા એઓ યત્ન કરતા, અને તે સંસ્કારો પરમાત્માની કૃપાથી ખરેખર એમના કુટુંબમાં અદ્યાપિ નિર્વ્યાજ રીતે ચાલુ છે એમાં સંશય નથી.

પિતા તરીકે તો પોતાના પુત્ર પૌત્રો તરફ એમણે જે ધર્મ બજાવ્યો છે તે તો ખરેખર પ્રશંસનીય જ છે, પરંતુ પુત્ર તરીકે એમણે પોતાની માતૃભક્તિમાં જે ધર્મ બજાવ્યો છે એ તો ખરેખર એક અપૂર્વ છે એમ કહ્યા સિવાય ચાલતું નથી. પોતાની લગભગ ૬૫ વર્ષની પણ ઉમરે લગભગ સો વર્ષની લગોલગ આવેલાં પથારીવશ માતાની સેવા કરવામાં, એક નાના બાળકની માતા તેની

જેટલી અને જે પ્રમાણે સેવા ઉઠાવે તેજ પ્રમાણે લગભગ ત્રણ વર્ષ પર્યંત અનેક દુઃખ સહન કરીને પણ સૌમ્ય પ્રકૃતિથીજ જે આત્મભોગ આપ્યો છે તે ખરે-ખર અત્યારના જમાનામાં તો બહુધા અસંભવિતજ હોઈ શકે. અને એ સેવા જેમણે જાતે જોઇ છે તેઓ તો ખરેખર એમને માટે "ધન્ય છે, વૃદ્ધાવસ્થામાં પણ આજ પુત્ર માતાની આવી સેવા કરી શકે" એમ અસંકુચિત વૃત્તિથી ઉદ્ગાર કાઢયા સિવાય રહી શકયા નથી. આ પ્રમાણે એમણે સદ્ધર્મનું પાલન કરતાં ખરેખર પોતાના જીવનને સફલ કર્યુ છે એમ કહીએ તો તેમાં અતિ-શયોક્તિ જેવું જરાપણ માની શકાય તેમ નથી. "**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी**" એ વચનનું ખરું સાર્થક્ય એમણે માતૃસેવા કરીને કર્યુ છે એમ કહ્યા સિવાય ચાલતું નથી.

એમની ઉત્તરાવસ્થામાં એમનાથી હલનચલન વધારે થઈ શક્તું નહિ, તેમ બે ત્રણ દિવસને આંતરે સાધારણ પ્રકૃતિ પણ અસ્વસ્થ રહેતી, છતાં ધર્મભાવના લોકોમાં પ્રચલિત રહે એ હેતુથી પોતાના નિવાસે પણ શ્રાવણ માસમાં કથા વાંચતા, અને તે સાંભળવા આવનાર સ્ત્રીપુરુષ ઉભયને એકચિત્તે અને પ્રસન્નવદને સંભળાવતા; તાત્પર્ય કે એમનું જીવન વ્યવહારપ્રવૃત્તિ કરતાં ધર્મપ્રવૃત્તિ તરફ વિશેષ આકર્ષાયું હતું. પોતે પૌરાણિક કથા કરતા એટલુંજ નહિ, પરંતુ વૈદિક કર્મની ક્રિયાઓનો પણ એમને સારો અનુભવ હતો. સાથે કોઇ પણ ધાર્મિક ક્રિયા જાણનાર બ્રાહ્મણોના અભાવે કર્મ અટકી પડે એવો સંભવ હોય તો તે ન અટકી પડે તે ખાતર ક્રિયાકાંડનો વધારે બોજો જાતે વહોરીને પણ તે પૂર્ણ કરતા.

કે. વાસી વૈદ્યશાસ્ત્રીને ચાર પુત્રો છે. જેમાંના જ્યેષ્ઠ પુત્ર રા. **ધનસુખરામ** હાલ અંકલેશ્વર મ્યુનિસીપાલિટી નંબર પહેલાની ગુજરાતી સ્કૂલના હેડ માસ્તર છે. એ પોતે થીઓસોફીકલ સોસાયટીના મેમ્બર છે. એમને ખપ-પૂરતું સંસ્કૃતનું જ્ઞાન છે ધર્મપ્રચારક તરીકે પણ એમણે ગામડાંની વ્યસનગ્રસ્ત પ્રજાના ઉદ્ધાર માટે પોતાની અનુકૂલતાના પ્રસંગે ઘરાંખરાં ગામો ફરીને

વ્યાખ્યાનો કર્યાં છે, અને હજુ પણ પ્રસંગોપાત્ત પોતે તેમ કરે છે. એમને છ પુત્રો છે, તે સઘળા પણ પોતાને અનુકૂલ નિત્યકર્મ તથા ધાર્મિક શિક્ષણ કૈ. વૈદ્યશાસ્ત્રી પાસેથી ફરજિયાત શીખ્યા છે.

કૈ. વૈદ્યશાસ્ત્રીના બીજા પુત્ર રા. **વસંતરામ** હાલ ભરૂચ–નવાડેરા સ્કૂલના ગુજરાતી હેડમાસ્તર તરીકે કામ કરે છે. ગણિતના વિષયનું એ પોતે સારૂં જ્ઞાન ધરાવે છે. કેટલીક વખત તો ગણિતમાં એ એટલા બધા તન્મય બની જાય છે કે ઘણો અઘરો દાખલો પણ રસ્તે ચાલતાં ચાલતાં ગણી કાઢે છે. શિક્ષક તરીકે કર્તવ્યપરાયણતા, શિક્ષકની ફરજ, અને શિષ્યમાં ઉત્તમનીતિની છાપ પડે એવી કેળવણીનો પોતે સંપૂર્ણ વિચાર કરી પોતાનું કર્તવ્ય કર્યે જાય છે.

કૈ. વૈદ્યશાસ્ત્રીના ત્રીજા પુત્ર રા. **બાલાશંકર** લગભગ અંગ્રેજી સાત ધોરણ જેટલો અભ્યાસ કરીને પ્રથમ શોલાપુર મીલમાં, તે પછી અમદાવાદ માધુભાઈ મીલમાં અને તે પછી અમદાવાદ આર્યોદય મીલમાં સારા પગારે “ સ્પીનીંગ માસ્તર ” તરીકે ઉત્તમ રીતે પોતાની ફરજ બજાવી—કામકરીને હાલ પેટલાદની બુલાખીદાસ મીલમાં કામ કરે છે. આવી પ્રવૃત્તિ હોવા છતાં પોતે પોતાના સમયને અનુકૂલ પોતાનું ધાર્મિક નિત્યકર્મ કરવા ચૂકતા નથી. ઘરમાં એમનાં બાળકો પણ તેવાંજ સંસ્કારી છે. સંસ્કૃત ભાષાનું એમનું ખપપૂરતું જ્ઞાન અને ધાર્મિક પુસ્તકોનું વાચન એ એમના જીવનમાં સારી રીતે પ્રતિષ્ઠા પામ્યાં છે.

કૈ. વૈદ્યશાસ્ત્રીના સૌથી નાના—ચોથા પુત્ર **શાસ્ત્રીજી તુલજાશંકર** છે. ગુજરાતી સાત ધોરણ પસાર કર્યાં પછી પિતાની આજ્ઞાનુસાર એમણે સંસ્કૃતનો અભ્યાસ આદર્યો. થોડોક અભ્યાસ કરીને એઓ નડિયાદ સ્વ. ‘ વિષ્ણુ શાસ્ત્રી’ વ્યાકરણાચાર્ય પાસે વધુ અભ્યાસ માટે ગયા. ત્યાં અતિદુર્ઘટતા સહન કરીને પણ અંતઃકરણથી ગુરુસેવા બજાવી, આચાર્ય પાણિનિપ્રણીત સિદ્ધાન્ત કૌમુદીનો થોડો અભ્યાસ કરી પોતે મુંબઈ ગયા. ત્યાં ઓનરેબલ સર શેઠશ્રી **પુરુષોત્તમદાસ ઠાકોરદાસ** નાઇટ, સી. આઇ. ઇ., એમ. બી. ઇ.,

એમ. એલ. એ. ના આશ્રયથી પં. ગટુલાલજીની વિદ્યાલક્ષ્મી પાઠશાળામાં રહીને, દેવીદાસ લલ્લુભાઈ પાઠશાળામાં શાસ્ત્રી ત્રિભુવન ધનજી પાસે તથા ગોકુળદાસ તેજપાલ સંસ્કૃત કોલેજમાં સ્વ. શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ પાસે સંસ્કૃતનો વધુ પ્રમાણમાં અભ્યાસ કરી એમણે કાશીમાં જઇ સંસ્કૃત વ્યાકરણની 'મધ્યમા' પરીક્ષા પસાર કરી. તેજ અરસામાં સ્વ. **શેઠ દેવકરણ નાનજી** જે. પી. કે જેને પંડિતો **'આધુનિક ભોજ'**ની ઉપમા આપે છે તેમની કોટ સંસ્કૃત પાઠશાલામાં સ્વ. શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પાસે મન્વાદિ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ પણ કર્યો.

માબાપની સેવા, ધાર્મિક જીવન, સદાચરણીય આચાર વગેરે ગુણો એમના પિતાદ્વારા એમનામાં મૂળથીજ આવિર્ભૂત છે. શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધના 'ગોપિકાગીત' સંદર્ભનું એમણે ગુજરાતીમાં સમશ્લોકી ભાષાન્તર કરેલું છે. એ ઉપરાંત અન્યદ્વારા બહાર પડેલાં કેટલાંક પુસ્તકોનું પણ સંશોધન કરી તેમને લોકોપયોગી બનાવ્યાં છે. તદુપરાંત કેટલાક ગ્રન્થોનું ગુજરાતી ભાષાન્તર હવે પછી તેઓ પ્રસિદ્ધ કરનાર છે.

કે. વૈદ્યશાસ્ત્રીના ધાર્મિકસ્તોત્રો પ્રતિ તીવ્ર અનુરાગને લક્ષમાં લઇ એમણે અત્યંત પ્રયાસ આદરી સરસ ભક્તિભાવથી ભરપૂર સ્તોત્રોનું શોધન કરી પિતાના અસ્તિત્વમાં જ તેમને અર્પણ કરી પ્રસન્ન કરવા, પરંતુ ઇશ્વરેચ્છાએ અત્યારે તો કૈલાસવાસી જ. પિતાના આત્માની પ્રસન્નતાને—શાન્તિ માટે આ **'સ્તોત્રચિન્તામણિ'** નામનો ગ્રંથ પ્રથમ ભાગ મૂલસમેત ગુજરાતી ભાષાન્તર કરી પ્રસિદ્ધ કર્યો છે.

કે. વૈ. શા. ના નાનાભાઈ **જગન્નાથ અમથારામ** હતા. બાલ્યાવસ્થાથીજ વિદ્યાભ્યાસ તરફ તેમનું ધ્યાન ન હોતું, તેમ તેઓ ધાર્મિક તેમજ વ્યાવહારિક કાર્યોમાં પણ વિશેષ ભાગ લેતા નહિ. સ્વભાવે આનંદી હતા. કે૦ વૈદ્યશાસ્ત્રીએ પોતાના અનુજ સ્વ. જગન્નાથને અનેક વાર સદુપદેશ આપીને ધર્મ તરફ સારી અભિરુચિ પેદા કરાવી હતી. તેમનું જીવન નિષ્કપટ અને

એક માગીં હતું. કૈ. વૈ. શા. એ પોતાના ભાઈનું નામ ચિરકાળ રાખવા એ ભાઈના નામ પરથી એ ભાઈના હસ્તક જ ગામમાં "યજ્ઞેશ્વર" મહાદેવની નર્મદાના કિનારા પર એક નાનું શિવાલય બંધાવી તેમાં લગભગ ત્રણેક વર્ષપર પ્રતિષ્ઠા કરાવી છે. અને પોતાના ભ્રાતૃપ્રેમનો આદર્શ બતાવી આપ્યો છે. આ ઉપરાંત પણ રામેશ્વર મહાદેવના દહેરાને લગતી સાધુઓ અગર શ્રાવણમાસમાં કથાનિમિત્તે આવનાર બહાર ગામના વિદ્વજ્જનો માટે એક સાર્વજનિક નાની ધર્મશાળા પણ એમણે બંધાવી છે. તે સાથે એવાં કોઇપણ જાતનાં ધાર્મિક કાર્યોમાં પોતે આગળ પડતો ભાગ લઈ વૃદ્ધાવસ્થા છતાં પણ શારીરિક અને યથોચિત આર્થિક સહાય કરવા પણ એઓ ચૂકતા નહિ.

અન્તમાં એટલું તો અવશ્ય કહેવું યોગ્ય થશે કે, કૈ વૈદ્યશાસ્ત્રી એક મહાન્ પુણ્યશાલી અને સંસ્કારી પુરુષ હતા, કારણ કે આ સંસારમાં મનુષ્યોને પાપના ફળરૂપે અનેક વિઘ્નો પોતાના જીવનમાં આવે છે; પરંતુ કૈ. વૈદ્યશાસ્ત્રીને તો પોતાની શારીરિક આધિઓ બાદ કરવામાં આવે તો જગત્ની દૃષ્ટિએ જેને પાપનું ફળ કહે તેવું એમના જીવનમાં એમની લગભગ ૮૩ વર્ષની અવસ્થામાં પણ આવ્યું હોય એમ જોવામાં આવ્યું નથી, અને તેથી કૈ. વૈદ્યશાસ્ત્રી અન્તમાં રક્તશિરોવેષ્ટનેજ, એક બે દિવસ કાલમય વિષમજ્વરને આધીન થઇ '**जातस्य हि ध्रुवो मृत्युः**' એ વચનની સિદ્ધતા જણાવવા માટે પોતાની પાછળ પોતાનાં ધર્મપત્ની રૂક્ષ્માણી, અનુજ જગન્નાથ, બે ભગિનીઓ, ચાર પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો તથા પૌત્રીઓ વગેરે બહોળા કુટુંબને મૂકી પોતાની ૮૩ વર્ષની પાકટ વયે સંવત્ ૧૯૮૩ ના પોષ શુકલ પૂર્ણિમાને દિવસે કૈલાસવાસી થયા. એમના શવ પાછળ શ્મશાનભૂમિ પ્રતિ જતાં જતાં એક વ્યક્તિએ 'ભાલોદના શ્લોકભંડારી અને ગામના પ્રમાણમાં ગામના ભાંડારકર કૈલાસનિવાસી થયા.' એમ ઉચ્ચાર કર્યો હતો તે હજી પણ મને યાદ આવે છે. પરમાત્મા કૈ. વૈદ્યશાસ્ત્રીના આત્માને પરમ શાન્તિ અનુભવાવો ! અસ્તુ.

ભાલોદ, રાજપીપળાસ્ટેટ,
૧૯૮૭ કાર્તિક શુદ ૧૫

લી૰

**હરિવલ્લભ ગણપતરામ પંડયા.**

॥ શ્રીગણેશાય નમઃ ॥

# પ્રસ્તાવના

[1]सिद्ध्या बुद्ध्या समेतो गणपतिरथ यः शंकरः शं विधत्ते
लोकानां कल्मषारिप्रदहनकुशलो यो विभुर्विष्णुनामा ॥
अज्ञानध्वान्तहारी दिनपतिरथ या शक्तिदा चाद्यशक्ति-
र्वन्दे पञ्चस्वरूपं त्रगुणगुणमयं सच्चिदानन्दभक्त्या ॥

અખિલ બ્રહ્માણ્ડનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કર્તા પરમાત્માએ ' एकोऽहं बहु स्याम् ' એવી ઇચ્છાથી અનેક બ્રહ્માણ્ડોની ઉત્પત્તિ કરી અને તેનાં સ્થિતિ અને લયની વ્યવસ્થા પણ પોતાના દૃષ્ટિપથમાં રાખી માત્ર તેમના નિમિત્તમાત્ર દેવોને ઉત્પન્ન કર્યા, અને તેમનામાં તે કર્તવ્યો માટે પોતાની આદ્ય શક્તિને ઉતારી તેમને તે માટેનું સામર્થ્ય સમર્પ્યું. સૃષ્ટિની વિવિધ રચનામાં અનેક જાતનાં પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં અને તેમની પ્રવૃત્તિશીલ ઘટના માટે એમણે દ્વન્દ્વોની રચના ઘડી કે, જે દ્વન્દ્વોને આધારે પ્રાણિમાત્ર ઉત્તરોત્તર આ સંસારચક્રમાં કર્માનુસાર ઉત્તમાધમ ગતિને પામતાં રહે. જો એમ

---

૧ સિદ્ધિ ને બુદ્ધિ સાથે ગણપતિ વળી જે રુદ્ર કલ્યાણકર્તા,
લોકોનાં પાપશત્રુજ્વલનકુશલ થૈ વિષ્ણુ જે વ્યાપ્ત રહેતા;
અજ્ઞાનધ્વાન્તહારી દિનપતિ વળી જે શક્તિદા આદ્યશક્તિ,
વન્દું હું પાંચરૂપો અગુણગુણિ ધરી સચ્ચિદાનંદભક્તિ.

સિદ્ધિબુદ્ધિસહિત ગણોના સ્વામી ગણપતિ, સર્વનું કલ્યાણ કરનાર ભગવાન્ શંકર, લોકોનાં પાપરૂપી શત્રુઓને બાળી નાખવામાં કુશળ એવા સર્વવ્યાપક વિષ્ણુ, અજ્ઞાનની સમાન અંધકારનો નાશ કરનાર દિનપતિ સૂર્ય અને સર્વને શક્તિ આપનાર મહાદેવી આદ્યશક્તિ એ સગુણ અને નિર્ગુણરૂપે રહેલા દેવોનાં સ્વરૂપને સચ્ચિદાનંદ-સ્વરૂપ બ્રહ્મની ભક્તિથી એટલે તે રૂપે જ માનીને હું વન્દન કરું છું.

—ન થાય તો એ પરમાત્માને જે અલૌકિક આનંદ જોવાની ઇચ્છા તે પરિપૂર્ણ થાય નહિ અને તેથીજ તેમણે આ બધી સંકલનારૂપે બ્રહ્માણ્ડ અને તેમાંનાં પ્રાણીઓ ઘડયાં.

સંસારચક્રને અનાદિ માનવામાં આવે છે, કારણ કે તેનો પાર પરમાત્મા સિવાય કોઈ પણ પામી શકે તેમ નથી અને તેથીજ નવીન સૃષ્ટિના આરંભકાળમાં પણ પ્રાણીઓ પોતાનાં પ્રાકતન કર્મને આધારે જ ઉત્પન્ન થાય છે અને ત્યારપછી પ્રત્યેક જન્મમાં પોતાનાં શુભાશુભ કર્મને આધારે ઉચ્ચનીચ યોનિમાં જન્મધારણ કરે છે. આ પ્રમાણે સર્વપ્રાણિઓમાં પોતાના કલ્યાણને માટે જો ઉત્તમમાં ઉત્તમ જન્મ હોય તો આ મનુષ્યજન્મ જ છે, કારણ કે દેવો પોતાનાં પુણ્યને આધારે સ્વર્ગાદિ લોકને પામવા છતાં પણ ત્યાંથી ‘ क्षीणे पुण्ये मर्त्यलोकं विशान्ति ’ એ વચનાનુસાર પુણ્યનો ક્ષય થતાં આ લોકમાં પોતાનાં શેષ કર્મોનો ઉપભોગ કરવા જન્મ ધારણ કરે છે, અને તેથી સ્વર્ગાદિ લોકમાં વિવિધ પ્રકારના વૈભવી આનંદ સિવાય બીજું કંઈ પણ ન હોવાથી તેઓ પરમાત્મસ્વરૂપને પામવા શકિતમાન્ થતા નથી. આ લોકમાં જન્મ પામતાં પણ આ મનુષ્યજન્મ ભગવત્સ્વરૂપને પામવામાં પરમ સાધનરૂપ હોવાથીજ તેઓ મનુષ્યજન્મની ઇચ્છા કરે છે. ભગવાને પોતે પણ કહેલું છે કે, “ नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ॥ मयानुकूलेन नभस्वतेरितं पुमान् भवाब्धिं न तरेत् स आत्महा ॥ भा. ११।२०।१७ ॥ સર્વના આદિભૂત અને સુલભ છતાં પણ અત્યંત દુર્લભ એવું આ મનુષ્યદેહરૂપી નાવ (મેં) ઉત્તમ રીતે બનાવેલું છે; તેનો ગુરુરૂપી નાવિક ચલાવનાર છે અને હું (ઈશ્વર) રૂપી અનુકુલ પવન વડે તે પ્રેરાયલું છે, આમ છતાં પણ જે મનુષ્ય આ સંસારસમુદ્રને તરી શકતો નથી તે આત્મઘાતી કહેવાય છે.”

આ પરથી પ્રાણિમાત્રને જો પોતાને આ સંસારચક્રમાંથી નિવૃત્ત થવું હોય અને મનુષ્યજન્મનું સાર્થક્ય કરવું હોય તો “तरवः किं न जीवन्ति भस्त्राः, किं न श्वसन्त्युत। न खादन्ति न मेहन्ति किं ग्रामपशवोऽपरे॥ भा. २।३।१८॥ વૃક્ષો શું

જીવને નથી ગાળતાં?, ધમણો શું શ્વાસ નથી લેતી ? અથવા શું બીજા ગામનાં પશુઓ ભોજન કે મૂત્રાદિત્યાગ નથી કરતાં? કરેછે જ; મનુષ્યોને પણ તેમજ છે, છતાં પણ માત્ર મનુષ્યોમાં ભિન્નતા એટલીજ કે પોતાને ઉત્તમ જન્મ મળ્યો છે એટલે તેમણે મનુષ્યજન્મમાં પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા માટેનો યત્ન કરવો જ જોઇએ.

પરમાત્માને પ્રાપ્ત કરવાના અનેક ઉપાયો આ સંસારમાં યજ્ઞ વિગેરે છે તેમ ધ્યાનાદિ યોગમાર્ગ પણ છે, પરંતુ તે સર્વમાં કલિકાળમાં થએલા મનુષ્યોની શક્તિના હ્રાસને લીધે દેવોની [1]શ્રવણાદિ નવ પ્રકારની કહેવામાં આવેલી ભક્તિ વિશેષ ઉત્તમ છે; કારણકે ભગવાન્ શ્રીકૃષ્ણે ભગવદ્ગીતામાં કહ્યું છે કે, " क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्–યોગાદિવડે નિર્ગુણ-બ્રહ્મની ઉપાસના કરનારાઓને ( ભક્તિ કરતાં ) કલેશ વધારે ભોગવવો પડે છે, અર્થાત્ ભક્તિમાર્ગથી જ મને પ્રાપ્ત કરવાનો યત્ન કરવો વધારે શ્રેષ્ટ છે." અને તેથી તેવી રીતે ભક્તિથી જ પરમાત્મસ્વરૂપને પામવું વધારે સુલભ છે.

હવે એ ભક્તિમાર્ગ કે કોઇપિણ માર્ગનું રહસ્ય ગુરુ સિવાય જાણી શકાય તેમ નથી. દરેક વ્યક્તિ પોતાની મેળે ગમે તેમ કરે તો પણ " आचार्यवान् पुरुषो वेद–આચાર્યવાળો–ગુરુવાળો પુરુષ જ બ્રહ્મજ્ઞાન મેળવી શકે છે." એ વચનાનુસાર ગુરુએ બતાવેલા માર્ગ પ્રમાણે તે જો ચાલે તો અવશ્ય તે પોતાનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે, અને તેથી દ્વિજ અથવા સ્ત્રી કે શુદ્ર એ સર્વેએ પોતાના ગુરુ દ્વારા ભક્ત્યાદિનું જ્ઞાન મેળવવું અને તે દ્વારા તેઓએ આત્મકલ્યાણની સિદ્ધિ મેળવવા યત્ન કરવો

ભક્તિના શાસ્ત્રમાં એકાશી પ્રકાર બતાવવામાં આવ્યા છે, પરંતુ તેમાંની મુખ્ય નવધા ભક્તિ મનુષ્યો પોતાની ગુરુપરમ્પરાએ કર્યે જાય છે. એમાં

---

૧ "श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम्,–ભગવાન્ વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસપણું અને સખ્યભાવ, એ નવ પ્રકારની ભક્તિ છે અને તેવી દરેક દેવોની પણ કરવી ઘટે છે.

દરેક વ્યક્તિને પ્રતિદિન પોતાના નિત્યકર્મનું વિધાન હોય છે અને તે વિધાનને અંતે અથવા તે વિના પણ પોતાના જે ઇષ્ટદેવ હોય તેની પ્રાર્થના અથવા સ્તુતિ પણ કરવાની હોય છે. તે સ્તુતિમાં પોતાના ઇષ્ટનો પૂજાદિવિધિ થયા પછી અથવા તો દુઃખાદિના પ્રસંગે પણ પોતાના અપરાધોની ક્ષમા, સંસારમાં પોતાની માયામય સ્થિતિ અને તેમાંથી સ્વલ્પ સેવાએ પણ તેને પરિપૂર્ણ સમજી પોતાનો ઉદ્ધાર કરવા માટે તેમનું–પોતાના ઇષ્ટનું સ્તવન કરવામાં આવે છે.

આ સ્તવન અથવા સ્તુતિ અજ્ઞાની જીવ પોતાની ઇચ્છાપ્રમાણે હૃદ્ગત ભાવથી પોતાની કોઇપણ ભાષામાં કરે તો તેને માટે ઇશ્વર ના પાડતા નથી અથવા તે ઊર્ધ્વ ગતિને પામતો નથી એમ કહી શકાય નહિ, તો પણ "देवो भूत्वा देवं यजेत–દેવરૂપ થઈ દેવોનું યજન કરવું" એટલે દેવોની ભાષા જે સંસ્કૃત તે દ્વારા જ જો પોતાના ઇષ્ટની સ્તુતિ વિગેરે કરવામાં આવ્યું હોય તો તે વધારે શ્રેયઃસ્કર છે એમાં તો કોઈ ના પાડી શકે તેમ નથી.

હવે સ્તુતિ એટલે શું ? અને તે કેમ અને કેવીરીતે કરવી જોઇએ તેનો જરા વિચાર કરીએ. સ્તુતિ જેનાથી કરવામાં આવે તેનું નામ '**સ્તોત્ર**' છે. આ ગ્રંથનું નામ "स्तोत्रचिन्तामणि" છે એટલે 'સ્તોત્ર' શબ્દ પરથીજ એનો આર્થિક સંદર્ભ લઇએ. "स्तोत्रम्–स्तूयते अनेन इति स्तोत्रम् । ष्टुञ् स्तुतौ धातोः "दाम्नीशसयुयुजस्तुतुदसिसिचमिहपतनहः करणे ( ३–२–२८ ) इति सूत्रेण करणेऽर्थे ष्ट्रन् प्रत्ययः । तितुत्रतथसिसुसरकसेषु ( ७–२–९ ) इत्यनेन इडभावः । सार्वधातुकार्धधातुकयोः (७–३–८९) इति गुणे नपुंसकत्वे स्तोत्रम् । મનુષ્યથી જેનાવડે સ્તુતિ કરાય તેનું નામ **સ્તોત્ર.** એમાં મૂળ "ष्टुञ् स्तुतौ-ષ્ટુઞ્ સ્તુતિ કરવી" એ ધાતુથી કરણાર્થમાં "દામ્નીશસ–" એ સૂત્રથી ષ્ટ્રન્ પ્રત્યય થયો અને તેમાંથી ષ્ અને ન્ ચાલ્યા જતાં બાકી ત્ર રહેતાં '**સ્તુત્ર**' એ સ્થિતિમાં "तितुत्र–" એ સૂત્રથી ઇટ્ ન થતાં "સાર્વધાતુક" એ સૂત્રથી સ્તુના ઉનો ગુણ થઈ '**સ્તોત્ર**' એ પ્રમાણે શબ્દ થયો. એનો અર્થ સ્તુતિ જેનાથી થાય તે, અને સ્તુતિ એટલે કોઇનામાં પણ તેમના ગુણોને લીધે રહેલો જે ઉત્કર્ષ તેને જણાવવાવાળી જે વાણી બોલવી તે.

આ પ્રમાણે **સ્તુતિ** અથવા **સ્તોત્ર**નો અર્થ છે. દરેક વ્યક્તિ પોતે પોતાનાથી જેને મહાન્ માનતી હોય અને તેની પ્રશંસા કરે એટલે તેના ગુણો નો ઉત્કર્ષ ગાય એનું નામ **સ્તુતિ**, અને એ **સ્તુતિ** આ સંસારમાં આદિ અનાદિથી ચાલતી આવલી જોવામાં આવે છે. જ્યારે આ પ્રમાણે મનુષ્ય મનુષ્યની સ્તુતિ કરે છે તો જે પરમાત્માએ પોતાને આ ઉત્તમ મનુષ્યજન્મ આપ્યો અને જે દેવોના અધિકાર નીચે એ પોતે પોતાનું જીવન વ્યતીત કરી રહેલો હોય છે તેવા પરમાત્મા અથવા દેવોની સ્તુતિ મનુષ્ય કેમ ન કરે? કારણ કે સ્તુતિ કરવાથી કોઈ અપ્રસન્ન થતું નથી, પણ પ્રસન્ન થાય છે. " स्तोत्रं कस्य न तुष्टये–સંસારમાં સ્તુતિ કોને પ્રસન્ન કરતી નથી?" સર્વને પ્રસન્ન કરે છે, અને જ્યારે મનુષ્યોને એ પ્રમાણે પ્રસન્ન કરે તો તે દેવોને પ્રસન્ન કેમ ન કરે? અવશ્ય કરે જ એ નિઃસંશય છે. એટલે મનુષ્યે પોતાના જીવનની સફળતાને માટે સર્વ દેવોમાં પોતાના જે ઇષ્ટ હોય તેની અથવા પરમાત્માની સ્તુતિ કરવીજ જોઇએ. અને તેથીજ તત્ત્વજ્ઞાનીઓએ પણ પોતાના કલ્યાણને માટે પૂર્વમાં સ્તુતિઓ કરેલી છે કે, જેને આધારે અન્ય-વ્યક્તિઓ પણ આજે તે સ્તુતિપાઠ કરી પોતાની કામના અથવા પોતાનું કલ્યાણ સાધી શકે છે. પૂર્વકાળમાં દેવોએ પણ એજ પ્રમાણેની સ્તુતિથી નિયામક દેવોને પ્રસન્ન કરી પોતાની કાર્યસિદ્ધિ કરેલી પુરાણાદિકમાં જોવામાં આવે છે.

હવે એ સ્તુતિ સફળ ક્યારે થાય કે, મનુષ્ય જ્યારે એકનિષ્ઠાથી પોતાના ઇષ્ટમય બની જાય અને સ્તુતિ કરતાં કરતાં તેનું હૃદય પીગળીને નેત્ર-માંથી અશ્રુપાત થઈ તે તન્મયતાને પ્રાપ્ત કરે ત્યારે, કેમ કે ભગવાન્ વેદવ્યાસે શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે, " तदश्मसारं हृदयं बतेदं यद्गृह्यमाणैर्हरिनामधेयैः । न विक्रियेताथ यदा विकारो नेत्रे जलं गात्ररुहेषु हर्षः ॥ ભા. ૨।૩।૨૪॥ પુરુષનું જે હૃદય ભગવાનનાં નામ લેતાં લેતાં વિકાર પામતુ નથી એટલે આર્દ્ર થતું નથી અને જેનાં નેત્રોમાં આંસુ અને શરીરોપર રોમાંચ થતાં નથી તેવા પુરુષનું તે હૃદય પાષાણ જેવું સમજવું." એટલે આ પરથી સ્તુતિ કરનાર

વ્યક્તિની પોતાના ઇષ્ટદેવમાં સ્તુતિ એવી તન્મયતાથી થવી જોઇએ કે તે આ જગત્‌માત્રને ભૂલી જાય અને જેમ ઇશ્વરનું ધ્યાન કરનાર આત્મ-જ્ઞાનીને ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણે વસ્તુનું એકીકરણ થતાં તે જેમ ભેદભાવ ભૂલી જઈ પરમ આનંદને પામે છે તેજ પ્રમાણે પોતે સ્તુતિ કરનાર પણ સ્તોતા, સ્તુત્ય અને સ્તુતિરૂપ ક્રિયા એ ત્રણેને એકરૂપે જોઈ પોતાના ઇષ્ટમાં એવો પ્રેમયુક્ત થઈ જવો જોઇએ કે, જેથી તેનાં નેત્રો અશ્રુપૂર્ણ, તેનું હૃદય પ્રેમથી આર્દ્ર અને શરીર રોમાંચિત થાય. જ્યારે આ પ્રમાણે સ્તુતિ કરનારની સ્થિતિ થાય ત્યારે તે સ્તોતા પોતાના ઇષ્ટની પરમ કૃપા મેળવવા સમર્થ થઈ સ્વકામના અથવા આત્મકલ્યાણ સાધી શકે છે. જો એ પ્રમાણે સ્તુતિ કરવામાં આવે તો એવી સ્તુતિથીજ તે પોતાનાં અનેક જન્મોનાં કાયિક, વાચિક અને માનસિક પાપોને ધોઈ પોતાના અન્તરાત્માની શુદ્ધિ કરી શકે છે. આ પરથી એટલુંજ વિશેષ સ્પષ્ટ થાય છે કે સ્તોતાએ ઇન્દ્રિયોને અને મનને બરાબર નિયમમાં રાખીને જ પોતાના ઇષ્ટની સ્તુતિ કરવી અને પછી જ તે દ્વારા તેણે આત્મકલ્યાણના પરમ માર્ગમાં પ્રયાણ કરવાનો પ્રયત્ન કરવો.

હવે આ સ્તુતિ અગાઉ કહ્યા પ્રમાણે સંસ્કૃત ભાષામાં કરવામાં આવે તે વધારે ઉત્તમ છે, પરંતુ કાલબળને અંગે આપણી તે આદ્ય માતૃભાષાને જનસમાજ પ્રતિદિન ભૂલતો જાય છે અને કલિયુગને પોતાનું ઘોર સામ્રાજ્ય વિસ્તૃત કરવાનો માર્ગ ખુલ્લો કરી આપતો જાય છે, અને તેને અંગેજ આજેસંસ્કૃતભાષાના અધ્યયનનો થતો જતો અનાદર કોઈનાથી અજાણ્યો નથી. આવી પરિસ્થિતિમાં સ્તુતિ કરનાર વ્યક્તિ સંસ્કૃત ભાષામાં સ્તુતિ કરવા છતાં અર્થ ન સમજી શકે એ સ્વાભાવિક છે, પરંતુ દરેક વ્યક્તિએ એટલું ધ્યાનમાં રાખવુંજ જોઇએ કે, " एकः शब्दः सम्यक् ज्ञातः सुप्रयुक्तः स्वर्गे लोके कामधुक् भवति—એક પણ શબ્દ સારી રીતે જાણીને જો તેનો પ્રયોગ કરવામાં આવ્યો હોય તો તે સ્વર્ગલોકમાં પણ કામનાઓને પરિપૂર્ણ કરનાર થાય છે. " એથી

સ્તોત્રો પણ જો અર્થસહિત જાણવામાં આવે અને ત્યાર પછી જો તે દ્વારા સ્તુતિ કરવામાં આવે તો તેની અંદરના રહસ્યનું સ્તોતાને જ્ઞાન થએલુ હોવાથી તેને પોતાને જે આનંદ આવે છે તે તે સ્તુતિ કરનાર પોતેજ સમજી શકે છે. આથી વિશેષ કંઈ પણ ન જણાવતાં આ પુસ્તકમાં એ હેતુથી જ ગુજરાતી ભાષાંતર આપવામાં આવેલું હોવાથી અર્થસંબંધમાં અજ્ઞાત જનસમાજ જો એને યથાર્થ સમજી સ્તોત્રોથી સ્તુતિ કરી સ્વાર્થસિદ્ધિ કરવા પ્રયત્ન કરશે તો તેથી તેનું પોતાનું અને આ ગ્રંથના ભાષાંતરના પ્રયોજનનું સાફલ્ય થયું ગણાશે અને તે પોતાનું કલ્યાણ સાધી શકશે.

સંસ્કૃત સ્તોત્રના ઘણા ગ્રંથો છે અને તેમાં અનેક સ્તોત્રો છે કે, જેમાંનાં કેટલાંક છુટાં છવાયાં ભાષાંતર સાથે બહાર પડેલાં છે, પરંતુ ઉત્તમોત્તમ સર્વ સ્તોત્રોનું ભાષાંતર બહાર પડેલું ન હોવાથી અને તેવા એક પુસ્તકની આવશ્યકતા મને લાગવાથી તેમ અન્ય પણ કેટલીક વ્યકિતઓની સૂચનાથી અનેક સ્તોત્રોની અંદરનાં સુપ્રસિદ્ધ ઉત્તમોત્તમ અને જનસમાજ જેનો બહુધા નિરંતર પાઠ કરતો હોય તેવાં સ્તોત્રો ચૂંટી ચૂંટીને તેના સંગ્રહ-રૂપે ભાષાંતર સાથે આ પુસ્તક બહાર પાડવામાં આવેલું છે. સર્વ સ્તોત્રોમાં પણ "चिन्तामणिश्चिन्तितमेव धत्ते" એ પ્રમાણે મનુષ્યને ઇચ્છિત ફળ આપનાર ઉત્તમ સ્તોત્રોનો જ આમાં સંગ્રહ કરેલો હોવાથી આ ગ્રંથનું નામ "**स्तोत्रचिंतामणि**" એ પ્રમાણે આપવામાં આવ્યું છે. તેમાં પણ પુરાણોકત ઘણાં પ્રસિદ્ધ સ્તોત્રો લેવા સાથે પણ હૃદયમાં દેવો પ્રત્યેનો અપૂર્વ પ્રેમ ઉત્પન્ન કરી વાણીને તન્મયતાથી ગદ્ગદ બનાવનાર જો કોઈ સ્તોત્રો હોય તો વિશેષમાં ભગવાન્ આદ્ય શંકરાચાર્યનાંજ સ્તોત્રો છે, અને તે એવાં છે કે આજે જનસમાજમાં ઘણી વ્યકિતઓ અપૂર્વ સન્માનથી તેના તરફ દોરાઈ તેનો પ્રેમપૂર્વક પાઠ કરે છે. "[1]दधि मधुरं घृतमधुरं द्राक्षा मधुरा सुधापि मधुरैव ।

---

૧ દહીં મીઠું, ઘી મીઠું, દ્રાક્ષા મીઠી, સુધાય છે મીઠી;
તે તેને (મન) મીઠું જ્યાં જેનું ચિત્ત લાગતાં દીઠું.

तस्य तदेव हि मधुरं यस्य मनो यत्र संलग्नम् ॥" એ વચનાનુસાર બીજાં સ્તોત્રોમાં પણ વ્યક્તિગત આનંદ રહેતો હશે, તો પણ સામાન્ય રીતે તો એમ નિર્વિવાદ રીતે કહેવું પડે કે ભગવાન્ આદ્યશંકરાચાર્યનાં સ્તોત્રો જો ભાવપૂર્વક ભણવામાં આવે તો હૃદ્ગત પ્રેમપૂર્ણ ભક્તિભાવનો આવિર્ભાવ થયા સિવાય કદી પણ રહી શકે નહિ અને તેથી જ તેવાં સ્તોત્રોનો પણ આમાં વધારે સમાવેશ કરવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં ભગવાન્ શ્રીકૃષ્ણાદિકનાં સ્તોત્રો પણ આપવાનો વિચાર હતો, પરંતુ ઉત્તમોત્તમ સ્તોત્રોની ચુંટણીમાં પંચાયતન દેવનાં સ્તોત્રોથીજ લગભગ પુસ્તકનું કદ વધી ગયું અને તેથી વધારે દલદાર પુસ્તક પાઠ કરતાં ન ફાવે એ હેતુથી તેના બે વિભાગ રાખી પ્રથમ ભાગમાં માત્ર પંચાયતન દેવનાંજ સ્તોત્રોનો સંગ્રહ આપવામાં આવ્યો છે, અને પરમાત્માની કૃપા થશે તો બીજા ભાગમાં એટલાજ કદના પુસ્તક રૂપે ભગવાન્ શ્રીકૃષ્ણ, શ્રીરામ, ગ્રહો, અવતારો, નદીઓ, વેદાન્ત તથા દત્ત, હનુમાન્ વિગેરેનાં ઉત્તમોત્તમ સ્તોત્રોનો સંગ્રહ ભાષાંતર સાથે આપવામાં આવશે. ઇચ્છા આપણી પણ સિદ્ધિ પરમાત્માને અવલંબીને રહેલી છે.

આ પુસ્તકનો મૂળ આરંભ આજથી પાંચ વર્ષ પર ભૃગુક્ષેત્રમાં થએલો અને તે એવી ઇચ્છાથી કે એ ગ્રન્થની અર્પણપત્રિકા મારા હમણાંના કૈલાસવાસી, પરંતુ તે સમયના અસ્તિત્વ ભોગવતા પિતાજીશ્રી વૈદ્યશાસ્ત્રી **ધીરજરામ અમથારામ** પંડ્યાને આપવી અને તેમ કરી મારા જીવનનું કિંચિત્ અંશે પણ મારે સાફલ્ય માનવું, પરંતુ "मनसा चिन्तितं कार्यं दैवमन्यद्धि चिन्तयेत्" એ નિયમે કેટલાંક અનિવાર્ય વિઘ્નોને લીધે ઘણો ભાગ લખાઈ ગએલો હોવા છતાં અને તે છાપવા આપવાની તૈયારીમાં હતો ત્યાંજ નિષ્ઠુર કહો કે નિયન્તા કહો પણ તેવા કાલે મારી મનોગત અભિલાષાને વિદીર્ણ કરી નાખી અને મારા પિતાજીશ્રી કૈલાસવાસી થયા. હૃદયઘણું શોષાયું, દુઃખી થયું, અને તે થાય કે કેમ તે તો કૈકેયીના કઠોર વચને કાલને વશ થએલા રાજા દશરથ અને રામનું

વિયોગમય ચિત્ર પોતાની દૃષ્ટિસમીપમાં જે પિતૃપ્રેમી પુત્ર ખડુ કરે તે અથવા તો પિતૃપ્રેમનો કોઈ પરમ અનુભવી થઈ પાછલથી પિતૃ-વિયોગી થએલો કોઈ પ્રેમી પુત્ર જ જાણી શકે; તો પણ લોકાન્તર અને જન્માન્તર માનનારા આપણા સિદ્ધાન્તોને આધારે સદ્ગત વ્યક્તિને પણ ગ્રન્થાર્પણ કરવું એવી અભિલાષાએ અનુત્સાહના ગર્તમાંથી મને બહાર કાઢયો અને ત્યારપછી અનેક વિઘ્નો આવવા છતાં પણ 'ગુજરાતી' પત્રના ભૂતપૂર્વ અધિપતિ રા. રા. મણિલાલ ઇચ્છારામ દેશાઈએ મારા કોપીરાઈટ સાથે અમુક સરતે તે પોતાને ખરચે છાપવા માટે રાખી મને કેટલીક સવડ કરી આપી કે, જેને માટે તેમનો આભાર માનવો આ સ્થળે હું ભૂલી શકતો નથી અને એથી એનું છાપવાનું કામ શરૂ થયું, પરંતુ સાપ્તાહિક પત્ર, ભેટ, દીવાળીનો અંક, વિગેરે કારણોને અંગે એનું મુદ્રણ કામ બહુ ધીમું ચાલ્યું અને તેમાં લગભગ ૧ાા વરસ નીકળી ગયું અને તેમાં પણ અરધું પુસ્તક છપાતાં દૈવયોગે 'ગુજરાતી ન્યૂસ પ્રેસ' બંધ થયું અને છાપવાનું કામ પણ અટકી ગયું અને તેથી તેને બીજા 'મુંબઈ વૈભવ પ્રેસ'માં આપ-વાની ફરજ પડી કે, જ્યાંના મેનેજર રા. રા. ભાસ્કર મહાદેવ સિદ્ધેએ એ પુસ્તક સંબંધી કેટલીક સગવડ સાથ મને જલદી એ પુસ્તક મળે તેવી ગોઠ-વણ કરી આપી કે, જેને માટે તેઓનો પણ આભાર મારે માનવો અનુચિત લેખાય નહિ, અને તેથી આ પ્રમાણે અનેક વિઘ્નો અને ઉત્સાહનો ભંગ છતાં પણ આરંભ કરેલું કાર્ય પૂર્ણ થાય તો સારું એમ સમજી આ ગ્રન્થનો પ્રથમ ભાગ પરમાત્માની કૃપાથી મારા કૈલાસવાસી પિતાજીશ્રીને પણ અર્પણ કરી સાથે તેમનો લઘુ જીવનવૃત્તાન્ત અને ચિત્ર પણ આપી મારી મનોગત અભિલાષાને કિંચિત્ અંશે પણ ફલીભૂત કરવા આજે હું સમર્થ થયો છું.

આ ગ્રન્થને લોકોપયોગી બનાવવા માટે સ્તોત્રોના અર્થસંબંધમાં તેમ નિર્ગુણના માર્ગમાં જવામાં સાધનભૂત સુલભ માર્ગ સગુણની ભક્તિ હોવાથી ભાવનાઓને ઉત્તરોત્તર સ્થિર કરવા માટે પંચાયતન દેવ સાથે બીજાં

પણ એક બે ચિત્રો આપી પુસ્તકની મહત્તા જાળવવા સંબંધમાં મારાથી બનતો પ્રયત્ન કરેલો છે, છતાં પણ ઈશ્વર સિવાય કોઈ સર્વજ્ઞ નથી એટલે અને ભાષાંતરનું કામ કેટલું કઠિણ છે તે તેના અનુભવીઓ જાણતા હોવાથી તે સંબંધી સર્વ વિચાર કરી ક્વચિત્ અર્થમાં, ક્વચિત્ દૃષ્ટિદોષથી અથવા બીજો કોઇપણ પ્રકારનો દોષ વાચકવૃન્દને જોવામાં આવે તો તે ક્ષન્તવ્ય ગણી તેનું સૂચન માત્ર આપી તેઓ પોતાની ઉદારતા બતલાવશે કે જેથી ઈશ્વરકૃપાએ દ્વિતીયાવૃત્તિનો પ્રસંગ આવે તો તેમાં યોગ્ય સુધારો વધારો થઈ શકે.

અન્તમાં મારા આ પુસ્તકનાં અગાઉથી ગ્રાહક થઈ જે સદ્‌ગૃહસ્થો અથવા સન્નારીઓએ મારા ઉત્સાહને પ્રેરણા આપી છે કે જેઓનાં નામ આપુસ્તક સાથે જોડવામાં આવ્યાં છે તેઓ મારા આ પુસ્તકના બીજા ભાગના પ્રકાશનસમયે પણ મારા ઉત્સાહમાં તેટલુંજ બળ આપશે એમ હું ઇચ્છીશ અને તે સર્વનો તેમજ મારા પિતાજીશ્રીના જીવનચરિત્રના લઘુ વૃત્તાન્તના લેખક રા. ભાઈ હરિવલ્લભ ગણપતરામ પંડયાનો પણ આભાર માની પરમાત્માની પ્રાર્થનાપૂર્વક કહીશ કે, મારા આ ભાષાંતરને વાંચનાર વ્યકિત જો તેનો સદુપયોગ કરી પોતાના જીવનને કિંચિત્ અંશે અથવા વિશેષાંશે પણ ઉન્માર્ગગામી કરશે તો હું મારો આ કરેલો પ્રયાસ સફળ થયો માની મારા પોતાના જીવનને પણ કિંચિત્ વિશેષાંશે સફળ થયું સમજીશ. પરમાત્મા તેવી ઉત્તમ પ્રેરણા સર્વમાં પ્રસારો ! હરિઃ ૐ શાંતિઃ

તુલજાશંકર ધીરજરામ શાસ્ત્રી,

ભાષાંતરકર્તા.

# स्तोत्रानुक्रमणिका.

## ॥ श्रीमद्‌जगद्‌गुरवे श्रीशंकराचार्याय नमः ॥



निखिलनिगमवेद्यं निर्विशेषं निराशं सकलभुवनवन्द्यं
सच्चिदानन्दरूपम् । शशिधरनरमूर्तिं शङ्कराचार्यदेवं
कमलजतनुजानां भावयेऽभीष्टसिद्ध्यै ॥ हरि ॐ ॥

ધી ઇન્ડીયન આર્ટ પ્રેસ, કાલબાદેવી, મુંબઈ.

॥ श्रीगणेशाय नमः ॥

# स्तो त्र चि न्ता म णिः

—⁂—

## ॥ प्रातरुत्थानम् ॥

**कराग्रे[1] वसते लक्ष्मीः करमध्ये सरस्वती ।**
**करमूले स्थितो ब्रह्मा प्रभाते करदर्शनम् ॥ १ ॥**

### પ્રાતરુત્થાન

પ્રાતઃકાલને વિષે ઉઠી મનુષ્યે પોતાના હસ્તતલનું અવલોકન કરવું અને તે સમયે 'कराग्रे-' એ ઉપરનો મંત્ર બોલવો.

કરના અગ્રભાગમાં લક્ષ્મી રહેલાં હોય છે, કરના મધ્યભાગમાં સરસ્વતી રહે છે અને કરના મૂલને વિષે બ્રહ્મા રહેલા છે માટે મનુષ્યે પ્રાતઃકાલમાં કરનું દર્શન કરવું. ૧

—⁂—

---

૧ लक्ष्मीः कराग्रे वसति करमूले सरस्वती ॥
करमध्ये च गोविन्दः प्रभाते करदर्शनम् ॥

કરના અગ્ર ભાગમાં લક્ષ્મી, કરના મૂલમાં સરસ્વતી અને કરના મધ્યભાગમાં ગોવિંદ રહેલા છે માટે સવારમાં કરનું દર્શન કરવું. આ પ્રમાણે પાઠાન્તર છે.

॥ भूमिस्पर्शः ॥

समुद्रवसने देवि पर्वतस्तनमण्डिते ॥
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥ २ ॥

॥ प्रातःस्मरणम् ॥

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ॥ यत्स्वप्नजागरसुषुप्तिमवैति नित्यं तद्ब्रह्म निष्कलमहं न च भूतसङ्घः ॥ १ ॥ प्रातर्भजामि मनसो वचसामवाच्यं वाचो

### ભૂમિસ્પર્શ

પછી ભૂમિનો સ્પર્શ કરવો અને તે સમયે ઉપરનો મંત્ર બોલવો.

હે સમુદ્રરૂપ વસ્ત્રવાળાં, પર્વતરૂપી સ્તનોથી શોભાયમાન અને વિષ્ણુની પત્ની એવાં પૃથ્વીદેવિ! તમને મારા નમસ્કાર હો, અને તમને ચાલતાં મારા પગનો જે સ્પર્શ થાય તે મારા અપરાધને તમે ક્ષમા કરો. ૨

ત્યાર પછી ત્રણ કોગળા કરી મુખશુદ્ધિ કરવી અને આંખો ધોઇ આચમન કરવું તથા ગાય વગેરે પવિત્ર વસ્તુઓનો સ્પર્શ કરવો અને પછી પોતાના ઇષ્ટદેવને નમસ્કાર કરી ઉપર પ્રમાણે 'प्रातः स्मरामि-' વગેરે શ્લોકોથી 'પ્રાતઃસ્મરણ' કરવું.

### પ્રાતઃસ્મરણ

પ્રાતઃકાલને વિષે હું મારા હૃદયને વિષે સ્ફુરાયમાન થતા એવા સચ્ચિદાનંદરૂપ, પરમહંસની ગતિરૂપ અને મોક્ષસ્વરૂપ આત્મતત્ત્વનું સ્મરણ કરું છું કે, જે તત્ત્વ સ્વપ્ન, જાગૃતિ અને સુષુપ્તિ અવસ્થાને સર્વદા જાણે છે; અને તે જ નિરુપાધિક એવા બ્રહ્મરૂપ હું છું, પણ હું પંચભૂતોનો સમુદાય નથી. ૧

विभान्ति निखिला यदनुग्रहेण ॥ यन्नेति नेति वचनैर्निगमा अवोचुस्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥ प्रातर्नमामि तमसः परमर्कवर्णं पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ॥ यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ रज्ज्वां भुजङ्गम इव प्रतिभासितं वै ॥३॥ प्रातः स्मरामि गणनाथमनाथबन्धुं सिन्दूरपूरपरिशोभितगण्डयुग्मम् ॥ उद्दण्डविघ्नपरिखण्डनचण्डदण्डमाखण्डलादिसुरनायकवृन्दवन्द्यम् ॥ ४ ॥ प्रातर्नमामि महिषासुरचण्डमुण्डशुम्भासुरप्रमुखदैत्यविनाशदक्षाम् ॥

પ્રાતઃકાલને વિષે મનથી ન જાણી શકાય તેમ વાણીથી ન બોલી શકાય એવા, જેના અનુગ્રહ વડે સમગ્ર વાણીઓ પ્રકાશમાન થાય છે એવા, જેને વેદો પણ 'नेति नेति' એ પ્રમાણે કહે છે તેમ જેને દેવોના દેવ, અજન્મા, અને સર્વ દેવોના અગ્ર કહે છે તે અચ્યુત એટલે અવિનાશી એવા પરમાત્માનું હું ભજન કરું છું. ૨

પ્રાતઃકાલને વિષે તમથી પણ પર, સૂર્ય સરખા વર્ણવાળા અને સનાતનપદસ્વરૂપ ક્ષરાક્ષરથી પણ ઉત્તમ એવા પુરુષોત્તમ ભગવાનને હું નમન કરું છે કે, સર્વ બ્રહ્માણ્ડની મૂર્તિરૂપ એવા જેને વિષે આ સમગ્ર જગત્ દોરીને વિષે સર્પજ જેમ તેમ ભ્રાન્તિરૂપે જણાય છે. ૩

પ્રાતઃકાલને વિષે અનાથના બંધુરૂપ, સિંદૂરના સમૂહથી જેમનાં બંને ગંડસ્થલો શોભાયમાન છે એવા, મહાવિઘ્નોનો નાશ કરવાવાળા, પ્રચંડ દંડને ધારણ કરનારા અને ઇન્દ્ર વગેરે દેવોના તેમ જ અસુરોના અધિપતિઓના સમૂહવડે વન્દન કરાએલા એવા ગણોના સ્વામી ગણપતિનું હું સ્મરણ કરું છું. ૪

પ્રાતઃકાલને વિષે મહિષાસુર, ચણ્ડ, મુણ્ડ તથા શુંભાસુર વગેરે દૈત્યોનો વિનાશ કરવામાં ચતુર, બ્રહ્મા, ઇન્દ્ર, રુદ્ર અને

असन्द्र... निमोहनलोलशीलां चण्डीं समस्तसुरमूर्तिमनेकरूपाम् ॥
॥ ५ ॥ प्रातः स्मरामि भवभीतिहरं सुरेशं गङ्गाधरं वृषभवाहनमम्बिकेशम् ॥ खट्वाङ्गशूलवरदाभयहस्तमीशं संसाररोगहरमौषधमद्वितीयम् ॥ ६ ॥ प्रातः स्मरामि भवभीतिमहार्तिशान्त्यै नारायणं गरुडवाहन... भम् ॥ ग्राहाभिभूतवरवारणमुक्तिहेतुं चक्रायुधं तरुणवारिजपत्रनेत्रम् ॥ ७ ॥ नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्र... नाशहेतवे ॥ त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरंचिनारायणशङ्करात्मने ॥ ८ ॥ शंकरं शङ्कराचार्यं केशवं बाद-

મુનિઓને મોહ પમાડવામાં ચંચળ સ્વભાવવાળી, સમસ્ત દેવોની મૂર્તિરૂપ અને અનેક સ્વરૂપને ધારણ કરનારી એવી ચંડી દેવીને હું નમન કરું છું. ૫

પ્રાતઃકાલને વિષે સંસારના ભયને। નાશ કરનારા, દેવોના ઈશ્વર, ગંગાને ધારણ કરનારા, વૃષભના વાહનવાળા, પાર્વતીના પતિ, ખટ્વાંગ, ત્રિશૂલ, વર તથા અભયને હસ્તમાં ધારણ કરનારા અને સંસારરૂપ રોગને। નાશ કરવામાં એક અદ્વિતીય ઔષધરૂપ એવા શંકરનું હું સ્મરણ કરું છું. ૬

પ્રાતઃકાલને વિષે સંસારની ભીતિરૂપ મહા દુઃખની શાંતિને માટે, ગરુડના વાહનવાળા, જેમની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું છે એવા, મગરથી પરાભવ પામેલા ઉત્તમ હાથીને મુક્ત કરવાના કારણરૂપ, ચક્ર જેમનું આયુધ છે એવા તેમજ ખીલેલાં કમળોના પત્ર સરખાં નેત્રવાળા નારાયણ ભગવાન્‌નું હું સ્મરણ કરું છું. ૭

જગત્‌ના એક ચક્ષુરૂપ, જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહારના કારણરૂપ, ત્રણ વેદમયસ્વરૂપવાળા તેમજ રજ, સત્ત્વ અને

रायणम् ॥ सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥ ९ ॥

महर्षिर्भगवान् व्यासः कृत्वेमां संहितां पुरा ॥ श्लोकैश्चतुर्भिर्धर्मात्मा पुत्रमध्यापयत् शुकम् ॥ १ ॥ मातापितृसहस्राणि पुत्रदारशतानि च ॥ संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे ॥ ॥ २ ॥ हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च ॥ दिवसे दिवसे मूढमाविशन्ति न पंडितम् ॥ ३ ॥ ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ॥ धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥ ४ ॥

તમોગુણને ધારણ કરનાર બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર સ્વરૂપ એવા સૂર્યનારાયણને હું નમસ્કાર કરું છું. ૮

શંકરસ્વરૂપ ભગવાન્ શંકરાચાર્ય અને કેશવસ્વરૂપ ભગવાન્ બાદરાયણ કે જેઓ ભાષ્યકાર અને સૂત્રકાર છે તેમને હું વારંવાર વન્દન કરું છું. ૯

ધર્માત્મા એવા ભગવાન્ વ્યાસમહર્ષિએ ચાર શ્લોકોની આ સંહિતા રચીને પૂર્વે તે પોતાના પુત્ર શુકદેવજીને ભણાવી હતી. ૧

હજારો માતાપિતા અને સેંકડો પુત્રો તથા સ્ત્રીઓ અનેક સંસારોને વિષે ગએલાં અનુભવ્યાં છે, જતાં અનુભવાય છે અને બીજાં કેટલાંક જશે તે અનુભવાશે. ૨

હર્ષ પ્રાપ્ત થવા માટે હજારો સ્થાન—પ્રસંગ—છે અને ભય પ્રાપ્ત થવા માટે પણ સેંકડો સ્થાન છે, પરંતુ તે હર્ષ અથવા ભય અજ્ઞાની મનુષ્યમાં જ દિવસે દિવસે પ્રવેશ કરે છે, પરંતુ જ્ઞાની મનુષ્યમાં પ્રવેશ કરતા નથી. ૩

'અર્થ અને કામ એ ધર્મથી જ મળી શકે છે તો તે ધર્મનું સેવન મનુષ્યો શા માટે કરતા નથી?' એમ ઉંચો હાથ કરી પોકાર કરીને હું કહું છું, પણ કોઇ પણ માણસ મારું સાંભળતું નથી. ૪

न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ॥ धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥ ॥ ५ ॥ इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत् ॥ स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति ॥ ६ ॥

ब्रह्मा मुरारिस्त्रिपुरान्तकारी भानुः शशी भूमिसुतो बुधश्च । गुरुश्च शुक्रः शनिराहुकेतवः कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥ १ ॥ भृगुर्वशिष्ठः क्रतुरङ्गिराश्च मनुः पुलस्त्यः पुलहश्च गौतमः ॥ रैभ्यो मरीचिश्च्यवनश्च दक्षः कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥ २ ॥ सनत्कुमारः सनकः सनन्दनः सनातनोऽप्यासुरिपिङ्गलौ च ॥ सप्त स्वराः सप्त रसातलानि कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥ ३ ॥ सप्ता-

માણુસે કયારે પણુ કામના હેતુથી, ભયના કારણુથી, લોભથી કે આજીવિકાના હેતુથી પણુ ધર્મને ત્યાગ કરવો નહિ, કારણુ કે ધર્મ એ નિત્ય છે અને સુખદુ:ખ એ અનિત્ય-વિનાશી છે; તેમ જ જીવ એ નિત્ય-અવિનાશી અને એના હેતુ રૂપ જે ઉપાધિએ તે અનિત્ય-વિનાશી છે. ૫

જે મનુષ્ય આ ભારત સાવિત્રીનો સવારમાં ઉઠીને પાઠ કરે છે તે ભારતના પાઠનું ફલ મેળવી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૬

બ્રહ્મા, વિષ્ણુ, ત્રિપુરાસુરનો નાશ કરનાર શંકર, સૂર્ય, ચંદ્ર મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ સર્વ મારા પ્રભાતને સુખકર કરો. ૧

ભૃગુ, વશિષ્ઠ, ક્રતુ, અંગિરા, મનુ, પુલસ્ત્ય, પુલહ, ગૌતમ રૈભ્ય, મરીચિ, ચ્યવન અને દક્ષ એ સર્વ મારું પ્રભાત સુખકર કરો. ૨

र्णवाः सप्त कुलाचलाश्च सप्तर्षयो द्वीपवनानि सप्त ॥ भूरादिकृत्वा भुवनानि सप्त कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥ ४ ॥ पृथ्वी सगन्धा सरसास्तथापः स्पर्शी च वायुर्ज्वलनः सतेजाः ॥ नभः सशब्दं महता सहैते कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥ ५ ॥

पुण्यश्लोको नलो राजा पुण्यश्लोको युधिष्ठिरः ॥ पुण्यश्लोकश्च वैदेहः पुण्यश्लोको जनार्दनः ॥ १ ॥ कर्कोटकस्य नागस्य दमयन्त्या नलस्य च ॥ ऋतुपर्णस्य राजर्षेः कीर्तनं कलिनाशनम् ॥ ॥ २ ॥ अहल्या द्रौपदी सीता तारा मन्दोदरी तथा ॥ पञ्चकं ना स्मरेन्नित्यं महापातकनाशनम् ॥ ३ ॥ बलिर्विभीषणो भीष्मः

સનત્કુમાર, સનક, સનંદન, સનાતન, આસુરિ અને પિંગલ, તેમ જ સપ્તસ્વર અને સપ્ત રસાતલો એ સર્વ મારું પ્રભાત સુખકર કરો. ૩

સાત સમુદ્ર, સાત કુલપર્વતો, સાત ઋષિઓ, સાત દ્વીપ અને સાત વનો તેમ જ ભૂલોકથી આરંભી સાત લોક એ સર્વ મારું પ્રભાત સુખકર કરો. ૪

ગંધયુક્ત પૃથ્વી, રસસહિત જલ, સ્પર્શયુક્ત વાયુ, તેજવાળો અગ્નિ અને શબ્દગુણયુક્ત આકાશ એ સર્વ મહત્તત્વસહિત મારા પ્રભાતને સુખકર કરો. ૫

રાજા નલ, યુધિષ્ઠિર, જનક રાજા તેમ ભગવાન્ જનાર્દન એ સર્વ કીર્તન કરવાથી મનુષ્યને પવિત્ર કરનાર છે. ૧

કર્કોટક નાગનું, દમયન્તીનું, નલનું તેમજ રાજર્ષિ ઋતુપર્ણનું કીર્તન તે કલિના દોષ–પાપ–નો નાશ કરતારું છે. ૨

प्रह्लादो नारदो ध्रुवः ॥ षडेते वैष्णवा स्तेषां स्मरणं पापनाश-
नम् ॥ ४ ॥ अश्वत्थामा बलिर्व्यासो हनुमाँश्च विभीषणः ॥ कृपः
परशुरामश्च सप्तैते चिरजीविनः ॥५॥ सप्तैतान् संस्मरेन्नित्यं मार्क-
ण्डेयं तथाष्टमम् ॥ जीवेद्वर्षशतं साग्रमपमृत्युविवर्जितः ॥ ६ ॥ वैन्यं
पृथुं हैहयमर्जुनं च शाकुन्तलेयं भरतं नलं च ॥ रामं च यो वै
स्मरति प्रभाते तस्यार्थलाभो विजयश्च हस्ते ॥७॥ अयोध्या मथुरा
माया काशी काञ्ची अवन्तिका ॥ पुरी द्वारवती चैव सप्तैता मोक्ष-

અહલ્યા, દ્રોપદી, સીતા, તારા તેમજ મંદોદરી એ પાંચનું મનુષ્યે સર્વદા સ્મરણ કરવું, કેમકે તેમનું સ્મરણ મહાપાપોનો નાશ કરવાવાળું છે. ૩

બલિ, વિભીષણ, ભીષ્મ, પ્રહ્લાદ, નારદ, અને ધ્રુવ એ છ વૈષ્ણવ (વિષ્ણુના પરમભક્ત) કહેવાય છે તેથી તેમનું સ્મરણ મનુષ્યોનાં પાપનો નાશ કરનારું છે. ૪

અશ્વત્થામા, બલિ, વ્યાસ, હનુમાન્, વિભીષણ, કૃપાચાર્ય અને પરશુરામ એ સાત ચિરંજીવી છે અને તેથી એ સાતે જણનું તેમ જ આઠમા માર્કણ્ડેય ઋષિનું મનુષ્યે હમેશાં સ્મરણ કરવું; કારણ કે એમનું સ્મરણ કરનાર મનુષ્ય અપમૃત્યુથી રહિત થઈને સો વર્ષ પર્યંત જીવે છે. ૫–૬

વેનનો પુત્ર પૃથુ, હૈહય, અર્જુન, શકુન્તલાનો પુત્ર ભરત, નલ તથા રામ એ સર્વનું જે મનુષ્ય પ્રાત:કાલને વિષે સ્મરણ કરે છે તેને અર્થની પ્રાપ્તિ તથા વિજય હાથમાં જ રહેલો હોય છે. ૭

અયોધ્યા, મથુરા, માયા–ગયા, કાશી, કાંચી (શિવકાંચી અને વિષ્ણુકાંચી), ઉજ્જયિની, જગન્નાથપુરી અને દ્વારકા એ સાત પુરી મોક્ષ આપનારી છે. ૮

दायकाः ॥८॥ इत्थं प्रभाते परमं पवित्रं पठेत्स्मरेद्वा श्रृणुयाच्च तद्वत्॥
दुःस्वप्ननाशस्त्विह सुप्रभातं भवेच्च नित्यं भगवत्प्रसादात् ॥ ९ ॥

॥ इति प्रातःस्मरणम् ॥

## तीर्थप्रार्थना

नमामि गङ्गे तव पादपद्मं सुरासुरैर्वन्दितादिव्यरूपम् ॥ भुक्तिं च मुक्तिं च ददासि नित्यं भावानुसारेण सदा नराणाम् ॥ १ ॥
गंगा गङ्गेति यो ब्रूयाद्योजनानां शतैरपि ॥ मुच्यते सर्वपापेभ्यो

આ પ્રમાણે પ્રાત:કાલને વિષે જે આ પરમ પવિત્ર સ્તુતિનો પાઠ કરે છે, તેનું સ્મરણ કરે છે અથવા તેને સાંભળે છે તેનાં આ લોકને વિષે દુ:સ્વપ્નનો નાશ થઈને ભગવાનની કૃપાથી તેને પ્રભાત સુખકર થાય છે. ૯

ઇતિ પ્રાત:સ્મરણમ્

## તીર્થપ્રાર્થના

સ્નાન કરતી વખતે ઉપર પ્રમાણે 'નમામિ'-વિગેરે બોલી તીર્થની પ્રાર્થના કરવી.

હે ગંગા! સુર અને અસુરોએ વન્દન કરાએલા અને દિવ્યરૂપ એવા તારા ચરણકમલને હુ પ્રણામ કરું છું, કારણ કે મનુષ્યોના ભાવ પ્રમાણે તું તેમને સર્વદા ભુક્તિ તથા મુક્તિને આપે છે. ૧

સેંકડો યોજન દૂરથી પણ જે માણસ 'ગંગા', 'ગંગા' એ પ્રમાણે બોલે છે તે સર્વ પાપમાંથી મુક્ત થઇને વિષ્ણુલોકને વિષે જાય છે. ૨

वि...लोकं स गच्छति ॥ २ ॥ पुष्करा...ने तीर्थानि गंगाद्याः सा...तस्तथा ॥ आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम ॥ ३ ॥



॥ भोजनसमये देवतास्मरणम् ॥

अन्नं ब्रह्मा रसो विष्णुर्भोक्ता देवो महेश्वरः ॥
एवं ध्यात्वा तु यो भुङ्क्ते सोऽन्नदोषैर्न लिप्यते ॥ १ ॥
अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ॥ प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ २ ॥ आतापी मारितो येन वातापी

પવિત્ર એવાં પુષ્કર વગેરે તીર્થો તેમ ગંગા વગેરે નદીઓ તે મારા આ સ્નાનના સમયમાં હમેશાં મારી પાસે આવો. ૩

ભોજનસમયે દેવતાનું સ્મરણ

'અન્ન એ બ્રહ્મા-સ્વરૂપ છે, તેમાંનો રસ એ વિષ્ણુસ્વરૂપ છે અને ભોજન કરનાર જીવાત્મા એ સાક્ષાત્ મહેશ્વરસ્વરૂપ છે' એ પ્રમાણે ધ્યાન કરીને જે માણસ ભોજન કરે છે તે અન્નના દોષોથી દૂષિત થતો નથી. ૧

ત્યાર પછી ભોજન કરીને ઉપર પ્રમાણે 'अहं वैश्वानरो-'વગેરે ઉદર પર હાથ ફેરવી બોલવું.

હું જઠરાગ્નિરૂપે પ્રાણિઓના શરીરમાં રહીને પ્રાણ અને અપાન વાયુની સહાયતાથી ચારે પ્રકારનાં (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય) અન્નને પચાવું છું. ૨

જેણે આતાપી નામના રાક્ષસનો નાશ કર્યો, તેજ પ્રમાણે વાતાપી નામના રાક્ષસનો પણ જેણે વિનાશ કર્યો અને સમુદ્રનું

च निपातितः ॥ समुद्रः शोषितो येन स मेऽगस्त्यः प्रसीदतु ॥ ॥३॥ अगस्त्यं कुम्भकर्णं च शनिं च वडवानलम् ॥ आहारपरिपाकार्थं स्मरामि च वृकोदरम् ॥४॥ शर्यातिं च सुकन्यां च च्यवनं शक्रमश्विनौ ॥ भोजनान्ते स्मरेन्नित्यं तस्य चक्षुर्न हीयते ॥ ५ ॥

—⁂—

संध्याकाल दीपवन्दनम् ॥

शुभं कुरु त्वं कल्याणमारोग्यं धनसंपदः ॥
शत्रुबुद्धिविनाशाय दीपज्योतिर्नमोस्तु ते ॥ १ ॥

दीपो ज्योतिः परब्रह्म दीपो ज्योतिर्जनार्दनः ॥ दीपो हरतु मे पापं सन्ध्यादीप नमोस्तु ते ॥ २ ॥

શોષણ કર્યું તે અગસ્ત્ય મને પ્રસન્ન થાઓ. અર્થાત્ તેની કૃપાથી મારું ખાધેલું અન્ન પચી જાઓ. ૩

અગસ્ત્ય, કુંભકર્ણ, શનિ, વડવાનલ અને ભીમ એ પાંચનું હું મારું ખાધેલું અન્ન પચવા માટે સ્મરણ કરું છું. ૪

શર્યાતિ, સુકન્યા, ચ્યવન, ઇન્દ્ર અને અશ્વિનીકુમારો એ પાંચનું ભોજનના અંતમાં જે માણસ સ્મરણ કરે છે તેનાં ચક્ષુ નાશ પામતાં નથી. ૫

સંધ્યાકાલે દીપવન્દન

હે પ્રકાશમાન દીપક! તું અમારું શુભ કર, કલ્યાણ કર, અમને આરોગ્ય તથા ધનસંપત્તિ આપ અને અમારા શત્રુની બુદ્ધિનો નાશ કર, તને મારા નમસ્કાર હો. ૧

દીપકનો પ્રકાશ એ પરબ્રહ્મરૂપ છે તેમ તે જનાર્દનસ્વરૂપ છે માટે દીપક મારા પાપનો નાશ કરો; અને તેથી હે સન્ધ્યાકાળના દીપક! તને મારા નમસ્કાર હો. ૨

## ॥ निद्रा[illegible] देवतास्मरण[illegible] ॥

अगस्त्यो माधवश्चैव मुचुकुन्दो महामुनिः ॥ कपिलो मुनिरास्तीकः पञ्चैते सुखशायिनः ॥ १ ॥ कफल्लकस्य या भार्या दाहिनी मोहिनी सती ॥ तासां स्मरणमात्रेण चौरो गच्छति निष्फलः ॥ २ ॥ जले रक्षतु नन्दीशः स्थले रक्षतु भैरवः ॥ अटव्यां वीरभद्रश्च सर्वतः पातु शंकरः ॥ ३ ॥ जले रक्षतु वाराहः स्थले रक्षतु वामनः ॥ अटव्यां नारसिंहश्च सर्वतः पातु केशवः ॥४॥

### નિદ્રાસમયે દેવતાનું સ્મરણ

અગસ્ત્ય, માધવ, મુચુકુન્દ, મહામુનિ કપિલ અને આસ્તિક મુનિ એ પાંચ સુખથી શયન કરનારા છે. ૧

કફલ્લકની દાહિની, મોહિની તથા સતી એ ત્રણ સ્ત્રીઓનું જો મનુષ્ય સુતી વખતે માત્ર સ્મરણજ કરે છે તો તેને ત્યાં ચોર આવેલો હોય તો તે નિષ્ફળ થઇ પાછો જાય છે. ૨

જલમાં નંદીના સ્વામી મારું રક્ષણ કરો, પૃથ્વીપર ભૈરવ રક્ષણ કરો, જંગલોમાં વીરભદ્ર રક્ષણ કરો અને ચારે બાજુ શંકર મારું રક્ષણ કરો. ૩

જલમાં વરાહ ભગવાન્ મારું રક્ષણ કરો, પૃથ્વીપર વામન મારું રક્ષણ કરો, જંગલમાં નૃસિંહ ભગવાન્ મારું રક્ષણ કરો અને ચારેબાજુ કેશવ ભગવાન્ મારું રક્ષણ કરો. ૪



॥ श्रीमन्महागणाधिपतये नमः ॥



यतोऽनन्तशक्तेरनन्ताश्च जीवा यतो निर्गुणादप्रमेया गुणास्ते ॥
यतो भाति सर्वं त्रिधा भेदभिन्नं सदा तं गणेशं नमामो भजामः ॥

# श्रीगणेशस्तोत्राणि ।

## गणेशन्यासः ।

श्रीगणेशाय नमः॥ स जयति सिन्धुरवदनो देवो यत्पादपङ्कजस्मरणम् ॥ वासरमणिरिव तमसां राशिं नाशयति विघ्नानाम् ॥ आचम्य प्राणायामं कृत्वा । दक्षिणहस्ते वक्रतुण्डाय नमः । वामहस्ते शूर्पकर्णाय नमः । ओष्ठे विघ्नेशाय नमः । अधरोष्ठे चिन्तामणये नमः । संपुटे गजाननाय नमः । दक्षिणपादे लम्बोदराय नमः । वामपादे एकदन्ताय नमः । शिरसि एकदन्ताय नमः ।

# શ્રીગણેશસ્તોત્રો

## ગણેશના ન્યાસ

જે વિઘ્નેશ્વરનાં ચરણકમળનું સ્મરણ, સૂર્ય જેમ ગાઢ અંધકારનો નાશ કરે છે તેમ વિઘ્નોના સમૂહોનો નાશ કરે છે તે સિંધુર (ગજ) સમાન મુખવાળા વિઘ્નહર દેવ વિજય પામે છે. ૧

આચમન અને પ્રાણાયામ કરીને જમણા હાથને વિષે '[1]वक्रतुंडाय नमः', ડાબા હાથને વિષે '[2]शूर्पकर्णाय नमः', ઓષ્ઠને વિષે '[3]विघ्नेशाय नमः', નીચેના ઓષ્ઠને વિષે '[4]चिन्तामणये नमः', સંપુટને વિષે '[5]गजाननाय नमः', જમણા પગને વિષે '[6]लंबोदराय नमः', ડાબા પગને વિષે '[7]एकदन्ताय नमः', મસ્તકને વિષે '[8]एकदन्ताय नमः', ચિબુકને

---

૧ વક્ર જેમનું મુખ છે એવાને અથવા દુષ્ટોનો નાશ કરનારને અથવા બ્રહ્મસ્વરૂપને નમસ્કાર. ૨ સુપડા જેવા જેમના કાન છે એવાને નમસ્કાર. ૩ વિઘ્નોના ઈશ્વરને નમસ્કાર. ૪ ચિંતામણિરૂપ (ઇચ્છિત ફલ આપનાર)ને નમસ્કાર. ૫ હાથીના મુખ જેવું જેમનું મુખ છે એવાને નમસ્કાર. ૬ લાંબું છે ઉદર જેમનું એવાને નમસ્કાર. ૭ એક જેમને દાંત છે એવાને નમસ્કાર. ૮ માયા અને ઈશ્વર સ્વરૂપ એવાને નમસ્કાર.

चिबुके ब्रह्मणस्पतये नमः । दक्षिणनासिकायां विनायकाय नमः । वामनासिकायां ज्येष्ठराजाय नमः । दक्षिणनेत्रे विकटाय नमः । वामनेत्रे कपिलाय नमः । दक्षिणकर्णे धरणीधराय नमः । वामकर्णे आशापूरकाय नमः । नाभौ महोदराय नमः । हृदये धूम्रकेतवे नमः । ललाटे मयूरेशाय नमः । दक्षिणबाहौ स्वानन्दवासकारकाय नमः । वामबाहौ सच्चित्सुखधाम्ने नमः ॥

વિષે '[૯]ब्रह्मणस्पतये नमः', જમણી નાસિકાને વિષે '[૧૦]विनायकाय नमः', ડાબી નાસિકાને વિષે '[૧૧]ज्येष्ठराजाय नमः', જમણા નેત્રને વિષે '[૧૨]विकटाय नमः', ડાબા નેત્રને વિષે '[૧૩]कपिलाय नमः', જમણા કાનને વિષે '[૧૪]धरणीधराय नमः', ડાબા કાનને વિષે '[૧૫]आशापूरकाय नमः', નાભિને વિષે '[૧૬]महोदराय नमः', હૃદયને વિષે '[૧૭]धूम्रकेतवे नमः', લલાટને વિષે '[૧૮]मयूरेशाय नमः', જમણા હાથને વિષે '[૧૯]स्वानन्दवासकारकाय नमः', અને ડાબા હાથને વિષે '[૨૦]सच्चित्सुखधाम्ने नमः', એમ બોલી તે તે સ્થાનો પર જમણા હાથથી સ્પર્શ કરી ગણપતિના ન્યાસ કરવા.

ઇતિ "ગણેશન્યાસ" સંપૂર્ણ.



---

૯ બ્રહ્મ અથવા જ્ઞાનના સ્વામીને નમસ્કાર. ૧૦ સર્વના અધિષ્ઠાતાને નમસ્કાર. ૧૧ સર્વમાં મહાન્ રાજારૂપ એવાને નમસ્કાર. ૧૨ સુંદર અથવા ભયંકર એવાને નમસ્કાર. ૧૩ કપિલ વર્ણવાળાને નમસ્કાર. ૧૪ ધરણીને ધારણ કરનારને નમસ્કાર. ૧૫ આશાને પૂરણ કરનારને નમસ્કાર. ૧૬ મોટું જેમનું ઉદર છે એવાને નમસ્કાર. ૧૭ ધૂમાડા સરખા રંગની છે ધ્વજ જેમની એવાને નમસ્કાર. ૧૮ મયૂરના સ્વામીને નમસ્કાર. ૧૯ પોતાના આનન્દને વિષે વાસ કરાવનારને નમસ્કાર. ૨૦ સચ્ચિત્નું જે સુખ તે સુખના સ્થાનરૂપ-સચ્ચિત્સ્વરૂપને નમસ્કાર.

## गणेशकवच ।

श्रीगणेशाय नमः ॥

श्रीगणेशाय नमः ॥ गौर्युवाच । एषोऽतिचपलो दैत्यान्बाल्येऽपि नाशयत्यहो । अग्रे किं कर्म कर्तेति न जाने मुनिसत्तम ॥ १ ॥ दैत्या नानाविधा दुष्टाः साधुदेवद्रुहः खलाः। अतोऽस्य कण्ठे किंचित्त्वं रक्षार्थं बद्धुमर्हसि ॥ २ ॥ मुनिरुवाच । ध्यायेत्सिंहगतं विनायकममुं दिग्बाहुमाद्ये युगे त्रेतायां तु मयूरवाहनममुं षड्बाहुकं सिद्धिदम् । द्वापरे तु गजाननं युगभुजं रक्ताङ्गरागं विभुं तुर्ये तु द्विभुजं सिताङ्गरुचिरं सर्वार्थदं सर्वदा ॥ ३ ॥ विनायकः शिखां पातु परमात्मा

### ગણેશકવચ

ગૌરી પૂછે છેઃ—

હે ઉત્તમ મુનિ! આ અત્યંત ચપલ એવો બાલક બાલ્યાવસ્થામાં પણ આશ્ચર્યકારક રીતે દૈત્યોનો નાશ કરે છે તો આગળ ઉપર એ કેવું કર્મ કરશે તે હું જાણતી નથી? ૧

દૈત્યો અનેક પ્રકારના દુષ્ટ, સાધુ અને દેવોનો દ્રોહ કરનારા અને ખલ હોય છે, માટે આપે એની રક્ષાને માટે એના કંઠમાં કંઈ બાંધવું જોઈએ. ૨

મુનિ બોલ્યાઃ—

સત્યયુગને વિષે સિંહપર બેઠેલા આઠ ભુજાવાળા એ વિનાયકનું ધ્યાન કરવું, ત્રેતાયુગને વિષે મયૂરપર બેઠેલા અને સિદ્ધિને આપવાવાળા છ ભુજાવાળા વિનાયકનું ધ્યાન કરવું, દ્વાપર યુગને વિષે હાથીના મુખ સરખા મુખવાળા, રાતા અંગરાગવાળા અને વ્યાપક એવા ચાર ભુજાવાળા વિનાયકનું ધ્યાન કરવું અને ચોથા કલિયુગને

परात्परः। अतिसुन्दरकायस्तु मस्तकं सुमहोत्कटः ॥ ४ ॥ ललाटं कश्यपः पातु भ्रूयुगं तु महोदरः। नयने भालचन्द्रस्तु गजास्यस्त्वोष्ठपल्लवौ ॥ ५ ॥ जिह्वां पातु गणक्रीडश्चिबुकं गिरिजासुतः। वाचं विनायकः पातु दन्तान् रक्षतु दुर्मुखः ॥ ६ ॥ श्रवणौ पाशपाणिस्तु नासिकां चिन्तितार्थदः। गणेशस्तु मुखं कण्ठं पातु देवो गणंजयः ॥ ७ ॥ स्कन्धौ पातु गजस्कन्धः स्तनौ विघ्नविनाशनः।

વિષે શ્વેત અંગ વડે સુંદર જણાતા અને હમેશાં સર્વ અર્થને આપવાવાળા બે હાથવાળા વિનાયકનું ધ્યાન કરવું. ૩

પરથી પણ પર અને પરમાત્મા એવા વિનાયક મારી શિખાનું રક્ષણ કરો; અને અત્યંત સુંદર શરીરવાળા અને અત્યંત ઉગ્ર એવા ગણપતિ મારા મસ્તકનું રક્ષણ કરો. ૪

કશ્યપરૂપ ગણપતિ મારા લલાટનું, મહા ઉદરવાળા ગણપતિ મારી બે ભ્રમરોનું, જેમના કપાલમાં ચંદ્ર છે એવા ગણપતિ મારાં બે નેત્રાનું અને હાથીના મુખ સરખા મુખવાળા ગણપતિ મારા બે ઓષ્ઠરૂપી પલ્લવોનું રક્ષણ કરો. ૫

ગણોમાં ક્રીડા કરનાર ગણપતિ મારી જિહ્વાનું અને ગિરિજાના પુત્ર એવા ગણપતિ મારા ચિબુકનું રક્ષણ કરો; ગણોના નાયક ગણપતિ મારી વાણીનું રક્ષણ કરો અને દુર્મુખ એવા ગણપતિ મારા દાંતોનું રક્ષણ કરો. ૬

જેમના હાથને વિષે પાશ છે એવા ગણપતિ મારા કાનોનું, ઈચ્છિત અર્થને આપનાર ગણપતિ મારી નાસિકાનું, ગણોના સ્વામી એવા ગણપતિ મારા મુખનું અને ગણને જીતનાર એવા ગણપતિ મારા કંઠનું રક્ષણ કરો. ૭

हृदयं गणनाथस्तु हेरम्बो जठरं महान् ॥ ८ ॥ धराधरः पातु पार्श्वौ पृष्ठं विघ्नहरः शुभः । लिङ्गं गुह्यं सदा पातु वक्रतुण्डो महाबलः ॥ ९ ॥ गणक्रीडो जानुजङ्घे ऊरू मङ्गलमूर्तिमान् । एकदन्तो महाबुद्धिः पादौ गुल्फौ सदाऽवतु ॥ १० ॥ क्षिप्रप्रसादनो बाहू पाणी आशाप्रपूरकः । अङ्गुलीश्च नखान्पातु पद्महस्तोऽरिनाशनः ॥ ॥ ११ ॥ सर्वाङ्गानि मयूरेशो विश्वव्यापी सदाऽवतु । अनुक्तमपि यत्स्थानं धूम्रकेतुः सदाऽवतु ॥ १२ ॥ आमोद[illegible]ः पातु

હાથીના સરખી કાંધવાળા ગણપતિ મારા ખભાઓનું, વિઘ્નોનો નાશ કરનાર ગણપતિ મારાં સ્તનોનું, ગણોના નાથ એવા ગણપતિ મારા હૃદયનું અને મહાન્ હેરમ્બ એવા ગણપતિ મારા જઠરનું રક્ષણ કરો.૮

પૃથ્વીને ધારણ કરનાર ગણપતિ મારાં પડખાંઓનું, વિઘ્નને હરનાર એવા મંગલરૂપ ગણપતિ મારા પૃષ્ઠભાગનું અને વક્રમુખવાળા મહાબલવાન્ ગણપતિ મારા લિઙ્ગ અને ગુહ્યભાગનું હમેશાં રક્ષણ કરો.

ગણોમાં ક્રીડા કરનાર ગણપતિ મારાં ગોઠણ અને જાંઘનું, મંગલમૂર્તિ એવા ગણપતિ મારા સાથળનું અને એકદાંતવાળા મહાન્ બુદ્ધિશાળી ગણપતિ મારાં પગ અને ઘુંટીઓનું સર્વદા રક્ષણ કરો.૧૦

સત્વર પ્રસન્ન થનારા ગણપતિ મારા બે બાહુનું, આશાને પૂર્ણ કરનાર ગણપતિ મારા હાથોનું અને કમલ જેમના હાથમાં છે એવા શત્રુનો નાશ કરનાર ગણપતિ મારી આંગળીઓનું અને નખોનું રક્ષણ કરો.

મયૂરોના ઇશ્વર અને વિશ્વમાં વ્યાપીને રહેનારા ગણપતિ હમેશાં મારાં સર્વ અંગોનું રક્ષણ કરો અને ધુમાડા જેવા રંગનો જેમનો વર્ણ છે એવા ગણપતિ મારા અંગોમાં જે સ્થાન ન કહેવાયું હોય તેવા સ્થાનનું હમેશાં રક્ષણ કરો. ૧૨

प्रमोदः पृष्ठतोऽवतु । प्राच्यां रक्षतु बुद्धीश आग्नेय्यां सिद्धिदायकः ॥ १३ ॥ दक्षिणस्यामुमापुत्रो नैर्ऋत्यां तु गणेश्वरः । प्रतीच्यां विघ्नहर्ताऽव्याद्वायव्यां गजकर्णकः ॥ १४ ॥ कौबेर्यां निधिपः पायादीशान्यामीशनन्दनः । दिवाऽव्यादेकदन्तस्तु रात्रौ संध्यासु विघ्नहृत् ॥ १५ ॥ राक्षसासुरवेतालग्रहभूतपिशाचतः । पाशाङ्कुशधरः पातु रजःसत्त्वतमःस्मृतीः ॥ १६ ॥ ज्ञानं धर्मं च लक्ष्मीं च लज्जां कीर्तिं तथा कुलम् । वपुर्धनं च धान्यं च गृहदारान्सुतान् सखीन् ॥ १७ ॥ सर्वायुधधरः पौत्रान् मयूरेशोऽव-

આમોદ નામવાળા અર્થાત્ સુગંધરૂપ એવા ગણપતિ મારું આગળથી રક્ષણ કરો, પ્રમોદ—હર્ષ—રૂપ ગણપતિ મારું પાછળથી રક્ષણ કરો; બુદ્ધિના ઇશ્વર એવા ગણપતિ પૂર્વદિશામાં અને સિદ્ધિ આપનારા ગણપતિ અગ્નિ ખુણામાં મારું રક્ષણ કરો. ૧૩

ઉમાના પુત્ર એવા ગણપતિ દક્ષિણ દિશામાં, ગણોના ઇશ્વર એવા ગણપતિ નૈર્ઋત્ય ખુણામાં, વિઘ્નોને હરણ કરનાર ગણપતિ પશ્ચિમ દિશામાં અને હાથીના કાન સરખા કાનવાળા ગણપતિ વાયવ્ય ખુણામાં મારું રક્ષણ કરો. ૧૪

નિધિઓનું રક્ષણ કરનાર ગણપતિ ઉત્તર દિશામાં અને શંકરના પુત્ર એવા ગણપતિ ઇશાન ખુણામાં મારું રક્ષણ કરો; એક દાંતવાળા ગણપતિ દિવસે તેમ વિઘ્નને હરણ કરનાર ગણપતિ રાત્રિ માં અને સંધ્યાના સમયોમાં મારું રક્ષણ કરો. ૧૫

પાશ અને અંકુશને ધારણ કરનારા ગણપતિ રાક્ષસ, અસુર, વેતાલ, ગ્રહ, ભૂત અને પિશાચોથી મારી સત્ત્વ, રજ અને તમોગુણની સ્મૃતિઓનું રક્ષણ કરો. ૧૬

સર્વ આયુધોને ધારણ કરનારા મયૂરોના ઇશ્વર એવા ગણપતિ, મારાં જ્ઞાન, ધર્મ, લક્ષ્મી, લજ્જા, કીર્તિ, કુલ, શરીર, ધન, ધાન્ય,

तात्सदा । कपिलोऽजाविकं पातु गजाश्वान्विकटोऽवतु ॥ १८ ॥ भूर्जपत्रे लिखित्वेदं यः कण्ठे धारयेत्सुधीः । न भयं जायते तस्य यक्षरक्षःपिशाचतः ॥ १९ ॥ त्रिसंध्यं जपते यस्तु वज्रसारतनुर्भवेत् । यात्राकाले पठेद्यस्तु निर्विघ्नेन फलं लभेत् ॥ २० ॥ युद्धकाले पठेद्यस्तु विजयं चाप्नुयाद्ध्रुवम् । मारणोच्चाटनाकर्षस्तम्भमोहनकर्मणि ॥ २१ ॥ सप्तवारं जपेदेतद्दिनानामेकविंशतिम् । तत्तत्फलमवाप्नोति साधको नात्र संशयः ॥ २२ ॥ एकविंशतिवारं च पठेत्तावद्दिनानि यः । कारागृहगतं सद्यो राज्ञा वध्यं च

ગૃહ, સ્ત્રી, પુત્રો, મિત્રો અને પૌત્રોનું હમેશાં રક્ષણ કરો, કપિલરૂપ ગણપતિ મારાં બકરાં અને ઘેટાંનું રક્ષણ કરો અને વિકટ–સુંદર એવા ગણપતિ મારા હાથી તથા અશ્વોનું રક્ષણ કરો. ૧૭–૧૮

જે ઉત્તમ બુદ્ધિવાળો મનુષ્ય આ સ્તોત્રને ભોજપત્રને વિષે લખીને કણ્ઠમાં ધારણ કરે છે તેને યક્ષ, રાક્ષસ કે પિશાચોથી ભય થતો નથી. ૧૯

જે મનુષ્ય ત્રણે સન્ધ્યાકાલમાં એનો પાઠ કરે છે તે વજ્રના સમાન દૃઢ શરીરવાળો થાય છે અને જે યાત્રાના સમયમાં એનો પાઠ કરે છે તે નિર્વિઘ્ન રીતે યાત્રાના ફલને પ્રાપ્ત કરે છે. ૨૦

જે મનુષ્ય યુદ્ધકાલમાં આ સ્તોત્રનો પાઠ કરે છે તે અવશ્ય રીતે વિજય પામે છે અને જે સાધક મારણ, ઉચ્ચાટન, આકર્ષણ, સ્તંભન અને મોહન કર્મને માટે એકવિશ દિવસ પર્યંત સાત વાર આ સ્તોત્રનો જપ કરે છે તે, તે તે કર્મના ફલને પ્રાપ્ત કરે છે એમાં સંશય નથી. ૨૧–૨૨

જે મનુષ્ય એકવિશ દિવસ પર્યંત એકવિશ વાર આ સ્તોત્રનો પાઠ કરે છે તે જો કોઇ કારાગૃહમાં પડ્યો હોય તો તેને ત્યાંથી

मोचयेत् ॥ २३ ॥ राजदर्शनवेलायां पठेदेतत्त्रिवारतः ॥ स राजानं वशं नीत्वा प्रकृतीश्च सभां जयेत् ॥ २४ ॥ इदं गणेशकवचं कश्यपेन समीरितम् । मुद्गलाय च तेनाथ माण्डव्याय महर्षये ॥ ॥ २५ ॥ मह्यं स प्राह कृपया कवचं सर्वसिद्धिदम् । न देयं भक्तिहीनाय देयं श्रद्धावते शुभम् ॥ २६ ॥ अनेनास्य कृता रक्षा न बाधाऽस्य भवेत्कचित् । राक्षसासुरवेतालदैत्यदानवसंभवा ॥२७॥

इति श्रीगणेशपुराणे "गणेशकवचं" संपूर्णम् ।

તત્કાલ મુક્ત કરે છે તેમ રાજાએ વધને માટે કોઇને નિશ્ચિત કર્યો હોય તો તેને પણ ત્યાંથી તે તત્કાળ મુક્ત કરે છે. ૨૩

જે મનુષ્ય રાજાનું દર્શન થતાં ત્રણ વાર આ સ્તોત્રનો પાઠ કરે છે તે રાજાને પોતાને વશ કરીને તેની અમાત્ય વગેરે સાત પ્રકૃતિને જીતે છે અને સભાને પણ જીતે છે. ૨૪

હે ગૌરિ ! આ ગણેશકવચ કશ્યપ મુનિએ મુદ્ગલ ઋષિને કહ્યું અને તેમણે માંડવ્ય મહર્ષિને કહ્યું; અને તે માંડવ્ય મહર્ષિએ પણ એ સર્વસિદ્ધિને આપનારું કવચ મારા પર કૃપા કરીને મને કહ્યું. એ શુભ કવચ ભક્તિ વિનાના મનુષ્યને કદી પણ આપવું નહિ, પરંતુ શ્રદ્ધાળુ મનુષ્યને આપવું. ૨૫–૨૬

આ કવચ વડે એ બાલક ગણપતિની રક્ષા કરેલી છે માટે હવે રાક્ષસ, અસુર, વેતાલ, દૈત્ય કે દાનવોથી ઉત્પન્ન થતી બાધા કયારે પણ એને થશે નહિ. ૨૭

ઇતિ શ્રીગણેશપુરાણના ઉત્તરખંડમાં બાલક્રીડાના ૮૫મા અધ્યાય વિષે "શ્રીગણેશકવચ" સંપૂર્ણ.

## संकष्टनाशनगणेशस्तोत्रम् ।

श्रीगणेशाय नमः॥ नारद उवाच। प्रणम्य शिरसा देवं गौरीपुत्रं विनायकम्। भक्तावासं स्मरेन्नित्यमायुःकामार्थसिद्धये ॥ १ ॥ प्रथमं वक्रतुण्डं च एकदन्तं द्वितीयकम्। तृतीयं कृष्णपिङ्गाक्षं गजवक्त्रं चतुर्थकम् ॥ २ ॥ लम्बोदरं पञ्चमं च षष्ठं विकटमेव च। सप्तमं विघ्नराजं च धूम्रवर्णं तथाष्टमम् ॥ ३ ॥ नवमं भालचन्द्रं च दशमं तु विनायकम् । एकादशं गणपतिं द्वादशं तु गजाननम् ॥ ४ ॥ द्वादशैतानि नामानि त्रिसन्ध्यं यः पठेन्नरः । न च विघ्नभयं तस्य सर्वसिद्धिकरं प्रभो ॥ ५ ॥ विद्यार्थी लभते विद्यां धनार्थी लभते

### સંકષ્ટનાશન ગણેશસ્તોત્ર

નારદ બોલ્યાઃ–મનુષ્યે આયુષ્યની કામના તેમ અર્થની સિદ્ધિને માટે ભક્તોના આવાસરૂપ એવા ગૌરીના પુત્ર વિનાયક–ગણપતિ–દેવને મસ્તક વડે પ્રણામ કરી તેમનું સ્મરણ કરવું. ૧

પ્રથમ વક્રતુંડ[૧], બીજું એકદન્ત[૨], ત્રીજું કૃષ્ણપિંગાક્ષ[૩], ચોથું ગજવક્ત્ર[૪], પાંચમું લંબોદર[૫], છઠ્ઠું વિકટ[૬], સાતમું વિઘ્નરાજ[૭], આઠમું ધૂમ્રવર્ણ[૮], નવમું ભાલચંદ્ર[૯], દશમું વિનાયક[૧૦], અગીઆરમું ગણપતિ[૧૧], અને બારમું ગજાનન[૧૨], એ પ્રમાણે એ બાર નામનો જે પુરુષ ત્રણે કાલને વિષે પાઠ કરે છે તેને કોઇ પણ પ્રકારના વિઘ્નનો ભય પ્રાપ્ત થતો નથી અને તેને હે પ્રભો! આ સ્તોત્ર સર્વ પ્રકારની ઉત્તમ સિદ્ધિને પ્રાપ્ત કરાવનાર થાય છે. ૨–૫

---

૧ વક્રમુખવાળા, ૨ એકદાંતવાળા, ૩ કાળી અને પીળી આંખવાળા, ૪ હાથીના મુખ સરખા મુખવાળા, ૫ લાંબા ઉદરવાળા, ૬ સુંદર અથવા ભયંકર, ૭ વિઘ્નોના રાજા, ૮ ધૂમાડાના સરખા વર્ણવાળા, ૯ જેમના કપાલપર ચંદ્ર છે એવા, ૧૦ સર્વમાં મોટા અગ્રેસર ૧૧ ગણોના સ્વામી, ૧૨ હાથીના મુખ સરખા મુખવાળા.

धनम् । पुत्रार्थी लभते पुत्रान्मोक्षार्थी लभते गतिम् ॥ ६ ॥ जपेद्गणपतिस्तोत्रं षड्भिर्मासैः फलं लभेत् । संवत्सरेण सिद्धिं च लभते नात्र संशयः ॥ ७ ॥ अष्टाभ्यो ब्राह्मणेभ्यश्च लिखित्वा यः समर्पयेत् । तस्य विद्या भवेत्सर्वा गणेशस्य प्रसादतः ॥ ८ ॥

इति श्रीनारदपुराणे "संकष्टनाशनं" नाम गणेशस्तोत्रं संपूर्णम् ।

## गणेशाष्टकम् ।

श्रीगणेशाय नमः ॥ सर्वे ऊचुः । यतोऽनन्तशक्तेरनन्ताश्च जीवा यतो निर्गुणादप्रमेया गुणास्ते । यतो भाति सर्वं त्रिधा भेदभिन्नं सदा तं गणेशं नमामो भजामः ॥ १ ॥ यतश्चाविरासीज्जगत्सर्वमेतत्तथाब्जा-

વળી વિદ્યાને ઇચ્છનારો વિદ્યાને મેળવે છે, ધનની ઇચ્છાવાળો ધનને પ્રાપ્ત કરે છે, પુત્રની ઇચ્છાવાળો પુત્ર પ્રાપ્ત કરે છે અને મોક્ષની ઇચ્છાવાળો મોક્ષરૂપ ગતિને પણ મેળવે છે. ૬

જે મનુષ્ય આ ગણપતિસ્તોત્રનો પાઠ કરે છે તે છ માસે તેનું (તેમાં કહેલું) ફલ મેળવે છે, તેમ એક વર્ષે તો તે અવશ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે એમાં સંશય નથી. ૭

જે મનુષ્ય આ સ્તોત્રને લખીને આઠ બ્રાહ્મણોને આપે છે તેને ગણપતિની કૃપા થકી સર્વ પ્રકારની વિદ્યાઓ પ્રાપ્ત થાય છે. ૮

ઇતિશ્રી નારદપુરાણે "સંકષ્ટનાશન" નામનું ગણેશસ્તોત્ર સંપૂર્ણ.

### શ્રીગણેશાષ્ટક

સર્વ બોલ્યાઃ—અનન્ત શક્તિવાળા જે ગણેશથી અનન્ત જીવો ઉત્પન્ન થયા છે,જે નિર્ગુણ એવા ગણેશથી ન માપી શકાય એવા અનેક ગુણો ઉત્પન્ન થયા છે અને જેના થકી ત્રણ પ્રકારના ભેદવડે ભિન્ન જણાતું આ સર્વ પ્રકાશે છે તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૧

सनो विश्वगो विश्वगोप्ता। तथेन्द्रादयो देवसंघा मनुष्याः सदा०॥२॥ यतो वह्निभानू भवो भूर्जलं च यतः सागराश्चन्द्रमा व्योम वायुः। यतः स्थावरा जङ्गमा वृक्षसंघाः सदा० ॥ ३ ॥ यतो दानवाः किन्नरा यक्षसंघा यतश्चारणा वारणाः श्वापदाश्च। यतः पक्षिकीटा यतो वीरुधश्च सदा० ॥ ४ ॥ यतो बुद्धिरज्ञाननाशो मुमुक्षोर्यतः संपदो भक्तसंतोषिकाः स्युः। यतो विघ्ननाशो यतः कार्यसिद्धिः

આ સર્વ જગત્ જેનાથી ઉત્પન્ન થયું છે, વિશ્વવ્યાપક અને વિશ્વનું રક્ષણ કરનાર બ્રહ્મા પણ જેનાથી ઉત્પન્ન થયા છે, તેમ જ ઇન્દ્ર વગેરે દેવોના સમૂહો તથા મનુષ્યો પણ જેનાથી ઉત્પન્ન થએલાં છે તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૨

જેનાથી અગ્નિ, સૂર્ય, સંસાર, પૃથ્વી અને જલ ઉત્પન્ન થયાં છે, જેનાથી સમુદ્રો, ચન્દ્રમા, આકાશ અને વાયુ ઉત્પન્ન થયાં છે અને જેનાથી સ્થાવર તેમ જ જંગમ સર્વ જીવો અને વૃક્ષોના સમુદાય ઉત્પન્ન થયા છે તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૩

જેનાથી દાનવો, કિન્નરો અને યક્ષોના સમુદાય ઉત્પન્ન થએલા છે, જેનાથી ચારણો, મોટા મોટા હાથીઓ અને શિકારી પશુઓ ઉત્પન્ન થયાં છે અને જેનાથી પક્ષી, કીડાઓ અને લતાઓ પણ ઉત્પન્ન થયાં છે તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૪

જેનાથી મુમુક્ષુને જ્ઞાનની પ્રાપ્તિ અને અજ્ઞાનનો નાશ થાય છે; જેનાથી ભક્ત સંતોષ પામે તેટલી સંપત્તિઓ મળે છે

सदा० ॥ ५ ॥ यतः पुत्रसंपद्यतो वाञ्छितार्थो यतोऽभक्तविघ्नास्तथाऽनेकरूपाः । यतः शोकमोहौ यतः काम एव सदा० ॥ ६ ॥ यतोऽनन्तशक्तिः स शेषो बभूव धराधारणेऽनेकरूपे च शक्तः । यतोऽनेकधा स्वर्गलोका हि नाना सदा० ॥ ७ ॥ यतो वेदवाचो विकुण्ठा मनोभिः सदा नेति नेतीति यत्ता गृणन्ति । परब्रह्मरूपं चिदानन्दभूतं सदा० ॥ ८ ॥ । पुनरूचे गणाधीशः स्तोत्रमेतत्पठेन्नरः । त्रिसन्ध्यं त्रिदिनं तस्य सर्वकार्यं भविष्यति ॥ ९ ॥

અને જેનાથી વિઘ્નોનો નાશ અને કાર્યની સિદ્ધિ થાય છે તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૫

જેનાથી પુત્રરૂપ સંપત્તિ અને ઇચ્છિત કાર્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે, જેનાથી અભકતોને અનેક પ્રકારનાં વિઘ્નો આવે છે તથા જેનાથી શોક, મોહ અને કામ પ્રાપ્ત થાય છે તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૬

જેના (કૃપાલેશ)થી શેષ ભગવાન્ અનંત શક્તિવાળા થઇ અનેક સ્વરૂપે પૃથ્વીને ધારણ કરવામાં શક્તિમાન્ થયા છે તેમ જ જેનાથી જુદી જુદી જાતના અનેક પ્રકારના સ્વર્ગલોક ઉત્પન્ન થયા છે તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૭

જેનાથી વેદવાણીઓ પણ કુંઠિત થઇને પોતાના મંત્રોથી હમેશાં સંકોચ પામતી પામતી 'તે કંઇ નથી કંઇ નથી' એ પ્રમાણે જેનું વર્ણન કરે છે એવા ચિદાનન્દભૂત પરબ્રહ્મસ્વરૂપે રહેલા તે ગણેશને હમેશાં અમે નમન કરીએ છીએ અને ભજીએ છીએ. ૮

ત્યાર પછી ગણપતિ બોલ્યા કે, જે મનુષ્ય આ સ્તોત્રનો ત્રણે કાલ ત્રણ દિવસ સુધી પાઠ કરશે તેનાં સર્વ કાર્યો સિદ્ધ થશે. ૯

योजपेदष्टदिवसं श्लोकाष्टकमिदं शुभम्। अष्टवारं चतुर्थ्यां तु सोऽष्टसिद्धीरवाप्नुयात्॥ १०॥ यः पठेन्मासमात्रं तु दशवारं दिने दिने। स मोचयेद्बन्धगतं राजवध्यं न संशयः॥ ११॥ विद्याकामो लभेद्विद्यां पुत्रार्थी पुत्रमाप्नुयात्। वाञ्छितांल्लभते सर्वानेकविंशतिवारतः॥ १२॥ यो जपेत्परया भक्त्या गजाननपरो नरः। एवमुक्त्वा ततो देवश्चान्तर्धानं गतः प्रभुः॥ १३॥

इति श्रीगणेशपुराणे उपासनाखण्डे "श्रीगणेशाष्टकं" संपूर्णम्।

જે મનુષ્ય આઠ દિવસ સુધી આ ઉત્તમ આઠ શ્લોકનો પાઠ કરે છે અને ચતુર્થીને દિવસે આઠ વાર પાઠ કરે છે તે મનુષ્ય આઠે સિદ્ધિને પ્રાપ્ત કરે છે. ૧૦

જે મનુષ્ય હરરોજ દશવાર પાઠ કરવા એ પ્રમાણે એક માસ સુધી (આ સ્તોત્રનો) પાઠ કરે છે તે, બંધનને પ્રાપ્ત થએલો અથવા તો રાજાએ વધ કરવા યોગ્ય મનુષ્ય હોય તો તેને પણ મુક્ત કરે છે એમાં સંશય નથી. ૧૧

જે મનુષ્ય ગજાનનને વિષે જ એકનિષ્ઠાવાળો થઇને પરમ ભક્તિથી એકવિશ વાર જો(આ સ્તોત્રનો) પાઠ કરે છે તો તે વિદ્યાની ઇચ્છાવાળો હોય તો વિદ્યાને અને પુત્રની ઇચ્છાવાળો હોય તો પુત્રને મેળવે છે તેમ સર્વ પ્રકારના ઇચ્છિત અર્થને પણ પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે કહી ત્યાર પછી પ્રભુ ગણપતિદેવ ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા. ૧૨-૧૩

ઇતિશ્રી ગણેશપુરાણે ઉપાસનાખંડે "શ્રીગણેશાષ્ટક" સંપૂર્ણ.

—※◆□◆※—

## श्रीगणपत्यथर्वशीर्षम्

श्रीगणेशाय नमः ॥ ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥ स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ १ ॥ ॐ स्वस्ति नऽ इंद्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ॥ स्वस्ति नस्तार्क्ष्योऽअरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ २ ॥ अथ गणेशाथर्वशीर्षं व्याख्यास्यामः ॥ ॐ नमस्ते गणपतये ॥ त्वमेव प्रत्यक्षं तत्त्वमसि ॥ त्वमेव केवलं कर्तासि ॥ त्वमेव केवलं धर्तासि ॥ त्वमेव केवलं हर्तासि ॥ त्वमेव सर्वं खल्विदं ब्रह्मासि ॥ त्वं साक्षादात्मासि नित्यम् ॥१॥ ऋतं वच्मि ॥ सत्यं वच्मि ॥२॥ अव त्वं माम् ॥ अव वक्तारम् ॥ अव श्रोतारम् ॥ अव दातारम् ॥ अव धातारम् ॥ अवानूचानम-

### શ્રીગણપતિ-અથર્વશીર્ષ

હે ઓંકારસ્વરૂપ ગણપતિ! આપને મારા નમસ્કાર હો! તમેજ પ્રત્યક્ષ (તત્ત્વમસિ વગેરે વાક્યથી પ્રતિપાદિત) તત્ત્વ-બ્રહ્મ છો. તમેજ કેવલ (સૃષ્ટિના) કર્તા છો; તમે જ કેવલ (સૃષ્ટિના) ધારણ કરનારા-રક્ષણ કરનારા છો; તમે જ કેવલ (સૃષ્ટિના) સંહાર કરનારા છો; આ સર્વ બ્રહ્મસ્વરૂપે રહેલું જે છે તે પણ તમે જ છો, અને સાક્ષાત્ અવિનાશી એવા આત્મારૂપ પણ તમે જ છો. ૧

હું સૃષ્ટિના નિયમાનુકૂળ વાણીને બોલું છું; હું સત્ય બોલું છું. ૨

તમે મારું રક્ષણ કરો; તમે (યથાર્થ રીતે) વર્ણન કરનાર જે હું તેનું રક્ષણ કરો; તમે (તમારા માહાત્મ્ય વગેરેનું) શ્રવણ કરનાર જે હું તેનું રક્ષણ કરો; તમે (તમારા નિમિત્ત તમારી વિદ્યા

वशिष्यम् ॥ अव पश्चात्तात् ॥ अव पुरस्तात् ॥ अवोत्तरात्तात् ॥ अव दक्षिणात्तात् ॥ अव चोर्ध्वात्तात् ॥ अवाधरात्तात्॥ सर्वतो मां पाहि पाहि समंतात् ॥ ३ ॥ त्वं वाङ्मयस्त्वं चिन्मयः ॥ त्वमानंदमयस्त्वं ब्रह्ममयः ॥ त्वं सच्चिदानंदाद्वितीयोसि ॥ त्वं प्रत्यक्षं ब्रह्मासि ॥ त्वं ज्ञानमयो विज्ञानमयोऽसि ॥ ॥ ४ ॥ सर्वं जगदिदं त्वत्तो जायते ॥ सर्वं जगदिदं त्वत्तस्तिष्ठति ॥ सर्वं जगदिदं त्वयि लयमेष्यति ॥ सर्वं जगदिदं त्वयि प्रत्येति ॥ त्वं भूमि-

વગેરેનું) દાન કરનાર એવો જે હું તેનું રક્ષણ કરો; તમે (જ્ઞાન વગેરેનાં સર્વ સાધનોને) ઉત્પન્ન કરનાર એવો જે હું તેનું રક્ષણ કરો; તમે અસ્વસ્થ ચિત્તવાળો એવો જે હું તેનું રક્ષણ કરો તથા તમે આપના શિષ્યરૂપ એવો જે હું તેનું રક્ષણ કરો; તમે(સર્વ વિઘ્નોમાંથી)પશ્ચિમદિશા તરફ મારું રક્ષણ કરો; તમે પૂર્વ દિશાતરફ મારું રક્ષણ કરો; તમે ઉત્તર દિશા તરફ મારું રક્ષણ કરો; તમે દક્ષિણ દિશા તરફ મારું રક્ષણ કરો; તમે ઊર્ધ્વ દિશામાં મારું રક્ષણ કરો; તમે નીચેની દિશામાં મારું રક્ષણ કરો; તમે સર્વ વસ્તુમાત્રથી મારું રક્ષણ કરો તેમ ચારે તરફથી તમે મારું રક્ષણ કરો. ૩

તમે વાણીરૂપ છો, તમે જીવરૂપ છો; તમે આનંદરૂપ છો; તમે બ્રહ્મરૂપ છો; તમે સત્, ચિત્ તથા આનંદથી અભેદરૂપે રહેલા છો; તમે પ્રત્યક્ષ બ્રહ્મ છો; તમે જ્ઞાનમય તથા વિજ્ઞાનમય છો. ૪

આ સર્વ જગત્ તમારાથી ઉત્પન્ન થાય છે; આ સર્વ જગત્ તમારા આધારે જ ચાલે છે; આ સર્વ જગત્ તમારામાં જ લય પામે છે; આ સર્વ જગત્ તમારામાં જ જણાય છે અથવા તમારામાંથી જ પાછું થાય છે; તમે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને

रापोऽनलोऽनिलो नभः ॥ त्वं चत्वारि वाक्पदानि ॥ ५ ॥ त्वं गुणत्रयातीतः ॥ त्वमवस्थात्रयातीतः ॥ त्वं देहत्रयातीतः ॥ त्वं कालत्रयातीतः ॥ त्वं मूलाधारस्थितोसि नित्यम् ॥ त्वं शक्तित्रयात्मकः॥ त्वां योगिनो ध्यायंति नित्यम् ॥ त्वं ब्रह्मा त्वं विष्णुस्त्वं रुद्रस्त्वमिंद्रस्त्वमग्निस्त्वं वायुस्त्वं सूर्यस्त्वं चंद्रमास्त्वं ब्रह्मभूर्भुवः स्वरोम् ॥ ६ ॥ गणादीन् पूर्वमुच्चार्य वर्णादींस्तदनंतरम् ॥ अनुस्वारः परतरः ॥ अर्धेंदुलसितम् ॥ तारेण रुद्धम् ॥ एतत्तव मनुस्वरूपम् ॥ गकारः पूर्वरूपम् ॥ अकारो मध्यमरूपम् ॥ अनु-

આકાશરૂપ છો; તમે (પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ) ચાર વાણીના સ્થાનરૂપ છો. ૫

તમે (સત્ત્વ, રજ અને તમ એ) ત્રણે ગુણોને ઓળંગીને રહેલા છો; તમે (જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ) ત્રણે અવસ્થાને ઉલ્લંઘીને રહેલા છો; તમે (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ) ત્રણે દેહોને ઓળંગીને રહેલા છો; તમે(ઉત્પત્તિ, સ્થિતિ અને લય અથવા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ) ત્રણે કાલોને ઉલ્લંઘીને રહેલા છો; તમે મૂલાધાર ચક્રને વિષે સ્થિત થઇને નિત્ય રહેલા છો; તમે (ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ) ત્રણ શક્તિ સ્વરૂપે રહેલા છો; યોગિઓ હંમેશાં તમારું ધ્યાન કરે છે; અને તમે બ્રહ્મા, તમે વિષ્ણુ, તમે રુદ્ર, તમે ઇન્દ્ર, તમે અગ્નિ, તમે વાયુ, તમે સૂર્ય, તમે ચન્દ્રમા અને તમે બ્રહ્મ, ભૂર્, ભુવર્, સ્વર્ અને ૐકાર સ્વરૂપે છો. ૬

'ગણ્'શબ્દના આદિભૂત 'ગ્'નો પ્રથમ ઉચ્ચાર કરી ત્યાર પછી વર્ણોના આદિભૂત 'અ'નો ઉચ્ચાર કરવો; ત્યાર પછી અનુસ્વારનો ઉચ્ચાર કરવો; તે અર્ધચન્દ્રયુક્ત જાણવો; તે ૐકાર જેની પૂર્વમાં

स्वारश्चांत्यरूपम् ॥ बिंदुरुत्तररूपम् ॥ नादः संधानम् ॥ सꣳहिता संधिः ॥ सैषा गणेशविद्या ॥ गणक ऋषिः ॥ निचृद्गायत्री-छंदः ॥ गणपतिर्देवता ॥ ॐ गं गणपतये नमः ॥ ७ ॥ एकदं-ताय विद्महे वक्रतुंडाय धीमहि ॥ तन्नो दंती प्रचोदयात् ॥ ८ ॥ एकदंतं चतुर्हस्तं पाशमंकुशधारिणम् ॥ रदं च वरदं हस्तैर्बिभ्राणं मूषकध्वजम् ॥ रक्तं लंबोदरं शूर्पकर्णकं रक्तवाससम् ॥ रक्त-गंधानुलिप्तांगं रक्तपुष्पैः सुपूजितम् ॥ भक्तानुकंपितं देवं जग-

છે એવું જાણવું; એ તમારા મંત્રનું સ્વરૂપ છે; ('ॐगॅम्' એ ગણ-પતિના મંત્રનું સ્વરૂપ છે). ગકાર એ પૂર્વ રૂપ છે; અકાર એ મધ્યમ રૂપ છે; અનુસ્વાર એ અન્તિમ રૂપ છે અને બિંદુ એ ઉત્તર સ્વરૂપ છે: એનો નાદ કરવો એ એનું સંધાન છે; એનું એકત્ર ઉચ્ચારણ કરવું એ એની સંધિ છે. તે જ આ ગણેશ વિદ્યા; (એના) ગણક ઋષિ છે, નિચૃદ્‌ગાયત્રી છંદ છે, ગણપતિ દેવતા છે, એ 'ઓમ્ ગં'સ્વરૂપ એવા ગણપતિને મારા નમસ્કાર હો! ૭

એક દાંતવાળા અથવા માયા અને ઇશ્વરરૂપ જે ગણપતિ તેને અમે જાણીએ છીએ; વક્રમુખવાળા અથવા પરબ્રહ્મરૂપ કે દુષ્ટોનો સંહાર કરનારા ગણપતિનું અમે ધ્યાન કરીએ છીએ; તે દન્તી અમને (શુભ કર્મમાં) પ્રેરણા કરો! ૮

એક દાંતવાળા, ચાર હાથવાળા, પાશ અને અંકુશને ધારણ કરનારા તેમ રદ અને વરદ ધારણ કરનારા એટલે એ સર્વને હાથોમાં ધારણ કરનારા, મૂષકની ધજાવાળા, રક્તવર્ણયુક્ત, લાંબા ઉદરવાળા, સુપડા સરખા કાનવાળા, રાતા વસ્ત્રવાળા, સર્વ શરીરપર રક્તચંદનનો લેપ કરનારા, રાતાં પુષ્પોથી સારી રીતે પૂજાયલા,

त्कारणमच्युतम् ।। आविर्भूतं च सृष्ट्यादौ प्रकृतेः पुरुषात्परम् ।। एवं ध्यायति यो नित्यं स योगी योगिनां वरः ।। ९ ।। नमो व्रातपतये नमो गणपतये नमः प्रमथपतये नमस्ते अस्तु लंबोदरायै-कदंताय विघ्ननाशिने शिवसुताय वरदमूर्तये नमः ।। १० ।। एत-दथर्वशीर्षं योऽधीते स ब्रह्मभूयाय कल्पते। स सर्वतः सुखमेधते। स सर्वविघ्नैर्न बाध्यते । स पंचमहापापात्प्रमुच्यते ।। सायमधीयानो दिवसकृतं पापं नाशयति ।। प्रातरधीयानो रात्रिकृतं पापं नाश-यति ।। सायं प्रातः प्रयुंजानो अपापो भवति ।। सर्वत्राधीया-

ભક્તપર દયા કરનાર, પ્રકાશમાન, જગતના કારણભૂત, અવિનાશી, સૃષ્ટિના આદિમાં પ્રકટ થએલા અને પ્રકૃતિ તથા પુરુષથી પણ પર (ગણપતિ રહેલા છે), એ પ્રમાણે જે નિરંતર ગણપતિનું ધ્યાન કરે છે તે યોગી સર્વ યોગિઓમાં શ્રેષ્ઠ છે. ૯

દેવાદિ સમૂહના અધિપતિ એવાને નમસ્કાર, બ્રહ્માદિગણોના સ્વામી એવાને નમસ્કાર, પ્રમથ નામના ગણના અધિપતિને નમસ્કાર અને લાંબા ઉદરવાળા એવા આપને મારા નમસ્કાર હો! તેમ એક દાંતવાળા, વિઘ્નનો નાશ કરનારા, શિવના પુત્ર અને વરદમૂર્તિ એવા પણ આપને મારા નમસ્કાર હો! ૧૦

આ અથર્વશીર્ષનો જે મનુષ્ય પાઠ કરે છે તે બ્રહ્મરૂપ થવા સમર્થ થાય છે, તેને સર્વ વિઘ્નો કંઇ પણ બાધા કરી શકતાં નથી, તે સર્વત્ર સુખને પ્રાપ્ત કરે છે; તે (બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, વડિલની અથવા ગુરુની પત્નીની સાથે અભિગમન તેમ જ તેવાં કર્મ કરનારનો સંસર્ગ કરવો એ) પાંચ મહાપાપોમાંથી મુક્ત થાય છે. સાયંકાલે

नोऽपविघ्नो भवति ॥ धर्मार्थकाममोक्षं च विंदति ॥ इदमथर्वशीर्षमशिष्याय न देयम् ॥ यो यदि मोहाद्दास्यति स पापीयान् भवति ॥ सहस्रावर्तनात् यं यं काममधीते तं तमनेन साधयेत् ॥ ॥ ११ ॥ अनेन गणपतिमभिषिंचति स वाग्मी भवति ॥ चतुर्थ्यामनश्नन् जपति स विद्यावान्भवति ॥ इत्यथर्वणवाक्यम् ॥ ब्रह्माद्यावरणं विद्यात् । न बिभेति कदाचनेति ॥ १२ ॥ यो दूर्वांकुरैर्यजति स वैश्रवणोपमो भवति ॥ यो लाजैर्यजति स यशोवान्भवति । स मेधावान्भवति ॥ यो मोदकसहस्रेण यजति स

ભણનાર દિવસે કરેલા પોતાના પાપનો નાશ કરી શકે છે, પ્રાતઃકાલમાં ભણનાર રાત્રિએ કરેલા પોતાના પાપનો નાશ કરે છે, અને સાયંકાલ અને પ્રાતઃકાલ એમ બંને વખતે પાઠ કરનાર પાપરહિત થાય છે. સર્વ ઠેકાણે પાઠ કરનાર વિઘ્નરહિત થાય છે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષને મેળવે છે. આ અથર્વશીર્ષ શિષ્ય સિવાય અન્યને ભણાવવું નહિ, છતાં જો કદિ કોઇ મોહવશ થઇ (ગમે તેને) ભણાવે છે તો તે પાપી થાય છે. (આના) સહુસ્ર પાઠ કરવાથી (માણુસની) જે જે કામના હોય તેને તેને તે સિદ્ધ કરે છે–મેળવે છે. ૧૧

આ અથર્વશીર્ષથી જે ગણુપતિ પર અભિષેક કરે છે તે વક્તા થાય છે અને ચતુર્થીને દિવસે ભોજન કર્યા સિવાય જે એનો જપ કરે છે તે વિદ્યાવાન્ થાય છે, એ પ્રમાણે અથર્વણ ઋષિનું વચન છે. વળી બ્રહ્માદિનું જે (માયિક) આવરણ છે તેને તે (પાઠ કરનારો) સમજી શકે છે અને કયારે પણ ભય પામતો નથી. ૧૨

જે (અથર્વશીર્ષનો પાઠ કરી) દુર્વાઓથી હોમ કરે છે તે કુબેરસમાન (ધનવાન્) થાય છે, જે ડાંગરથી હોમ કરે છે તે

गां हुत्वा फलमवाप्नोति ॥ यः साज्यसमिद्भिर्यजति स सर्वं लभते स सर्वं लभते ॥ १३ ॥ अष्टौ ब्राह्मणान् सम्यग्ग्राहयित्वा सूर्यवर्चस्वी भवति ॥ सूर्यग्रहे महानद्यां प्रतिमासंनिधौ वा जप्त्वा सिद्धमंत्रो भवति । महाविघ्नात्प्रमुच्यते । महादोषात्प्रमुच्यते । महा पापात्प्रमुच्यते । स सर्वविद्भवति स सर्वविद्भवति । य एवं वेद॥ इत्युपनिषत् ॥ १४ ॥ ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥ स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ १ ॥ स्वस्ति नऽ इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्योऽअरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ २ ॥ ॐशांतिःशांतिःशांतिः ॥ ॥

इति गणपत्यथर्वशीर्षं समाप्तम्

યશવાળો થાય છે, તે બુદ્ધિમાન્ થાય છે; જે હજાર મોદકથી હોમ કરે છે તે ઇચ્છિત ફળને મેળવે છે અને જે ઘી સહિત સમિધો વડે હોમ કરે છે તે સર્વ વસ્તુને મેળવે છે, તે સર્વ વસ્તુને મેળવે છે. ૧૩

જે આઠ બ્રાહ્મણોને સારી રીતે આ અથર્વશીર્ષ શીખવે છે તે સૂર્યસમાન તેજસ્વી થાય છે; સૂર્યગ્રહણ સમયે મોટી નદીમાં ઉભા રહીને અથવા પ્રતિમાની સન્મુખ જે આનો પાઠ કરે છે તે સિદ્ધમંત્રવાળો થાય છે, મહાવિઘ્નમાંથી મુક્ત થાય છે, મહા દોષમાંથી મુક્ત થાય છે, મહાપાપમાંથી મુકત થાંય છે; અને જે એ પ્રમાણે (અથર્વશીર્ષને) જાણે છે તે સર્વજ્ઞ થાય છે, તે સર્વવેત્તા થાય છે. આ પ્રમાણે આ ઉપનિષદ્ છે. ૧૪

ઇતિ "ગણપતિ–અથર્વશીર્ષ" સંપૂર્ણ.

## ॥ श्रीशिवलिङ्गम ॥



अष्टदलोपरिवेष्टितलिङ्गं सर्वसमुद्भवकारणलिङ्गम ।
अष्टदरिद्रविनाशितलिङ्गं तत्प्रणमामि सदाशिवलिङ्गम ॥

શ્રી ઇન્ડીયન [illegible]

# श्रीशिवस्तोत्राणि।

## श्रीशिवकवचम्।

श्रीगणेशाय नमः॥ अस्य श्रीशिवकवचस्तोत्रमन्त्रस्य ब्रह्मा ऋषिः। अनुष्टुप् छन्दः। श्रीसदाशिवरुद्रा देवता। ह्रीं शक्तिः। रं कीलकम्। श्रीं ह्रीं क्लीं बीजम्। श्रीसदाशिवप्रीत्यर्थे शिवकवचस्तोत्रजपे विनियोगः। अथ न्यासः। ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐह्रां सर्वशक्तिधाम्ने ईशानात्मने अङ्गुष्ठाभ्यां नमः। ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐनं रिं नित्यतृप्तिधाम्ने तत्पु-

# શ્રી શિવસ્તોત્રો

## શ્રીશિવકવચ

આ શ્રીશિવકવચસ્તોત્રમંત્રના બ્રહ્મા ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, શ્રીસદાશિવ રુદ્ર દેવતા છે, 'હ્રીં' શક્તિ છે, 'રં' કીલક છે, 'શ્રીં, હ્રીં, કલીં' એ બીજ છે અને શ્રીસદાશિવપ્રીત્યર્થં એ શિવકવચ સ્તોત્રનો હું જપ કરું છું.

આ પ્રમાણે સંકલ્પ કરી ત્યાર પછી નીચે પ્રમાણે ન્યાસ કરવા:

ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ ह्रां सर्वशक्तिधाम्ने ईशानात्मने अंगुष्ठाभ्यां नमः– "ॐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ॐ 'હ્રાં' સર્વશક્તિના ધામસ્વરૂપ અને ઈશાનરૂપ એવા શંકરને હું નમસ્કાર કરૂં છું" એમ બોલી બે અંગુઠાનો સ્પર્શ કરીને નમસ્કાર કરવા. ॐ नमो भगवते

रुषात्मने तर्जनीभ्यां नमः। ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐ मं रुं अनादिशक्तिधाम्ने अघोरात्मने मध्यमाभ्यां नमः। ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐशिं रैं स्वतन्त्रशक्तिधाम्ने वामदेवात्मने अनामिकाभ्यां नमः। ॐनमो भगवते ज्वलज्ज्वाला-मालिने ॐ वां रौं अलुप्तशक्तिधाम्ने सद्योजातात्मने कनिष्ठिकाभ्यां

ज्वलज्ज्वालामालिने । ॐ नं रिं नित्यतृप्तिधाम्ने तत्पुरुषात्मने तर्जनीभ्यां नमः–"ૐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ૐ 'નં' 'રિં' નિત્યતૃપ્તિરૂપ શક્તિના ધામસ્વરૂપ અને તે પરમપુરુષરૂપ શંકરને હું નમસ્કાર કરું છું" એમ બોલી બે તર્જની આંગળીઓનો સ્પર્શ કરીને નમસ્કાર કરવા. ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ मं रुं अनादिशक्तिधाम्ने अघोरात्मने मध्यमाभ्यां नमः "ૐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ૐ 'મં' 'રું' અનાદિ-શક્તિના ધામસ્વરૂપ અને અઘોરરૂપ શંકરને હું નમસ્કાર કરું છું." એમ બોલી બે મધ્યમ આંગળીઓનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ शिं रैं स्वतंत्रशक्तिधाम्ने वामदेवात्मने अनामिकाभ्यां नमः "ૐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ૐ 'શિં' 'રૈં' સ્વતંત્ર શક્તિના ધામસ્વરૂપ અને વામદેવરૂપ શંકરને હું નમસ્કાર કરું છું" એમ બોલી બે અનામિકા આંગળીઓનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ वां रौं अलुप्तशक्तिधाम्ने सद्योजातात्मने कनिष्ठिकाभ्यां नमः–"ૐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ૐ 'વાં' 'રૌં' અવિનાશિશક્તિના ધામસ્વરૂપ અને સદ્યોજાત–(તત્કાળ

नमः। ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐ यं रः अनादिशक्तिधाम्ने सर्वात्मने करतलकरपृष्ठाभ्यां नमः। एवं हृदयादि। ઉત્પન્ન થનાર) રૂપ શંકરને હું નમસ્કાર કરૂં છું" એમ બોલી બે કનિષ્ઠિકા આંગળીઓનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ यं रः अनादिशक्तिधाम्ने सर्वात्मने करतलकरपृष्ठाभ्यां नमः–"ॐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરૂં છું, ॐ 'યં' 'રઃ' અનાદિ શક્તિના ધામસ્વરૂપ અને સર્વાત્મા એવા ભગવાન્ શંકરને હું નમસ્કાર કરૂં છું" એમ બોલી બે હાથનાં બે તળીયાં અને પૃષ્ઠભાગને સ્પર્શ કરી નમસ્કાર કરવા.

આજ પ્રમાણે હૃદયાદિ ન્યાસ પણ કરવા, જેમ કેઃ–

"ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ ह्रां [illegible] ईशानात्मने हृदयाय नमः" એમ બોલી હૃદયને સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ मं रिं नित्यतृप्तिधाम्ने तत्पुरुषात्मने शिरसे स्वाहा" એમ બોલી મસ્તકને સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने ॐ मं रुं अनादिशक्तिधाम्ने अघोरात्मने शिखायै वषट्" એમ બોલી શિખાનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ शिं रैं स्वतंत्रशक्तिधाम्ने वामदेवात्मने कवचाय हुम्" એમ બોલી બે હાથવતી કવચની માફક એટલે ડાબા હાથથી જમણા ખભાનો અને જમણા હાથે ડાબા ખભાનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐ नमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ वां रौं अलुप्तशक्तिधाम्ने सद्योजातात्मने नेत्रत्रयाय वौषट्" એમ બોલી બે નેત્ર અને ભ્રકુટિના મધ્યભાગનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॐ नमो भगवते ज्वलज्ज्वा-

अथ ध्यानम् । वज्रदंष्ट्रं त्रिनयनं कालकण्ठमरिन्दमम् । सहस्रकर-
मत्युग्रं वन्दे शंभुमुमापतिम् ॥ १ ॥ अथापरं सर्वपुराणगुह्यं निःशे-
षपापौघहरं पवित्रम् । जयप्रदं सर्वविपत्प्रमोचनं वक्ष्यामि शैवं
कवचं हिताय ते ॥ २ ॥ ऋषभ उवाच । नमस्कृत्य महादेवं
विश्वव्यापिनमीश्वरम् । वक्ष्ये शिवमयं वर्म सर्वरक्षाकरं नृणाम् ॥३॥
शुचौ देशे समासीनो यथावत्कल्पितासनः । जितेन्द्रियो जितप्रा-

णामाक्षिने । ॐ यं रः अनादिशक्तिधाम्ने सर्वात्मने अस्त्राय फट्'' એમ બોલી જંમણો હાથ મસ્તકની આજુબાજુ ફેરવી ડાબા હાથની હથેળીમાં બે આંગળી વતી તાળી પાડી નમસ્કાર કરવા.

ત્યાર પછી ધ્યાન કરવું, તે ધ્યાન આ પ્રમાણે છે:

वज्रदंष्ट्रं त्रिनयनं कालकंठमरिंदमम् । सहस्रकरमत्युग्रं वन्दे शंभुमुमापतिम् ॥

વજ્રના સરખા દાંતવાળા, ત્રણ નેત્રવાળા, શ્યામ કંઠવાળા, શત્રુઓને દમનારા, હજાર હાથવાળા અને અત્યંત ઉગ્ર એવા ઉમાપતિ શંકરને હું વન્દન કરું છું. ૧

આ પ્રમાણે ધ્યાન કરી ત્યાર પછી કવચના પાઠનો આરંભ કરવો:

હવે પછી સર્વ પુરાણોમાં ગુપ્ત, સર્વ પાપના સમૂહનો નાશ કરનારું, પવિત્ર, વિજય આપનાર અને સર્વ દુઃખોમાંથી મુક્ત કરાવનાર એવું આ શિવકવચ હું તારા હિતને માટે કહું છું. ૨

ઋષભ કહે છે:–સર્વ વિશ્વમાં વ્યાપીને રહેલા એવા ઈશ્વર મહાદેવને નમસ્કાર કરીને મનુષ્યોનું સર્વ રીતિએ રક્ષણ કરનાર એવું શિવમય કવચ અર્થાત્ શિવકવચ હું તને કહું છું. ૩

પવિત્ર સ્થાનને વિષે વિધિ પ્રમાણે આસનવાળી બેસવું અને

णश्चिन्तयेच्छिवमव्ययम् ॥ ४ ॥ हृत्पुण्डरीकान्तरसन्निविष्टं स्वतेजसा व्याप्तनभोवकाशम्। अतीन्द्रियं सूक्ष्ममनन्तमाद्यं ध्यायेत्परानन्दमयं महेशम् ॥ ५ ॥ ध्यानावधूताखिलकर्मबन्धश्चिरं चिदानन्दनिमग्नचेताः। षडक्षरन्याससमाहितात्मा शैवेन कुर्यात्कवचेन रक्षाम् ॥ ६ ॥ मां पातु देवोऽखिलदेवतात्मा संसारकूपे पतितं गभीरे। तन्नाम दिव्यं वरमन्त्रमूलं धुनोतु मे सर्वमघं हृदिस्थम् ॥७॥ सर्वत्र मां रक्षतु विश्वमूर्तिर्ज्योतिर्मयानन्दघनश्चिदात्मा । अणोर-

પછી ઇન્દ્રિયોને જીતીને તથા પ્રાણુને નિયમમાં રાખીને અવિનાશી એવા શંકરનું ચિંત્વન કરવું. ૪

હૃદયકમળને વિષે બેઠેલા, પોતાના તેજવડે સમગ્ર આકાશના અવકાશમાં વ્યાપીને રહેલા, ઇન્દ્રિયોને ઓળંઘી ગએલા, સૂક્ષ્મ, અંતરહિત, આદિપુરુષ અને પરમ આનંદમય એવા મહેશ શંકરનું ધ્યાન કરવું. ૫

ધ્યાનવડે સમગ્ર કર્મના બંધને છેદી નાખી, ચિત્તને લાંબો વખત ચિદાનંદ પ્રભુમાં નિમગ્ન રાખી, ષડક્ષરના ન્યાસ કરી, ચિત્તને સાવધાન રાખી પછી (નીચે પ્રમાણે) શિવકુવચવડે રક્ષા કરવી. ૬

અખિલ દેવોના આત્મારૂપ એવા દેવ શંકર ઊંડા સંસારરૂપી કુવામાં પડેલા એવા મારું રક્ષણ કરો, અને તે શંભુનું નામ કે જે દિવ્ય અને ઉત્તમ પ્રકારના મંત્રોનું મૂલ છે તે મારા હૃદયને વિષે રહેલા સર્વ પાપનો નાશ કરો. ૭

વિશ્વરૂપી મૂર્તિવાળા, તેજોમય, આનંદના સમૂહ અને ચિત્સ્વરૂપ એવા શંકર મારું સર્વ ઠેકાણે રક્ષણ કરો, અને અણુથી પણ અણુ

णीयानुरुशक्तिरेकः स ईश्वरः पातु भयादशेषात् ॥ ८ ॥ यो भूस्वरूपेण बिभर्ति विश्वं पायात्स भूमेर्गिरिशोऽष्टमूर्तिः । योऽपां स्वरूपेण नृणां करोति संजीवनं सोऽवतु मां जलेभ्यः ॥ ९ ॥ कल्पावसाने भुवनानि दग्ध्वा सर्वाणि यो नृत्यति भूरिलीलः । स कालरुद्रोऽवतु मां दवाग्नेर्वात्यादिभीतेरखिलाच्च तापात् ॥ १० ॥ प्रदीप्तविद्युत्कनकावभासो विद्यावराभीतिकुठारपाणिः । चतुर्मुखस्तत्पुरुषस्त्रिनेत्रः प्राच्यां स्थितं रक्षतु मामजस्रम् ॥ ११ ॥ कुठा-

અને મહા શક્તિવાળા તે એક ઈશ્વર શંકર મારું સમગ્ર ભયથી રક્ષણ કરો. ૮

જે શંકર પૃથ્વીસ્વરૂપે વિશ્વને ધારણ કરે છે તે આઠ[1] મૂર્તિવાળા હિમાચલને વિષે રહેનાર શંકર પૃથ્વીથી–પૃથ્વી સંબંધી ભયથી–મારું રક્ષણ કરો અને જે જલસ્વરૂપવડે મનુષ્યોને જીવન આપે છે તે શંકર મારું જલોથી–જલ સંબંધી ભયથી–રક્ષણ કરો. ૯

કલ્પના અંતસમયમાં સર્વ ભુવનોને બાળીને અત્યંત લીલાયુક્ત થઈને જે નાચ કરે છે તે કાલસ્વરૂપ રુદ્ર દાવાગ્નિથી, વાયુ વગેરેના ભયથી તેમજ સમગ્ર પરિતાપથી મારું રક્ષણ કરો. ૧૦

દેદીપ્યમાન વિજળી અને સુવર્ણના સરખી કાંતિવાળા, વિદ્યા, વર, અભય અને કુઠારને હસ્તને વિષે ધારણ કરનારા, ચાર મુખવાળા, તત્પુરુષરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ અને ત્રણ નેત્રવાળા શંકર સર્વદા પૂર્વ દિશામાં હું બેઠેલો હોઉં ત્યારે મારું રક્ષણ કરો.૧૧

---

૧ જલ, અગ્નિ, યજમાન, સૂર્ય, ચન્દ્ર, આકાશ, પૃથ્વી અને વાયુ એ આઠ શંકર પરમાત્માની મૂર્તિઓ કહેવામાં આવે છે અને તેથી અહીં આઠ મૂર્તિવાળા એમ લખેલું છે.

रवेदाङ्कुशपाशशूलकपालढक्काक्षगुणान्दधानः । चतुर्मुखो नील-रुचिस्त्रिनेत्रः पायादघोरो दिशि दक्षिणस्याम् ॥ १२ ॥ कुन्देन्दु-शङ्खस्फटिकावभासो वेदाक्षमालावरदाभयाङ्कः । त्र्यक्षश्चतुर्वक्त्र उरुप्रभावः सद्योधिजातोऽवतु मां प्रतीच्याम् ॥ १३ ॥ वराक्षमाला-भयटङ्कहस्तः सरोजकिञ्जल्कसमानवर्णः । त्रिलोचनश्चारुचतुर्मुखो मां पायादुदीच्यां दिशि वामदेवः ॥ १४ ॥ वेदाभयेष्टाङ्कुशपाशट-ङ्ककपालढक्काक्षकशूलपाणिः । सितद्युतिः पञ्चमुखोऽवतान्मामीशान ऊर्ध्वं परमप्रकाशः ॥ १५ ॥ मूर्धानमव्यान्मम चन्द्रमौलिर्भालं

કુઠાર, વેદ, અંકુશ, પાશ, ત્રિશૂલ, કપાલ, ડમરુ, રુદ્રાક્ષ અને ગુણોને ધારણ કરનાર ચાર મુખવાળા, કાળી કાન્તિવાળા અને ત્રણ નેત્રવાળા અઘોરસ્વરૂપ ભગવાન્ શંકર દક્ષિણ દિશાને વિષે મારું રક્ષણ કરો. ૧૨

કુંદપુષ્પ, ચન્દ્ર, શંખ અને સ્ફટિકની સમાન કાંતિવાળા, વેદ, રુદ્રાક્ષની માળા, વરદ તથા અભયના ચિહ્નને ધારણ કરનાર, ત્રણ નેત્રવાળા, ચાર મુખવાળા, ઉત્તમ પ્રભાવવાળા અને તાત્કાલિક ઉત્પન્ન થનાર શંકર પશ્ચિમ દિશાને વિષે મારું રક્ષણ કરો. ૧૩

ઉત્તમ પ્રકારની અક્ષમાલા, અભય અને ડમરુને હાથમાં ધારણ કરનાર, કમળના પરાગની સમાન વર્ણવાળા, ત્રણ નેત્રવાળા અને સુંદર ચાર મુખવાળા ભગવાન્ વામદેવ ઉત્તર દિશાને વિષે મારું રક્ષણ કરો. ૧૪.

વેદ, અભય, ઇચ્છિત વસ્તુને આપવી તે, અંકુશ, પાશ, ખડ્ગ, કપાલ, ડમરુ, રુદ્રાક્ષ અને ત્રિશૂલને હાથને વિષે ધારણ કરનાર, ધવલ કાંતિવાળા, પાંચ મુખવાળા અને પરમ પ્રકાશવાળા શંકર ભગવાન્ ઉંચે મારું રક્ષણ કરો. ૧૫

ममाव्यादथ भालनेत्रः। नेत्रे ममाव्याद्भगनेत्रहारी नासां सदा रक्षतु विश्वनाथः ॥ १६ ॥ पायाच्छ्रुती मे श्रुतिगीतकीर्तिः कपोलमव्यात्सततं कपाली। वक्त्रं सदा रक्षतु पञ्चवक्त्रो जिह्वां सदा रक्षतु वेदजिह्वः ॥ १७॥ कण्ठं गिरीशोऽवतु नीलकण्ठः पाणिद्वयं पातु पिनाकपाणिः। दोर्मूलमव्यान्मम धर्मबाहुर्वक्षःस्थलं दक्षमखान्तकोऽव्यात् ॥ १८ ॥ ममोदरं पातु गिरीन्द्रधन्वा मध्यं ममाव्यान्मदनान्तकारी। हेरम्बतातो मम पातु नाभिं पायात्कटिं धूर्ज-

મસ્તકને વિષે ચંદ્રને ધારણુ કરનાર શંકર મારા મસ્તકનું રક્ષણુ કરો, કપાળમાં નેત્રવાળા શંકર મારા કપાળનું રક્ષણુ કરો, ભગનાં નેત્રોનું હરણુ કરનાર શંકર મારાં બે નેત્રોનું રક્ષણુ કરો અને વિશ્વનાથ શંકર મારી નાસિકાનું રક્ષણુ કરો. ૧૬

શ્રુતિઓએ જેમની કીર્તિનું ગાન કરેલું છે એવા શંકર મારા કાનોનું રક્ષણુ કરો, કપાલને ધારણુ કરનાર શંકર મારા કપોલનું રક્ષણુ કરો, પાંચ મુખવાળા શંકર મારા મુખનું રક્ષણુ કરો ને જેમની જિહ્વાને વિષે વેદ રહેલા છે એવા શંકર મારી જિહ્વાનું રક્ષણુ કરો.૧૭

પર્વતના સ્વામી અને કાળા કંઠવાળા શંકર મારા કંઠનું રક્ષણુ કરો, હાથમાં પિનાકને ધારણુ કરનાર શંકર મારા બે હાથનું રક્ષણુ કરો, ધર્મરૂપી હાથવાળા શંકર મારા બે બાહુના મૂળનું–ખભાનું રક્ષણુ કરો અને દક્ષના યજ્ઞનો નાશ કરનાર શંકર મારા વક્ષઃસ્થળનું રક્ષણુ કરો. ૧૮

મહાન્ પર્વત સમાન જેમનું ધનુષ્ય છે એવા શંકર મારા ઉદરનું રક્ષણુ કરો, કામદેવનો નાશ કરનાર શંકર મારા મધ્ય ભાગનું રક્ષણુ કરો, ગણુપતિના પિતા એવા શંકર મારી નાભિનું રક્ષણુ કરો અને

टिरीश्वरो मे ॥ १९ ॥ ऊरुद्वयं पातु कुबेरमित्रो जानुद्वयं मे जगदीश्वरोऽव्यात् । जङ्घायुगं पुङ्गवकेतुरव्यात्पादौ ममाव्यात्सुरवन्द्यपादः ॥ २० ॥ महेश्वरः पातु दिनादियामे मां मध्ययामेऽवतु वामदेवः । त्रिलोचनः पातु तृतीययामे वृषध्वजः पातु दिनान्त्ययामे ॥ २१ ॥ पायान्निशादौ शशिशेखरो मां गङ्गाधरो रक्षतु मां निशीथे । गौरीपतिः पातु निशावसाने मृत्युञ्जयो रक्षतु सर्वकालम् ॥ २२ ॥ अन्तःस्थितं रक्षतु शंकरो मां स्थाणुः सदा पातु बहिःस्थितं माम् । तदन्तरे पातु पतिः पशूनां सदाशिवो रक्षतु मां

ઈશ્વર એવા ધૂર્જટિ મારા કટિપ્રદેશનું રક્ષણ કરો. ૧૯

કુબેરના મિત્ર એવા શંકર મારા બે સાથળોનું રક્ષણ કરો, જગત્‌ના ઈશ્વર શંકર મારા બે ઘૂંટણોનું રક્ષણ કરો, વૃષભ જેમની ધજામાં છે એવા શંકર મારી બે જાંઘનું રક્ષણ કરો અને દેવોએ વંદવા યોગ્ય ચરણવાળા શંકર મારા બે પગનું રક્ષણ કરો. ૨૦

દિવસના પ્રથમ પહોરમાં મહેશ્વર મારું રક્ષણ કરો, બીજા વચલા પહોરમાં વામદેવ મારું રક્ષણ કરો, ત્રીજા પહોરમાં ત્રણ નેત્રવાળા ત્રિલોચન મારું રક્ષણ કરો અને દિવસના છેલ્લા ચોથા પહોરને વિષે વૃષભ જેમની ધ્વજાને વિષે છે એવા વૃષધ્વજ મારું રક્ષણ કરો. ૨૧

મસ્તકને વિષે ચન્દ્રને ધારણ કરનાર શંકર રાત્રિના આગલા ભાગમાં મારું રક્ષણ કરો, ગંગાને ધારણ કરનાર શંકર મધ્યરાત્રિએ મારું રક્ષણ કરો, પાર્વતીના સ્વામી શંકર રાત્રિના અંતભાગમાં મારું રક્ષણ કરો અને મૃત્યુને જીતનાર શંકર સર્વકાળમાં મારું રક્ષણ કરો. ૨૨

(ગૃહાદિની) અંદરના ભાગમાં રહેલા એવા મારું શંકર પર-

समन्तात् ॥२३॥ तिष्ठन्तमव्याद्भुवनैकनाथः पायाद्व्रजन्तं प्रमथाधि-नाथः। वेदान्तवेद्योऽवतु मां निषण्णं मामव्ययः पातु शिवः शयानम् ॥ २४ ॥ मार्गेषु मां रक्षतु नीलकण्ठः शैलादिदुर्गेषु पुरत्रयारिः।अरण्यवासादिमहाप्रवासे पायान्मृगव्याध उदारशक्तिः।२५। कल्पान्तकाटोपपटुप्रकोपस्फुटाट्टहासोच्चलिताण्डकोशः। घोरारिसेनार्णवदुर्निवारमहाभयाद्रक्षतु वीरभद्रः ॥ २६ ॥ पत्त्यश्वमातङ्गघ-

આત્મા રક્ષણ કરો, બહાર રહેલા એવા મારું સ્થાણુ હમેશાં રક્ષણ કરો, તે બેના મધ્ય ભાગમાં રહેલા એવા મારું પશુપતિ શંકર રક્ષણ કરો અને ભગવાન્ સદાશિવ ચારે તરફ મારું રક્ષણ કરો.૨૩

સર્વ ભુવનોના એકજ સ્વામિરૂપ એવા શંકર હું ઉભો હોઉં ત્યારે મારું રક્ષણ કરો, પ્રમથાદિ ગણોના સ્વામી શંકર હું ચાલતો હોઉં ત્યારે મારું રક્ષણ કરો, વેદાંતવડે જાણી શકાય એવા શંકર હું બેઠો હોઉં ત્યારે મારું રક્ષણ કરો, અને અવ્યય એવા શિવ હું સુતો હોઉં ત્યારે મારું રક્ષણ કરો. ૨૪

માર્ગોને વિષે નીલકંઠ મારું રક્ષણ કરો, પર્વત વગેરે વિકટ જગ્યાઓમાં ત્રિપુરાસુરના શત્રુ એવા શંકર મારું રક્ષણ કરો અને અરણ્યમાં રહેવું વગેરેમાં તથા મોટા પ્રવાસમાં ઉદાર શક્તિવાળા મૃગવ્યાધ શંકર મારું રક્ષણ કરો. ૨૫

કલ્પના અંતસમયને વિષે આટોપપૂર્વક મહાન્ ક્રોધ કરવાવાળા તેમ સ્પષ્ટ રીતના અટ્ટહાસ્યવડે જેમણે બ્રહ્માંડને ચલિત કરી નાખેલું છે એવા વીરભદ્ર શંકર ભયંકર એવી શત્રુઓની સેનારૂપી સમુદ્રના દુઃખે નિવારણ થઇ શકે એવા ભયથી મારું રક્ષણ કરો. ૨૬

टावरूथसहस्रलक्षायुतकोटिभीषणम् । अक्षौहिणीनां शतमाततायिनां छिन्द्यान्मृडो घोरकुठारधारया ॥ २७ ॥ निहन्तु दस्यून्प्रलयानलार्चिर्ज्वलत्त्रिशूलं त्रिपुरान्तकस्य । शार्दूलसिंहर्क्षवृकादिहिंस्रान्संत्रासयत्वीशधनुः पिनाकः ॥ २८ ॥ दुःस्वप्नदुःशकुनदुर्गतिदौर्मनस्यदुर्भिक्षदुर्व्यसनदुःसहदुर्यशांसि । उत्पाततापविषभीतिमसद्ग्रहार्तिव्याधींश्च नाशयतु मे जगतामधीशः ॥ २९ ॥ ॐनमो भगवते सदाशिवाय सकलतत्त्वात्मकाय सर्वमन्त्रस्वरूपाय सर्वयन्त्राधिष्ठिताय सर्वतन्त्रस्वरूपाय सर्वतत्त्वविदूराय ब्रह्मरुद्रावतारिणे

પાયદળ, ઘોડા અને હાથીઓના સમૂહવડે તેમ હજારો, લાખો અને કરોડો ઢાલ, તલવાર અને બખ્તર વડે ભયંકર લાગતી એવી લઢવા માટે તૈયાર થઇ ઉભેલા શત્રુઓની સેંકડો અક્ષૌહિણીનો ભગવાન્ શંકર ભયંકર કુઠારની ધારવડે નાશ કરો. ૨૭

ત્રિપુરાસુરનો નાશ કરનાર શંકરનું પ્રલયકાળના અગ્નિની જ્વાલાઓ સમાન દેદીપ્યમાન એવું ત્રિશૂલ તે ચોરોનો નાશ કરો અને શંકરનું પિનાક નામનું જે ધનુષ્ય છે તે મોટા સિંહ, વાઘ, રીંછ અને વરુ વગેરે હિંસક પ્રાણીઓને ભયભીત કરો. ૨૮

સર્વ જગતોના સ્વામી એવા શંકર મારાં દુષ્ટ સ્વપ્ન, દુષ્ટ શકુન, દુર્ગતિ, મનની દુષ્ટતા, દુષ્કાળ, ખરાબ દુઃખો, દુઃસહતા, અપયશ, ઉત્પાત, તાપ, વિષનો ભય, પાપગ્રહોની પીડા તથા બીજા જે જે વ્યાધિઓ હોય તે સર્વનો નાશ કરો. ૨૯

ૐ ભગવાન્ સદાશિવ શંકરને મારા નમસ્કાર હો કે, જે સર્વતત્ત્વસ્વરૂપ, સર્વમંત્રસ્વરૂપ, સર્વ યંત્રના અધિષ્ઠાતા, સર્વતંત્રસ્વરૂપ, સર્વ તત્ત્વથી અતિ દૂર રહેલા, બ્રહ્મા અને રુદ્રના અવતારને ધારણ

नीलकण्ठाय पार्वतीमनोहरप्रियाय सोमसूर्याग्निलोचनाय भस्मोद्धूलितविग्रहाय महामणिमुकुटधारणाय माणिक्यभूषणाय सृष्टिस्थितिप्रलयकालरौद्रावताराय दक्षाध्वरध्वंसकाय महाकालभेदनाय मूलाधारैकनिलयाय तत्त्वातीताय गङ्गाधराय सर्वदेवाधिदेवाय षडाश्रयाय वेदान्तसाराय त्रिवर्गसाधनायानन्तकोटिब्रह्माण्डनायकायानन्तवासुकितक्षककर्कोटकशङ्खकुलिकपद्ममहापद्मेत्यष्टमहानागकुलभूषणाय प्रणवस्वरूपाय चिदाकाशायाकाशदिक्स्वरूपाय ग्रहनक्षत्रमालिने सकलाय कलङ्करहिताय सकललोकैककर्त्रे

કરનારા, શ્યામ કંઠવાળા, પાર્વતીના મનનું હરણ કરનારા અને તેથી જ તેમને પ્રિય લાગતા, સોમ, સૂર્ય અને અગ્નિરૂપી નેત્રવાળા, ભસ્મવડે લેપાયલા શરીરવાળા, મોટા મોટા મણિઓના મુકુટને ધારણ કરનાર, માણિકયના અલંકારને પહેરનાર, (લોકોની) ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવા માટે કાલસ્વરૂપ રૌદ્રાવતારને ધારણ કરનાર, દક્ષના યજ્ઞને નાશ કરનાર, મહાકાલને પણ વિનાશ કરનાર, મૂલાધાર જેમનું એક સ્થાન છે એવા, તત્ત્વોને ઓળંગી ગએલા, ગંગાને ધારણ કરનાર, સર્વ દેવોના અધિષ્ઠાતા દેવ, ષડ્‌અંગને આશ્રય કરીને રહેલા, વેદાન્તના સારભૂત, ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગ પ્રાપ્ત કરવા માટેના સાધનભૂત, અનંત કોટિ બ્રહ્માંડના નાયક, અનંત, વાસુકિ, તક્ષક, કર્કોટક, શંખ, કુલિક, પદ્મ અને મહાપદ્મ એ આઠ મહાનાગોના કુલને શોભાવનાર, પ્રણવસ્વરૂપ, ચિદાકાશરૂપ, આકાશ અને દિશાસ્વરૂપ, ગ્રહો અને નક્ષત્રો જેમને માલારૂપ છે એવા, કલાયુક્ત, કલંકરહિત, સર્વ લોકના એક કર્તારૂપ, સર્વ લોકનું એક પોષણ કરનાર, સર્વ લોકના

सकललोकैकभर्त्रे सकललोकैकसंहर्त्रे सकललोकैकगुरवे सकल-
लोकैकसाक्षिणे सकलनिगमगुह्याय सकलवेदान्तपारगाय सकल-
लोकैकवरप्रदाय सकललोकैकशङ्कराय शशाङ्कशेखराय शाश्वत-
निजावासाय निराभासाय निरामयाय निर्मलाय निर्लोभाय
निर्मदाय निश्चिन्ताय निरहङ्काराय निरङ्कुशाय निष्कलङ्काय
निर्गुणाय निष्कामाय निरुपप्लवाय निरवद्याय निरन्तराय निष्का-
रणाय निरन्तकाय निष्प्रपञ्चाय निःसङ्गाय निर्द्वन्द्वाय निराधाराय
नीरागाय निष्क्रोधाय निर्मलाय निष्पापाय निर्भयाय निर्विक-
ल्पाय निर्भेदाय निष्क्रियाय निस्तुलाय निःसंशयाय निरञ्जनाय
निरुपमविभवाय नित्यशुद्धबुद्धपरिपूर्णसच्चिदानन्दाद्वयाय परम-

એક સંહાર કરનાર, સર્વ લોકના એક ગુરુરૂપ, સર્વ લોકના એક સાક્ષિરૂપ, સર્વ વેદોમાં ગુહ્ય રીતે રહેલા, સર્વ વેદાન્તના પારને પામેલા, સર્વ લોકને વરદાન આપવામાં એક જ, સર્વ લોકનું કલ્યાણ કરનારા એકજ, જેમના મસ્તકને વિષે ચન્દ્ર રહેલો છે એવા, પોતાના અવિનાશિ સ્થાનવાળા, જેમનો અન્ય પ્રકાશક નથી એવા, રોગરહિત, નિર્મલ, લોભ વિનાના, મદરહિત, નિશ્ચિંત, અહંકાર-શૂન્ય, અંકુશરહિત, કલંક વિનાના, નિર્ગુણ, કામનારહિત, ઉત્પાત વિનાના, પાપરહિત, અંતરાય વિનાના, કારણશૂન્ય, અંતરહિત, પ્રપંચરહિત, સંગ વિનાના, (સુખદુઃખાદિ) દ્વન્દ્વરહિત, આધારની અપેક્ષા વિનાના, આસક્તિરહિત, ક્રોધશૂન્ય, નિર્મળ, પાપરહિત, ભયરહિત, વિકલ્પશૂન્ય, ભેદરહિત, ક્રિયા વિનાના, જેમની સમાન કોઇ નથી એવા, સંશયરહિત, નિરંજન, અતુલ વૈભવવાળા, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, પરિપૂર્ણ, સચ્ચિદાનંદ અને અદ્વયરૂપ એવા, પરમ શાંત

शान्तस्वरूपाय तेजोरूपाय तेजोमयाय जय जय रुद्र महारौद्र भद्रावतार महाभैरव कालभैरव कल्पान्तभैरव कपालमालाधर खट्वाङ्गखड्गचर्मपाशाङ्कुशडमरुशूलचापबाणगदाशक्तिभिन्दिपालतोमरमुसलमुद्गरपाशपरिघभुशुण्डीशतघ्नीचक्राद्यायुधभीषणकरसहस्रमुख दंष्ट्राकरालवदन विकटाट्टहासविस्फारितब्रह्माण्डमण्डल नागेन्द्रकुण्डल नागेन्द्रहार नागेन्द्रवलय नागेन्द्रचर्मधर मृत्युञ्जय त्र्यम्बक त्रिपुरान्तक विश्वरूप विरूपाक्ष विश्वेश्वर वृषभवाहन विषविभूषण

સ્વરૂપવાળા, તેજોરૂપ અને તેજોમય છે એવા શંકરને મારા નમસ્કાર હો! હે રુદ્ર! હે મહા ભયંકર! આપ જય પામો! જય પામો! હે કલ્યાણકારક અવતારને ધારણ કરનાર! હે મહા ભયંકર! હે કાલને પણ ભયંકર લાગતા! હે કલ્પના અંતમાં ભૈરવરૂપે રહેનારા! હે કપાલની માળાને ધારણ કરનાર! હે ખટ્વાંગ, ખડ્ગ, ચર્મ, પાશ, અંકુશ, ડમરુ, શૂલ, ચાપ, બાણ, ગદા, શક્તિ, ભિંદિપાલ, તોમર, મુસલ, મુદ્ગર, પાશ, પરિઘ, ભુશુંડી, શતઘ્ની અને ચક્ર વગેરે આયુધો વડે ભયંકર લાગતા હજારો હાથવાળા અને મુખવાળા! હે દાઢવડે વિકરાલ મુખવાળા! હે ભયંકર અટ્ટહાસ્ય વડે બ્રહ્માંડમંડળને જેમણે કંપાવેલું છે એવા! હે મહાન્ સર્પોનાં કુંડળવાળા! હે મહાન્ સર્પોના હાર પહેરનારા! હે મહાન્ સર્પોનાં કડાં પહેરનારા! હે મહાન્ હાથીના ચર્મને ધારણ કરનારા! હે મૃત્યુને જીતનાર! હે ત્રણ નેત્રવાળા! હે ત્રિપુરાસુરનો નાશ કરનાર! હે વિશ્વરૂપ! હે વિરૂપ નેત્રવાળા! હે વિશ્વના ઈશ્વર! હે વૃષભના વાહનવાળા! હે વિષરૂપી અલંકારવાળા! અને હે ચારે

विश्वतोमुख सर्वतो रक्ष रक्ष मां ज्वल ज्वल महामृत्युमपमृत्युभयं नाशय नाशय चोरभयमुत्सादयोत्सादय विषसर्पभयं शमय शमय मारय मारय मम शत्रूनुच्चाटयोच्चाटय त्रिशूलेन विदारय विदारय कुठारेण भिन्धि भिन्धि खड्गेन छिन्धि छिन्धि खट्वाङ्गेन विपोथय विपोथय मुसलेन निष्पेषय निष्पेषय बाणैः संताडय संताडय रक्षांसि भीषय भीषयाशेषभूतानि विद्रावय विद्रावय कूष्माण्डवेतालमारीचब्रह्मराक्षसगणान् संत्रासय संत्रासय ममाभयं कुरु कुरु वित्रस्तं मामाश्वासयाश्वासय नरकमहाभयान्मामुद्धरोद्धर संजीवय संजीवय क्षुत्तृड्भ्यां माम प्याययाप्यायय दुःखातुरं मामा-

બાજુ મુખવાળા (શંભો!) સર્વ બાજુ મારું રક્ષણ કરો રક્ષણ કરો, મહા મૃત્યુને જીતો જીતો, ખરાબ મૃત્યુના ભયનો નાશ કરો નાશ કરો, ચોરના ભયને ટાળી નાખો ટાળી નાખો, વિષ અને સર્પના ભયને શાંત કરો શાંત કરો, ચોરોને મારો મારો, મારા શત્રુઓને ઉખાડી નાખો ઉખાડી નાખો, (તેમને) ત્રિશૂલ વડે છેદી નાંખો છેદી નાંખો, કુઠારવડે ભેદી નાંખો ભેદી નાંખો, ખડ્ગ વડે કાપી નાંખો કાપી નાંખો, ખટ્વાંગ વડે મારો મારો, મુસલ વડે કચડી નાંખો કચડી નાંખો, બાણો વડે વીંધી નાંખો વીંધી નાંખો, રાક્ષસોને ભય પમાડો ભય પમાડો, સમગ્ર પ્રાણીઓને નસાડો નસાડો, કૂષ્માંડ, વેતાલ, મારીચ અને બ્રહ્મરાક્ષસના સમૂહોને અત્યંત ત્રાસ આપો ત્રાસ આપો, મને નિર્ભય કરો નિર્ભય કરો, અત્યંત ત્રાસ પામેલા મને આશ્વાસન આપો આશ્વાસન આપો, નરકના મહાન્ ભયમાંથી મારો ઉદ્ધાર કરો ઉદ્ધાર કરો, (મને) જીવાડો જીવાડો, ક્ષુધા અને તૃષામાંથી મને બચાવો બચાવો,

नन्दयानन्दय शिवकवचेन मामाच्छादयाच्छादय मृत्युञ्जय त्र्यम्बक सदाशिव नमस्ते नमस्ते। ऋषभ उवाच। इत्येतत्कवचं शैवं वरदं व्याहृतं मया। सर्वबाधाप्रशमनं रहस्यं सर्वदेहिनाम् ॥३०॥ यः सदा धारयेन्मर्त्यः शैवं कवचमुत्तमम्। न तस्य जायते क्वापि भयं शंभोरनुग्रहात् ॥ ३१ ॥ क्षीणायुः प्राप्तमृत्युर्वा महारोगहतोऽपि वा। सद्यः सुखमवाप्नोति दीर्घमायुश्च विन्दति ॥ ३२। सर्वदारिद्र्यशमनं सौमङ्गल्यविवर्धनम्। यो धत्ते कवचं शैवं स

મારો અભ્યુદય કરો અભ્યુદય કરો, દુ:ખોથી પીડાયલા એવા મને આનંદ પમાડો આનંદ પમાડો અને (આ) શિવકવચ વડે મારું રક્ષણ કરો રક્ષણ કરો; હે મૃત્યુને જીતનાર અને હે ત્રણ નેત્રવાળા સદાશિવ! આપને મારા નમસ્કાર હો, આપને મારા નમસ્કાર હો!

ઋષભ કહે છે:–આ પ્રમાણે વરદાન આપવાવાળું અને સર્વ પ્રાણીઓની સર્વ પ્રકારની પીડાને શાંત કરનારું આ ગુપ્ત એવું શિવકવચ મેં તને કહ્યું. ૩૦

જે મનુષ્ય આ ઉત્તમ એવા શિવકવચને હમેશાં ધારણ કરે છે તેને શંકર પરમાત્માની કૃપા થકી કોઇ પણ ઠેકાણે ભય પ્રાપ્ત થતો નથી. ૩૧

વળી ક્ષીણ આયુષ્યવાળો, જેને મૃત્યુ પાસે આવેલું છે એવો કે જે મહારોગ વડે નાશ પામવા જેવો થઇ ગએલો હોય તે (આનાથી) તત્કાળ સુખને પામે છે અને લાંબા આયુષ્યને મેળવે છે. ૩૨

સર્વ પ્રકારની દરિદ્રતાને મટાડનાર અને ઉત્તમ પ્રકારનાં મંગલોને વધારનાર આ શિવકવચને જે મનુષ્ય ધારણ કરે છે તે

देवैरपि पूज्यते ॥ ३३ ॥ महापातकसंघातैर्मुच्यते चोपपातकैः देहान्ते मुक्तिमाप्नोति शिववर्मानुभावतः ॥ ३४ ॥ त्वमपि श्रद्धया वत्स शैवं कवचमुत्तमम्। धारयस्व मया दत्तं सद्यः श्रेयो ह्यवाप्स्यसि ॥ ३५ ॥ सूत उवाच। इत्युक्त्वा ऋषभो योगी तस्मै पार्थिवसूनवे। ददौ शङ्खं महारावं खड्गं चारिनिषूदनम् ॥ ३६ ॥ पुनश्च भस्म संमन्त्र्य तदङ्गं परितोऽस्पृशत्। गजानां षट्सहस्रस्य द्विगुणस्य बलं ददौ ॥ ३७ ॥ भस्मप्रभावात्संप्राप्तबलैश्वर्यधृतिस्मृतिः। स राजपुत्रः शुशुभे शरदर्क इव श्रिया ॥ ३८ ॥ तमाह प्राञ्जलिं भूयः स योगी नृपनन्दनम्। एष खड्गो मया दत्तस्तपोमन्त्रानुभावितः ॥ ३९ ॥ शितधारमिमं खड्गं यस्मै दर्शयसे

દેવોવડે પણ પૂજાય છે અને એ શિવકવચના પ્રભાવથી મોટા પાપોના સમૂહોમાંથી તેમ ઉપપાતકોમાંથી પણ મુક્ત થાય છે, અને દેહાંત થયા પછી મુક્તિને પામે છે. ૩૩-૩૪

માટે હે વત્સ! તું પણ આ મેં આપેલા ઉત્તમ શિવકવચને શ્રદ્ધાયુક્ત થઈને ધારણ કર, કે જેથી તું તત્કાળ કલ્યાણને મેળવીશ. ૩૫

સૂત બોલ્યાઃ-આ પ્રમાણે કહી તે યોગી ઋષભે તે રાજપુત્રને મહાન્ શબ્દ કરનારો શંખ અને શત્રુઓનો નાશ કરનાર ખડ્ગ આપ્યું. તેમ ફરીને ભસ્મ મંત્રીને તે રાજપુત્રના અંગની ચારે બાજુ ચોળી અને બાર હજાર હાથીઓનું બળ તેને આપ્યું. ૩૬-૩૭

ભસ્મના પ્રભાવથી બળ, ઐશ્વર્ય, ધૃતિ અને સ્મૃતિને પ્રાપ્ત થએલો તે રાજપુત્ર શરદૃઋતુમાં શોભાવડે સૂર્ય જ જેમ તેમ શોભવા લાગ્યો. ૩૮

ત્યાર પછી તે યોગી ઋષભે બે હાથ જોડીને ઉભા રહેલા તે રાજપુત્રને આ પ્રમાણે કહ્યું કે, 'આ ખડ્ગ મેં તને તપ અને મંત્રથી પ્રભાવયુક્ત કરીને આપેલું છે માટે તીક્ષ્ણ ધારવાળું એ ખડ્ગ તું જેને સ્પષ્ટ રીતે બતાવીશ તે તારો શત્રુ તત્કાળ મૃત્યુ પામશે

स्फुटम् । स सद्यो म्रियते शत्रुः साक्षान्मृत्युरपि स्वयम् ॥ ४० ॥ अस्य शङ्खस्य निर्ह्रादं ये श्रृण्वन्ति तवाहिताः । ते मूर्छिताः पतिष्यन्ति न्यस्तशस्त्रा विचेतनाः ॥ ४१ ॥ खड्गशङ्खाविमौ दिव्यौ परसैन्यविनाशिनौ । आत्मसैन्यस्य पक्षाणां शौर्यतेजोविवर्धनौ ॥ ४२ ॥ एतयोश्च प्रभावेण शैवेन कवचेन च । द्विषट्सहस्रनागानां बलेन महतापि च ॥ ४३ ॥ भस्मधारणसामर्थ्याच्छत्रुसैन्यं विजेष्यसि । प्राप्य सिंहासनं पित्र्यं गोप्तासि पृथिवीमिमाम् ॥ ४४ ॥ इति भद्रायुषं सम्यगनुशास्य समातृकम् । ताभ्यां संपूजितः सोऽथ योगी स्वैरगतिर्ययौ ॥ ४५ ॥

इति श्रीस्कन्दपुराणे ब्रह्मोत्तरखण्डे शिवकवचं समाप्तम् ।

પછી સાક્ષાત્ મૃત્યુ પોતે પણ હોય તોયે શું? અર્થાત્ તેનો પણ વિનાશ થશે. ૩૯-૪૦

વળી આ શંખનો શબ્દ તારા જે શત્રુઓ સાંભળશે તે શસ્ત્રરહિત અને ચૈતન્ય વિનાના થઇને મૂર્છા પામી નીચે પડશે. ૪૧

આ દિવ્ય-દેવતાઇ-એવાં ખડ્ગ અને શંખ તે શત્રુઓના સૈન્યનો નાશ કરનાર છે અને પોતાના સૈન્યનાં તથા પોતાના પક્ષના મનુષ્યોનાં શૌર્ય અને તેજને વધારનાર છે. ૪૨

આ ખડ્ગ અને શંખના પ્રભાવથી તેમ શિવકવચ (ના માહાત્મ્ય)થી તું બાર હજાર હાથીનું બળ પામી, ભસ્મધારણના સામર્થ્યથી તારા શત્રુના સૈન્યને જીતીશ અને તારા પિતાનું સિંહાસન-રાજ્ય-પ્રાપ્ત કરી આ પૃથ્વીનું રક્ષણ કરનારો થઇશ.' ૪૩-૪૪

આ પ્રમાણે માતાસહિત ભદ્રાયુષને સારી રીતે જ્ઞાન આપીને તે યોગી ઋષભ તે બંનેએ પૂજા કર્યા બાદ ત્યાંથી સ્વેચ્છા પ્રમાણેના માર્ગે ચાલ્યા ગયા. ૪૫

ઇતિશ્રી સ્કંદપુરાણમાં બ્રહ્મોત્તરખંડને વિષે "શિવકવચ" સંપૂર્ણ.

## शिवमानसपूजा.

श्रीगणेशाय नमः ॥ रत्नैः कल्पितमासनं हिमजलैः स्नानं च दिव्याम्बरं नानारत्नविभूषितं मृगमदामोदाङ्कितं चन्दनम् । जातीचम्पकबिल्वपत्ररचितं पुष्पं च धूपं तथा दीपं देव दयानिधे पशुपते हृत्कल्पितं गृह्यताम् ॥ १ ॥ सौवर्णे मणिरत्नखण्डरचिते पात्रे घृतं पायसं भक्ष्यं पञ्चविधं पयोदधियुतं रम्भाफलं मानसम् । शाकानामयुतं जलं रुचिकरं कर्पूरखण्डोज्ज्वलं तांबूलं मनसा मया विरचितं भक्त्या प्रभो स्वीकुरु ॥ २ ॥ छत्रं चामरयोर्युगं व्यजनकं चादर्शकं निर्मलं वीणाभेरिमृदंगकाहलकलागीतं

### શિવમાનસપૂજા

હે દયાના નિધિ એવા પશુપતિ ! રત્નોનું બનાવેલું આસન, શીતલ જલથી સ્નાન, દિવ્ય વસ્ત્ર, નાના પ્રકારનાં રત્નોયુક્ત અલંકાર, કસ્તુરીના સુગન્ધયુક્ત ચંદન, જાતી અને ચંપાનાં ફૂલો તથા બિલ્વપત્રોથી બનાવેલી માળા, ધૂપ અને દીપ, એ સર્વ હે દેવ શંકર ! મારા મનથી કલ્પીને આપને મેં અર્પણ કર્યું છે તેનો આપ સ્વીકાર કરો. ૧

વળી મણિ અને રત્નોના કટકા જડેલા સુવર્ણના પાત્રને વિષે ઘી, દુધપાક, દુધ તથા દધિયુક્ત પંચામૃત તથા કેળાંનું મનથી કલ્પેલું નૈવેદ્ય તેમજ અસંખ્ય શાક, કપૂરની માફક સ્વચ્છ તેમજ રુચિકર એવું જલ અને તાંબૂલ, એ સર્વ મનથી કલ્પીને ભક્તિથી મેં આપને અર્પણ કર્યું છે તેનો હે પ્રભો ! આપ સ્વીકાર કરો. ૨

છત્ર, બે ચામર, પંખો, નિર્મળ આરસો, વીણા, ભેરી, મૃદંગનો સુંદર ધ્વનિ, ગાયન તેમ જ નૃત્ય અને સાષ્ટાંગપ્રણામપૂર્વક

च नृत्यं तथा । साष्टाङ्गप्रणतिः स्तुतिर्बहुविधा ह्येतत्समस्तं मया संकल्पेन समर्पितं तव विभो पूजां गृहाण प्रभो ॥ ३ ॥ आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं पूजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थितिः । संचारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वा गिरो यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥ ४ ॥ करचरणकृतं वाक्कायजं कर्मजं वा श्रवणनयनजं वा मानसं वाऽपराधम् । विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व जय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥ ५ ॥

इति श्रीशिवमानसपूजा समाप्ता ।

કરેલી વિવિધ પ્રકારની સ્તુતિ, એ સર્વ પૂજા હે વિભો! મેં માનસિક સંકલ્પથી કલ્પીને આપને અર્પણ કરેલી છે તે પૂજાનો આપ સ્વીકાર કરો. ૩

હે શંકર! મારો આત્મા તે તમે, મારી બુદ્ધિ તે પાર્વતી, મારા પ્રાણો તે તમારા સહચર, મારું શરીર તે તમારું મંદિર, નાના પ્રકારના વિષયોનો ઉપભોગ કરવાનો પ્રપંચ તેજ તમારી પૂજા, મારી નિદ્રા એ તમારી સમાધિસ્થિતિ, મારું પગથી ચાલવું એ તમારી પ્રદક્ષિણા અને હું જે કંઇ વાણી બોલું છું તે તમારી સ્તુતિ, એ પ્રમાણે હે શંભો! હું જે જે કર્મ કરું છું તે સર્વ તમારું જ આરાધન છે.૪

હાથ અથવા પગથી કરેલું, વાણી, કર્મ કે શરીરથી કરેલું, કાન, આંખ કે મનથી કરેલું અથવા કરેલું કે ભવિષ્યમાં હું કરવાનો હોઉં તે (જાણીને કરેલા કે અજાણતાં કરેલા) પણ એ સર્વ પાપની તમે મને ક્ષમા આપો, અને હે દયાના સાગર! હે મહાદેવ! હે શંભો! આપનો જયજયકાર થાઓ! ૫

ઇતિ "શિવમાનસપૂજા" સંપૂર્ણ.

## शिवमहिम्नः स्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः । अथावाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृणन् ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः ॥ १ ॥ अतीतः पन्थानं तव च महिमा वाङ्मनसयोरत-

### શ્રીશિવમહિમ્નસ્તોત્ર

કોઇનું પણ માહાત્મ્ય જાણ્યા સિવાય તેની સ્તુતિ કરવી યોગ્ય ગણાય નહિ અને તેથી પોતાની સ્તુતિ પણ અયોગ્ય ગણાશે એમ માની પુષ્પદન્ત પોતાનું નિરભિમાનપણું બતાવી સ્તુતિ કરવામાં કોઇ પણ રીતે પોતાની યોગ્યતા છે જ એમ સિદ્ધ કરતાં કહે છેઃ

હે હર–સર્વ દુઃખોને હરણ કરનાર શંકર! (આપનું માહાત્મ્ય કેવું અને કેટલું છે એવા) આપના મહિમાના મહાન્ પારને ન જાણનાર વ્યક્તિની સ્તુતિ જો (આપને માટે) અયોગ્ય ગણાતી હોય તો બ્રહ્મા વગેરે સર્વજ્ઞોએ પણ (ગુણાનુવાદ ગાઇને) કરેલી આપની સ્તુતિરૂપી વાણી આપને વિષે અયોગ્ય જ છે. અથવા (જો તે યોગ્ય ગણાતી હોય તો) પોતાની બુદ્ધિની કલ્પના પર્યંત સ્તુતિ કરનાર તો કોઇ પણ વ્યક્તિ ઠપકાને પાત્ર–અયોગ્ય–નથી અને તેથી હે હર! મારો પણ (આપની) સ્તુતિ માટેનો આ આરંભ અપવાદ વિનાનો એટલે યોગ્ય જ છે. અર્થાત્ હું આપની સ્તુતિ કરવાને યોગ્ય જ છું અને હું જે સ્તુતિ કરીશ તે પણ યોગ્ય જ છે. ૧

આપનાં સગુણ તથા નિર્ગુણ સ્વરૂપમાં સગુણ સ્વરૂપની સર્વ કોઈ સ્તુતિ કરી શકે છે એમ દર્શાવતાં પોતાની સ્તુતિ કરવાની યોગ્યતા બતાવે છેઃ

હે શંભો! આપનો મહિમા મન અને વાણીના માર્ગને પણ અતિક્રમણ કરી ગએલો છે, એટલે મન અને વાણીથી પણ આપને

व्यावृत्त्या यं चकितमभिधत्ते श्रुतिरपि । स कस्य स्तोतव्यः कति-विधगुणः कस्य विषयः पदे त्वर्वाचीने पतति न मनः कस्य न वचः ॥ २ ॥ मधुस्फीता वाचः परमममृतं निर्मितवतस्तव ब्रह्मन्किं वागपि सुरगुरोर्विस्मयपदम् । मम त्वेतां वाणीं गुणकथन-

મહિમા જાણી શકાય તેવો નથી, કેમકે તે આપના સગુણ તથા નિર્ગુણ મહિમાનું શ્રુતિ પણ ભયભીત થઇને, સગુણ મહિમામાં સ્તુતિનું ન્યૂનાધિક્ય ન થાય એ હેતુથી અભેદભાવથી અને નિર્ગુણ મહિમામાં સ્વપ્રકાશ બ્રહ્મ અન્યથી પ્રકાશિત છે એવો દોષ પ્રાપ્ત ન થાય એ હેતુથી બ્રહ્મસ્વરૂપે વર્ણન કરે છે. આથી તે આપનો સગુણ અને નિર્ગુણ મહિમા કોનાવડે સ્તુતિ કરવા યોગ્ય છે, કેવા ગુણ-વાળો છે અને કોનાથી જાણી શકાય તેવો છે? કોઈ પણ તેને સ્તુતિ વગેરેથી જાણી શકે તેમ નથી. તો પણ (લોકકલ્યાણાર્થે લીલામાત્ર ધારણ કરેલા) આપના આ આધુનિક શંકરસ્વરૂપને વિષે તો (સ્તુતિ કરવા માટે) કોનાં મન તથા વાણી પ્રેરાતાં નથી? અર્થાત્ આપના એ શંકરસ્વરૂપની મોટા મોટા બ્રહ્માદિ દેવો પણ સ્તુતિ કરે તો હું પણ તે સ્તુતિ કરવાને પ્રેરાઉં અને યોગ્ય હોઉં એમાં શું આશ્ચર્ય? ૨

સ્તુતિમાં વિશેષતા ન હોતાં જો તેનાથી શંકરની પ્રસન્નતા પ્રાપ્ત ન થાય તો તેવી સ્તુતિ કરવી વ્યર્થ છે એમ જો માનવામાં આવે તો તેનું નિરાકરણ કરી પોતાનો સત્ય હેતુ જણાવે છેઃ

હે બ્રહ્મન્! મધુરતાયુક્ત, સુંદર અને પરમ અમૃતસમાન વેદરૂપી વાણીના બનાવનારા–પ્રેરક–એવા આપને (સ્તુતિરૂપે ગાએલી) બ્રહ્માની વાણી પણ શું આશ્ચર્ય ઉત્પન્ન કરી શકે તેમ હતી? (અને તો પછી મારી વાણી તો આશ્ચર્ય ન જ ઉત્પન્ન

पुण्येन भवतः पुनामीत्यर्थेऽस्मिन् पुरमथन बुद्धिर्व्यवसिता ॥ ३ ॥ तवैश्वर्यं यत्तज्जगदुदयरक्षाप्रलयकृत्त्रयीवस्तु व्यस्तं तिसृषु गुणभिन्नासु तनुषु । अभव्यानामस्मिन्वरद रमणीयामरमणीं विहन्तुं व्याक्रोशीं विदधत इहैके जडधियः ॥ ४ ॥ किमीहः किंकायः

કરે એમાં શું ?) તો પણ હે ત્રિપુરાસુરનો નાશ કરનાર શંભો ! હું તો, આપના ગુણોનું કીર્તન કરવારૂપ પુણ્યથી માત્ર મારી વાણીને પવિત્ર કરું છું (વિશેષ કંઇ કરતો નથી) એવી બુદ્ધિ રાખીને જ આપની સ્તુતિ કરું છું (સિવાય અન્ય કોઇ પણ હેતુ તેમાં નથી). ૩

સ્તુતિયોગ્ય એવા આપ શંકરને વિષે પાપીઓ તો મિથ્યા નિન્દા કરી કુતર્કો જ કરે છે તે કહે છે:

હે વર આપનાર પ્રભો ! આપનું ઐશ્વર્ય કે જે આ સમગ્ર જગત્‌ની ઉત્પત્તિ, રક્ષા અને સંહાર કરનારું છે, વેદોમાં રહેલા સારભૂત વસ્તુરૂપ છે, અને સત્ત્વ, રજ અને તમોગુણથી વિભક્ત થએલી મૂર્તિરૂપ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સ્વરૂપે પણ રહેલું છે તે આપના ઐશ્વર્યને નાશ કરવાને માટે કેટલાક મંદબુદ્ધિવાળા જડવાદીઓ, આ ત્રૈલોકયમાં પણ કલ્યાણ વિનાના એવા દુષ્ટોને પ્રિય લાગતી, પરંતુ સત્ય રીતે તેમનું અકલ્યાણ જ કરનારી એવી (આપની) નિન્દારૂપ વાણીને–કુતર્કોને–બોલે છે. ૪

કઇ નિન્દારૂપ વાણીને એટલે કુતર્કોને તેઓ બોલે છે તે કહે છે:

હે પ્રભો ! તર્કથી જેમનું ઐશ્વર્ય જાણી શકાય તેવું નથી એવા આપના સંબંધમાં "પરમેશ્વર ત્રિભુવનને ઉત્પન્ન કરે છે", પરંતુ તે આપ કુત્સિત વ્યાપારવાળા છો, કુત્સિત શરીરવાળા છો, કુત્સિત આધારવાળા છો અને કુત્સિત એવા ઉપાદાન કારણરૂપ

स खलु किमुपायस्त्रिभुवनं किमाधारो धाता सृजति किमुपादान इति च । अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥५॥ अजन्मानो लोकाः किमवयववन्तोऽपि जगतामधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति । अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो यतो मन्दास्त्वां प्रत्य-

છો. અર્થાત્ એ હેતુથી આપ આ જગત્‌ને ઉત્પન્ન કરતા નથી એ પ્રમાણેનો અનુચિત અને દુષ્ટતાભર્યો (તે દુષ્ટોએ કરેલો) કુતર્ક કેટલાક બુદ્ધિહીન મનુષ્યોને જગત્‌ને મોહ ઉપજાવવાની ખાતર બોલવામાં પ્રેરે છે. એટલે કેટલાક બુદ્ધિહીન મનુષ્યો આપ કુત્સિત હોવાથી પરમાત્મસ્વરૂપ નથી અને તેથી આપ જગત્‌ની ઉત્પત્તિ કરી શકતા નથી એવો ખોટો તર્ક કરી આપની નિન્દા કરી જગત્‌ને મોહ ઉપજાવે છે. ૫

આ પ્રમાણે કુતર્કીઓનું નિરાકરણ કરી જગત્‌ની ઉત્પત્તિમાં સત્ય વસ્તુસ્થિતિ શી છે તે જણાવે છેઃ

અવયવવાળા અને પ્રત્યક્ષ જણાતા આ બધા લોક ઉત્પત્તિવિનાના છે શું? અને જો તે ઉત્પત્તિવાળા હોય તો પછી જગત્‌ના અધિષ્ઠાતા વિના તેની ઉત્પત્તિ થઈ શકે ખરી? અથવા તો સત્તા વિનાનો એક સામાન્ય મનુષ્ય તે જગત્‌નો જો કર્તા હોય તો પછી લોકોને ઉત્પન્ન કરવામાં તેની સામગ્રી શી હતી? અથવા તેણે કેવી રીતનો આરંભ કરેલો હતો? (કારણ કે જો સામાન્ય મનુષ્યને કર્તા માનવામાં આવે તો જે પોતાનીજ ઉત્પત્તિને જાણી શકતો ન હોય તે જગત્‌ને ક્યાંથી ઉત્પન્ન કરી શકે?) અર્થાત્ આપ પરમાત્મા સિવાય તેને ઉત્પન્ન કરનાર અન્ય કોઇ પણ નથી, અને તેથી હે દેવતાઓમાં શ્રેષ્ઠ શંકર! (જગત્‌ની ઉત્પત્તિમાં)

मरवर संशेरत इमे ॥ ६ ॥ त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च। रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥ ७ ॥ महोक्षः खट्वाङ्गं परशुरजिनं भस्म फणिनः कपालं

મંદ બુદ્ધિવાળા મનુષ્યો જ આપના પ્રત્યે સંશયવાળા થાય છે. (સિવાય અન્ય મનુષ્યો તો આપના માહાત્મ્યને જાણતા હોવાથી આપના પ્રત્યે અપૂર્વ ભાવનાવાળા હોય છે). ૬

સર્વ શાસ્ત્રો પણ સાક્ષાત્પરમ્પરાએ આપ શંકરમાં જ એકતા ધરાવે છે તે કહે છે:

હે શંભો! વેદત્રયી–અષ્ટાદશ વિદ્યાઓ, ભગવાન્ કપિલે રચેલું સાંખ્યશાસ્ત્ર, પતંજલિનું યોગશાસ્ત્ર, પાશુપત મતનું શાસ્ત્ર અને નારદ વગેરે વૈષ્ણવોએ રચેલાં પંચરાત્ર વગેરે વૈષ્ણવ શાસ્ત્ર એ સર્વ ભિન્ન ભિન્ન શાસ્ત્રો હોવાથી આ શાસ્ત્ર પારકું અને આ શાસ્ત્ર મારું એટલે મારું કલ્યાણકારક છે એ પ્રમાણે મનુષ્યો તેમના સ્વભાવોની વિચિત્રતા–ભિન્નતા–ને લીધે માની અને તેથી સરલ માર્ગે અને વાંકે માર્ગે જાય છે, પરંતુ એવા પણ મનુષ્યોને, સીધા અથવા કુટિલ માર્ગે જતી એવી પણ સર્વ નદીઓને જેમ પ્રાપ્ત થવાના સ્થાનરૂપ એક સમુદ્ર જ છે તે પ્રમાણે આપ એક જ પ્રાપ્ત થવા યોગ્ય છે. અર્થાત્ સંસારમાં આત્મકલ્યાણ માટે પ્રાપ્ત કરવા યોગ્ય જો કોઈ પરમ વસ્તુ હોય તો તે આપ એક જ છો અને તેથી એ સર્વમાર્ગગામી મનુષ્યો પણ અન્તમાં વહેલા મોડા આપના જ પરમપદને પ્રાપ્ત કરે છે. ૭

આ પ્રમાણે શંકરની મહત્તા બતાવી હવે તેમનું નિરુપાધિત્વ બતાવે છે.

હે વર આપનાર શંભો! મોટો વૃદ્ધ વૃષભ, ખટ્વાંગ, પરશુ, વ્યાઘ્રચર્મ, ભસ્મ, સર્પો અને કપાલ એ જ આપની સર્વ કૌટુમ્બિક

चेतीयत्त्वव वरद तन्त्रोपकरणम्। सुरास्तां तामृद्धिं दधति तु भवद्भ्रूप्रणिहितां नहि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति ॥ ८ ॥ ध्रुवं कश्चित्सर्वं सकलमपरस्त्वध्रुवमिदं परो ध्रौव्याध्रौव्ये जगति गदति

સામગ્રી–સમૃદ્ધિ છે, છતાં પણ દેવતાઓ આપની ભ્રકુટિના વિલાસ માત્રથી જ–આપની કૃપા માત્રથી જ–આપે આપેલી અપૂર્વ સમૃદ્ધિને ભોગવે છે (આપની પાસે સમૃદ્ધિ ન છતાં આપ સમૃદ્ધિ આપો છો એ જ આપની મહત્તાનું સૂચક છે) એમાં આશ્ચર્ય જેવું નથી, કારણ કે આત્મામાં જ આનંદ માનનારા આપના જેવાઓને સંસારના વિષયસુખની મૃગતૃષ્ણિકા ભ્રમ ઉત્પન્ન કરતી નથી–પોતાનામાં લુબ્ધ કરતી નથી. અર્થાત્ કોઈ પણ આત્મજ્ઞાની સંસારના સમૃદ્ધિભર્યાં સુખમાં લેપાતો નથી તો આપના જેવા નિત્યમુક્ત તો તેમાં લુબ્ધ ન જ થાય એમાં શું કહેવું હોય? ૮

કેટલાંક મતમતાન્તરો જોતાં મનુષ્યોને ભ્રમ ઉત્પન્ન થાય તેમ છે, છતાં પણ લજ્જાનો ત્યાગ કરી દૃઢતાથી સ્તુતિ કરવામાં પોતે પ્રવૃત્ત છે તે કહે છે:

હે ત્રિપુરાસુરનો નાશ કરનાર શંભો! કેટલાક વાદીઓ આ સમગ્ર જગત્‌ને જન્મમૃત્યુ વિનાનું એટલે સત્ય સમજે છે, બીજા કેટલાક એને જન્મમૃત્યુવાળું એટલે અસત્ય–વિનાશી સમજે છે જ્યારે કેટલાક વળી અન્યમતવાદીઓ ભિન્ન ધર્મવાળા આ જગત્‌ને જન્મમૃત્યુથી યુક્ત અને જન્મમૃત્યુથી રહિત એટલે સત્ય અને અસત્ય–અવિનાશી અને વિનાશી–એમ બંને રૂપે કહે છે, પરંતુ એ જગત્‌વિષયક સમસ્ત વાદને વિષે (કયો વાદ સત્ય છે એ ન સમજી શકવાથી) તેમનાથી આશ્ચર્ય પામેલો કોઈ મનુષ્ય હોયની તેવી જ રીતે આશ્ચર્યયુક્ત થએલો હું (તે સર્વનો ત્યાગ

व्यस्तविषये । समस्तेऽप्येतस्मिन्पुरमथन तैर्विस्मित इव स्तुवञ्जिह्रेमि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥ ९ ॥ तवैश्वर्यं यत्नाद्यदुपरि विरिञ्चो हरिरधः परिच्छेत्तुं यातावनलमनलस्कन्धवपुषः । ततो भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश यत् स्वयं तस्थे ताभ्यां तव किमनुवृत्तिर्न फलति ॥ १० ॥ अयत्नादापाद्य त्रिभुवनमवै-

કરીને) આપની સ્તુતિ કરવામાં જરા પણ લજ્જાયુક્ત થતો નથી, કારણ કે વાચાલતા–બહુ બોલવાપણું–લજ્જા વિનાની હોય છે. અર્થાત્ વાચાલ મનુષ્યને જેમ લજ્જા હોતી નથી તેજ પ્રમાણે હું પણ મતમતાન્તરના ભ્રમને છોડી લોક ગમે તે કહે તેનો વિચાર ન કરતાં લજ્જાનો ત્યાગ કરી આપની સ્તુતિ કરીશ. ૯

આ પ્રમાણે કેટલુંક કથન કરી મોટા બ્રહ્મા અને વિષ્ણુને પણ આપનો સાક્ષાત્કાર આપની કૃપા હોય તો જ થાય છે એમ મહત્તા બતાવતાં કહે છેઃ

હે ગિરિશ! અગ્નિસમાન તેજયુક્ત મૂર્તિવાળા આપના ઐશ્વર્યનું માપ કાઢવાને માટે એટલે આપનું ઐશ્વર્ય કેવું અને કેટલું છે તે જાણવાને માટે ઉપર ઉપરના લોક સુધી બ્રહ્મા અને નીચે નીચેના લોક સુધી વિષ્ણુ ગયા, તો પણ આપના તે ઐશ્વર્યનું માપ કાઢવાને માટે તેઓ સમર્થ થયા નહિ, અને છેવટે જ્યારે થાકીને નિવૃત્ત થયા અને અપૂર્વ ભક્તિ અને શ્રદ્ધાયુક્ત થઇ તે બંનેએ અત્યંત રીતે આપની સ્તુતિ કરી ત્યારે તે સ્તુતિથી પ્રસન્ન થઇ આપના તે ઐશ્વર્યમય સ્વરૂપને આપે આપની ઇચ્છાથી જ તેમને પ્રત્યક્ષ કરાવ્યું. તો પછી (કહો કે) આપની સ્તુતિ કયા ફળને આપતી નથી? સર્વ ફલને આપે છે. (કારણ કે બ્રહ્મા અને વિષ્ણુને પણ આપની સ્તુતિથી પ્રત્યક્ષ દર્શન થયાં તો મારા જેવાને પણ થાય તેમાં શું આશ્ચર્ય?)૧૦

रव्यतिकरं दशास्यो यद्बाहूनभृत रणकण्डूपरवशान् । शिरःपद्म-श्रेणीरचितचरणाम्भोरुहबलेः स्थिरायास्त्वद्भक्तेस्त्रिपुरहर विस्फूर्जितमिदम् ॥ ११ ॥ अमुष्य त्वत्सेवासमधिगतसारं भुजवनं बलात्कैलासेऽपि त्वदधिवसतौ विक्रमयतः । अलभ्या पातालेऽप्यलसचलिताङ्गुष्ठशिरसि प्रतिष्ठा त्वय्यासीद्ध्रुवमुपचितो मुह्यति

રાવણને મહા સામર્થ્ય આપી આપે તેનાપર મહાન્ અનુગ્રહ કર્યો છે તે કહે છેઃ

હે ત્રિપુરાસુરનો નાશ કરનાર શંભો! રાવણે કોઇ પણ પ્રકારના પ્રયત્ન વિના ત્રણે લોકને (પોતાના ભયથી) વૈર વિનાના-પોતાને સ્વાધીન બનાવ્યા અને (પોતાના સરખો બળવાન્ યોદ્ધો યુદ્ધ કરવા માટે પોતાને ન મળવાથી) પોતાના હાથને રણમાં યુદ્ધ કરવાની ચળવાળા જ રાખ્યા. એટલે રાવણ જે એવો બલિષ્ઠ રહ્યો તે, (રાવણે) પોતાનાં મસ્તકોરૂપી કમલોના સમૂહનું આપનાં ચરણકમલોમાં બલિદાન આપી આપના ઉપર જે દૃઢ ભક્તિ બતાવી હતી તેનો જ પ્રભાવ છે. (આપે તેની અપૂર્વ ભકિતથી પ્રસન્ન થઇને જ તેને આવો અપ્રતિમ બળવાળો બનાવ્યો હતો એમ હું આપની મહત્તાના અપૂર્વ ફળને માનું છું.) ૧૧

આ પ્રમાણે અનુગ્રહ કરવા છતાં ખલ કેવા હોય છે અને તેમનો નિગ્રહ કરવા આપ સમર્થ હોવા છતાં દયાથી તેમની કેવી ઉપેક્ષા કરો છો તે કહે છેઃ

હે શંભો! આપની જ સેવાથી જેમાં બળ પ્રાપ્ત થયું છે એવા પોતાના(વિશ) હાથરૂપી વનનો (આપે આપેલુ બળ સત્ય છે કે કેમ તે જોવા માટે) આપના જ નિવાસરૂપ કૈલાસ પર્વતને વિષે (તેને ઉખેડી નાંખવાને માટે) બળથી ઉપયોગ કરતા એવા રાવણની સ્થિતિ, જો આપે આપના અંગુઠાનો અગ્રભાગ જરા પણ (તેના

खलः ॥ १२ ॥ यदृद्धिं सुत्राम्णो वरद परमोच्चैरपि सतीमधश्चक्रे बाणः परिजनविधेयत्रिभुवनः। न तच्चित्रं तस्मिन्वरिवसितरि त्वच्चरणयोर्न कस्याप्युन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः ॥१३॥ अकाण्डब्रह्मांडक्षयचकितदेवासुरकृपाविधेयस्यासीद्यस्त्रिनयन विषं संहृ-

પર) દાબ્યો હોત તો પાતાલમાં પણ રહેવી દુર્લભ હતી (એવી આપની અનુપમ શક્તિ છે), પરંતુ (રાવણ જેવા તે સમજી શકતા નથી, કારણ કે) ખરેખર કૃતઘ્ન જનો કરેલા ઉપકારને મોહવશ થઇ ભૂલી જાય છે. ૧૨

હવે બાણાસુરને જે સંપત્તિ મળી હતી તે પણ આપની જ કૃપાનું ફળ હતું તે કહે છેઃ

હે વરદ ! બાણાસુરે ત્રણે ભુવનને (સંપત્તિ વગેરેથી) પોતાના દાસ સમાન બનાવીને મોટી અતુલિત એવી ઇન્દ્રની સમૃદ્ધિને પણ જે તુચ્છ જેવી બનાવી તે આપનાં ચરણકમલોમાં પ્રણામ કરવારૂપ સેવા કરતા તે બાણાસુરને માટે આશ્ચર્યકારક નથી, (કારણ કે એ સેવાનું ફળ આપ એવું આપો જ છો) કેમકે આપનાં ચરણોમાં પ્રણામ કરવારૂપ કર્મ કોની ઉન્નતિને માટે થતું નથી? સર્વની ઉન્નતિ માટે થાય છે. એટલે આપને પ્રણામ કરનારનું તો સર્વનું કલ્યાણ થાય છે એમાં સંશય નથી. ૧૩

લોકકલ્યાણ માટે આપ દોષને પણ સ્વીકારી લો છો એવા આપ દયાળુ છો અને તેથી તે દોષ પણ આપ જેવાની પાસે તો ગુણરૂપે જ જોવામાં આવે છે તે કહે છેઃ

હે ત્રણ નેત્રવાળા! (સમુદ્રમાંથી વિષ નીકળ્યું તે સમયે વિષના હેતુથી) વગર સમયનો (પ્રલયકાળ આવ્યા વિના) થતો બ્રહ્માંડનો વિનાશ જોઇ, જ્યારે દેવ અને અસુરો ભયભીત થઇ ગયા

तवतः । स कल्माषः कण्ठे तव न कुरुते न श्रियमहो विकारोऽपि श्लाघ्यो भुवनभयभङ्गव्यसनिनः ॥ १४ ॥ असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे निवर्तन्ते नित्यं जगति जयिनो यस्य विशिखाः । स पश्यन्नीश त्वामितरसुरसाधारणमभूत् स्मरः स्मर्तव्यात्मा नहि

ત્યારે તેમના પર દયા કરવાની ઈચ્છાવાળા અને તેથી જ વિષનું પાન કરનાર આપ શંકર પરમાત્માના કંઠને વિષે તે વિષની જે કાલિમા લાગી છે તે આપની શોભાનો નાશ કરતી નથી, પરંતુ તેથી આપની તો શોભા વધેલી જ છે (એમ હું તો માનું છું), કારણ કે સર્વલોકના ભયનો નાશ કરવો એ જ જેનું વ્યસન–નિત્યનું કર્તવ્ય–છે એવા આપ પ્રભુનો તો એ વિકાર પણ પ્રશંસાપાત્ર છે. (અને તેથી જ એ આપને માટે કાલિમા નથી પણ આપની શોભારૂપ છે, કારણ કે એ જો કે દોષરૂપ છતાં તેનાથી લોકના ઉદ્ધારરૂપ અનુપમ કાર્ય થએલું હોવાથી તે આપને માટે ગુણરૂપ જ છે.) ૧૪

કામ જેવા મહાન્ બલિષ્ઠનો પણ આપે એક દૃષ્ટિમાત્રથી જ વિનાશ કર્યો હતો એવા આપ મહાન્ છો તે કહે છે:

હે ઈશ! વિજયશીલ એવા જે કામદેવનાં (સર્વત્ર) જય મેળવનાર બાણો દેવ, અસુર અને મનુષ્યો સહિત આ સમગ્ર જગત્‌ને વિષે અર્થસિદ્ધિ કર્યા વિના કયારે પણ પાછાં ફરતાં ન હતાં એટલે જે સમગ્ર જગત્‌ને પોતાનાં બાણોને વશ કરી પોતાને આધીન કરતો હતો તે જ કામદેવ આપને એક સામાન્ય દેવની સમાન સાધારણ–તુચ્છ–અજીતેન્દ્રિય–જોતાં તો નામમાત્ર શેષ રહી માત્ર સ્મરણ કરવા જેવો જ થઈને રહ્યો, એટલે (આપના ત્રીજા નેત્રના અગ્નિથી બળી ભસ્મ થઈ) નાશ પામી ગયો. ખરેખર જીતેન્દ્રિય એવા મહાત્માઓનો તિરસ્કાર કરવો તે કોઈને હિતકર

वशिषु पथ्यः परिभवः ॥ १५ ॥ मही पादाघाताद्व्रजति सहसा संशयपदं पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् । मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥ १६ ॥ वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः प्रवाहो

નથી, પણ તેનો પોતાનો તે નાશ કરનાર છે. (અને તેથી જ આપ જેવાનો તિરસ્કાર કરનાર કામ જેવો પ્રબળ પણ નાશ પામ્યો એમાં સંશય નથી.) ૧૫.

જગતના રક્ષણ માટે આપ નૃત્ય કરો છો, છતાં પણ તે નૃત્ય લોકને કેવું ભય ઉત્પન્ન કરે છે તે જણાવે છેઃ

હે ઈશ! તમે જો કે સર્વ જગતની રક્ષાને માટે (સંધ્યાકાળે તાંડવ) નૃત્ય કરો છો, પરંતુ તેમાં આપના પદના પ્રહારોવડે પૃથ્વી એકદમ (પોતે વિનાશ પામશે શું? એવા) સંશયને પ્રાપ્ત થાય છે, તેમ (નૃત્ય સમયે) આપના ભમતા હાથોરૂપી ભોગળોવડે જેમાં ગ્રહોનો સમૂહ પીડાયુક્ત થએલો છે એવું વિષ્ણુનું સ્થાન અંતરિક્ષ પણ (પોતે પતન પામશે શું? એવા) સંશયને પ્રાપ્ત થાય છે અને તે જ પ્રમાણે વારંવાર આપની વિખરાયલી જટાના પ્રહારો જેના પ્રાન્તપ્રદેશમાં લાગેલા છે એવું સ્વર્ગ પણ જાણે હમણાં જ પડશે એવી સ્થિતિને પામી જાય છે. એટલે લોકના રક્ષણ કરવાના હેતુથી જ નૃત્ય કરતા સર્વના રક્ષક એવા આપ રક્ષાને બદલે સર્વને પોતાના વિનાશના સંશયમાં નાખો છો. ખરેખર (એમાં કંઇ આશ્ચર્ય જેવું નથી, કારણ કે) મહત્તા છે તે કોઈક વખત અવળું કર્તવ્ય કરનારી–જણાવનારી એટલે રક્ષણને બદલે ભયને ઉત્પન્ન કરનારી પણ થાય છે (અને તેથી જ આપ માત્ર ભય ઉત્પન્ન કરો છો, પરંતુ કોઈનો વિનાશ કરતા નથી). ૧૬.

वारां यः पृषतलघुदृष्टः शिरसि ते । जगद्द्वीपाकारं जलधिवलयं तेन कृतमित्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः ॥ १७ ॥ रथः क्षोणी यन्ता शतधृतिरगेन्द्रो धनुरथो रथाङ्गे चन्द्राकौं रथचरणपाणिः शर इति । दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडम्बरविधिर्वि-

મહાનદી ગંગાને પણ સૂક્ષ્મરૂપે ધારણ કરવાને આપ કેવા શક્તિમાન્ છો. તે કહે છે:

હે શંભો! આકાશને વિષે વ્યાપ્ત અને તારાના સમુદાયની સમાન (શ્વેત) જેના ફીણની કાંતિ નીકળે છે એવો (ગંગાના) જલોનો (મોટો) પ્રવાહ પણ આપના મસ્તકને વિષે એક બિંદુ સમાન હોય તેમ નાનો જોવામાં આવે છે અને વળી તે જ પ્રવાહ(ના મોટા સ્વરૂપ)વડે આ જગત્ સમુદ્રથી ઘેરાયલો એક દ્વીપ હોય તેની સમાન પણ બનાવી દીધું છે. આ કારણથી જ જાણી શકાય છે કે આપનું દિવ્ય એવું શરીર ઉન્નત અને (સર્વ દેવતાઓથી) અધિક મહિમાવાળું છે (એમાં સંશય નથી). ૧૭

આપની શક્તિ અતુલિત છે, છતાં પણ આપ લોકવંચના ખાતર માત્ર બાહ્ય આડંબર જ બતાવો છો તે ત્રિપુરાસુરના દૃષ્ટાંતથી કહે છે:

હે પ્રભો! એક તૃણની સમાન ત્રિપુરાસુરને નાશ કરવાની ઇચ્છાવાળા એવા આપને આ પૃથ્વીરૂપ રથ, બ્રહ્મારૂપી સારથિ, મેરુપર્વતરૂપ ધનુષ્ય, ચંદ્ર અને સૂર્યરૂપ રથનાં બે ચક્રો અને ચક્ર જેમના હાથમાં છે એવા વિષ્ણુરૂપ બાણ એ (સર્વ યુદ્ધનો) આડંબર શા માટે કરવો પડ્યો? (કારણ કે આપના જેવા સમર્થને ત્રિપુરાસુર જેવાને તૃણની સમાન બાળી નાંખવાને આ સામગ્રીની જરૂર હતી નહિ) પરંતુ સત્ય છે કે પોતાને સ્વાધીન એવા પદાર્થોથી ક્રીડા કરતી એવી ઈશ્વરની બુદ્ધિઓ પરતંત્ર હોતી

**धेयैः क्रीडन्त्यो न खलु परतन्त्राः प्रभुधियः ॥ १८ ॥ हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयोर्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् । गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम् ॥ १९ ॥ क्रतौ सुप्ते जाग्रत्त्वमसि**

નથી પણ સ્વેચ્છા મુજબ ક્રીડા કરનારી હોય છે (અને તેથી જગત્‌ને દેખાડવા લીલામાત્ર જ આપે આ આડંબર સ્વેચ્છાથી કરેલો છે એમ માનવું ખોટું નથી). ૧૮

વિષ્ણુ જેવાએ પણ આપની ભક્તિ કરી મહા ફલને પ્રાપ્ત કર્યું છે તે કહે છે:

હે ત્રિપુરાસુરનો નાશ કરનાર શંભો! ભગવાન્ વિષ્ણુ જ્યારે આપનાં ચરણકમલોમાં એક હજાર કમળ અર્પણ કરવા લાગ્યા અને તેમાં જ્યારે એક કમળ ઓછું રહ્યું તે સમયે (આપના પરની-પરમભક્તિથી પોતાનું) નેત્રકમળ ચઢાવવા માટે જ્યારે તેમણે કાઢયું ત્યારે તેમની જે એ ઉત્કંઠાભરી પરમભક્તિ હતી તે (આપની કૃપાથી) ચક્રરૂપે પરિણામ પામી એટલે આપે તેમની તે ભક્તિથી પ્રસન્ન થઇ તેના ફલરૂપે તેમને ચક્ર આપ્યું, કે જે હજી સુધી ત્રણે જગત્‌ના રક્ષણને માટે જાગતી રહે છે. અર્થાત્ ભગવાન્ વિષ્ણુ ચક્રથી સર્વદા જગત્‌નું જે રક્ષણ કરે છે તે આપનીજ ભક્તાધીનતાનું માહાત્મ્ય છે, સિવાય બીજું કંઇ જ નથી. ૧૯

આ પ્રમાણે આપ શંકરના આરાધનથીજ સર્વ પ્રાપ્ત થાય છે એમ જણાવી "ઈશ્વર કર્મનું ફલ આપતા નથી, પણ મનુષ્યનાં શુભાશુભ કર્મના અપૂર્વથી જ તેને શુભાશુભ ફળ મળે છે." એમ માનનારા કેટલાક મતવાદીઓ-ખંડન કરતાં આપ શંકર જ ફલદાતા છો એમ જણાવી સ્તુતિ કરે છે:

હે શંકર! (યજ્ઞ વગેરે કંઇ છે જ નહિ અને તેનું ફળ પણ અપાતું કોઇ નથી એવા નાસ્તિકોના પ્રયત્નથી) યજ્ઞોનું કર્મ જો

**फलयोगे क्रतुमतां क्व कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते । अतस्त्वां संप्रेक्ष्य क्रतुषु फलदानप्रतिभुवं श्रुतौ श्रद्धां बद्ध्वा दृढपरिकरः कर्मसु जनः ॥ २० ॥ क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृतामृषीणामार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः । क्रतुभ्रंशस्त्वत्तः**

(ઘણે અંશે) નાશ પામ્યું, તો પણ યજ્ઞ કરનારાઓને તે યજ્ઞનું ફળ આપવાને માટે આપ જાગતા જ રહો છો, કારણ કે વિનાશ પામેલું યજ્ઞાદિ કર્મ આપ ઇશ્વરના આરાધન વિના કયાંથી ફ્લી શકે? અને તેથી (જેમ કોઇ એક લેણુદાર દેવાદારની પાસેથી પૈસા લેવા માટે તેનો એક જામીન લે છે અને જો દેવાદાર પૈસા ન આપે તો પછીથી તે લેણુદાર જેમ જામીન પાસેથી પૈસા વસુલ કરે છે તે જ પ્રમાણે) યજ્ઞોનું ફ્લ આપવામાં આપ પ્રતિભૂ–જામીન–છો એટલે આપની પાસેથી તો જરૂર યજ્ઞનું ફળ મળશે એમ સમજી લોક શ્રુતિને વિષે શ્રદ્ધા રાખી કર્મ કરવામાં દૃઢ સંકલ્પવાળા થાય છે (અને કર્મ કરે છે, કેમકે આપ અવશ્ય યજ્ઞાદિકર્મનું ફળ ઉત્તમ રીતે આપો છો એમ માનીને જ લોકો યજ્ઞાદિ ફરી આપની અનુપમ સેવા કરવામાં તત્પર રહે છે). ૨૦

યજ્ઞ કરનારા પણ જો આપની કૃપા ન મેળવે તો તેને મહાન્ અનર્થ પ્રાપ્ત થાય છે તે દક્ષના દૃષ્ટાંતથી જણાવે છે:

હે રક્ષણ કરનાર પ્રભો! (જે યજ્ઞમાં) ક્રિયા કરવામાં કુશળ અને સર્વ પ્રાણીઓના અધિપતિ એવા દક્ષ પ્રજાપતિ યજમાન હતા, ઋષિઓ ઋત્વિજો હતા, દેવોના સમૂહો સભાસદ હતા અને યજ્ઞનું ફળ આપનાર તો અવશ્ય રીતે આપ પોતે જ છો, છતાં (તેવા ફ્લદાતા હોવા છતાં એ) આપનાથી દક્ષના યજ્ઞનો વિધ્વંસ થયો (એ શું?). ખરેખર (આ પરથી માનવામાં આવે છે કે)

क्रतुफलविधानव्यसनिनो ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः ॥ २१ ॥ प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा । धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं त्रसन्तं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः ॥ २२ ॥ स्वलावण्याशंसाधृतधनुषमह्नाय तृणवत्पुरः प्लुष्टं दृष्ट्वा पुरमथन

યજ્ઞ પણ જો શ્રદ્ધારહિત કરવામાં આવે તો તે યજ્ઞ કરનારનો વિનાશ કરનાર થાય છે એમાં સંશય નથી (અને તેથી આપના જેવા પર અશ્રદ્ધા રાખવાનું જ એ ફળ દક્ષને ભોગવવું પડ્યું હતું ). ૨૧

બ્રહ્મદેવ જેવાને પણ આપ દંડ દેનારા છો અને તે પણ આપનાથી ભયભીત થાય છે એમ જણાવતાં સ્તુતિ કરે છેઃ

હે નાથ! હાથમાં ધનુષ્ય ધારણ કરેલા એવા આપનો (આકાશમાં આર્દ્રાનક્ષત્રરૂપે પરિણામ પામેલો) પારધિસમાન જે વેગ તે, કામાતુર થએલા અને તેથી જ (ભયથી) મૃગલીરૂપ થએલી પોતાની પુત્રી (સરસ્વતી)ની સાથે મૃગનું સ્વરૂપ ધારણ કરીને બલાત્કારથી ક્રીડા કરવાની ઇચ્છાવાળા થઇને (આકાશમાં મૃગશિર નક્ષત્રરૂપે પરિણામ પામીને) સ્વર્ગમાં જતા અને (આપના) બાણુથી પીડાયુક્ત થએલા અને તેથી જ ત્રાસ પામતા એવા બ્રહ્મદેવને હજી સુધી પણ છોડતો નથી. (આપનું એ વ્યાધરૂપ હજી પણ આકાશમાં આર્દ્રા નક્ષત્રરૂપે રહી મૃગશિર નક્ષત્રરૂપ બ્રહ્માની પાછળ કાયમનું રહેલું જોવામાં આવે છે એવો આપનો અતુલિત પ્રતાપ છે.) ૨૨

પરમ જીતેન્દ્રિય એવા આપ લીલામાત્રથી પોતે સ્ત્રીજિત છો એમ બતાવી સ્ત્રીઓની મુગ્ધતાને જ સ્પષ્ટ કરો છો તે કહે છેઃ

હે ત્રિપુરાસુરનો નાશ કરનાર! પોતાના (પાર્વતીના) લાવણ્યવડે (આપને) મુગ્ધ કરવાની ઇચ્છાથી જેણે ધનુષ્ય ધારણ કરેલું છે

**पुष्पायुधमपि। यदि स्त्रैणं देवी यमनिरत देहार्धघटनादवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः ॥ २३ ॥ श्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचराश्चिताभस्मालेपः स्रगपि नृकरोटीपरिकरः। अमङ्गल्यं शीलं तव भवतु नामैवमखिलं तथाऽपि स्मर्तॄणां वरद परमं मङ्गलमसि ॥ २४ ॥ मनः प्रत्यक् चित्ते सविधमवधायात्त-**

એવા કામદેવને પોતાની પ્રત્યક્ષમાં જ ઘાસની સમાન બાળીને ભસ્મ કરેલો જોવા છતાં, હે જીતેન્દ્રિય એવા શંભો ! દેવી પાર્વતી આપના પોતાના અર્ધ દેહને વિષે એટલે ખોળામાં તેમને બેસાડવા માત્રથી જ જો આપને સ્ત્રીથી જીતાયલા (પોતાને વશ થએલા) માનતાં હોય તો હે વરદ ! (એમ જ માનવું જોઇએ કે) સ્ત્રીઓ ખરેખર અજ્ઞ–મૂર્ખ છે (કારણ કે આપના પ્રભાવને પ્રત્યક્ષમાં જોવા છતાં આપને નિર્બળ માને એના જેવી સ્ત્રીની મૂર્ખતા અને આપની લીલા બીજી શી હોઇ શકે ? ). ૨૩

લોકોને આપ અમંગલસ્વરૂપ જેવા જણાઓ છો, છતાં સર્વને મંગલ આપનાર તો આપ જ છો તે કહે છે:

હે કામદેવનો નાશ કરનાર! હમેશાં સ્મશાનોમાં ક્રીડા કરવી, પિશાચોના સહવાસમાં રહેવું, ચિતાની ભસ્મનો અઙ્ગલેપ કરવો અને માણસોની ખોપરીઓના સમૂહની માળા પહેરવી–એ સર્વ આપનું આચરણ અમંગલ–અપવિત્ર–ભલે હો! તો પણ હે વરદ ! આપનું સ્મરણ કરનારાઓને તો આપ પરમ મંગલ જ આપનારા છો (કારણ કે આપનું બાહ્ય સ્વરૂપ ગમે તેવું હોય, તોપણ આપ ભકતોનું તો કલ્યાણ જ કરનારા છો એમાં સંશય નથી).૨૪

આ પ્રમાણે સ્તુતિ કરી હવે શંકરની બ્રહ્મસ્વરૂપે સ્તુતિ કરે છે:

હે પ્રભો ! (શમદમાદિસાધનસંપન્ન) પરમહંસો, પોતાના હૃદય કમળને વિષે(સંકલ્પવિકલ્પાત્મક એવા અને બહારની વિષયપ્રવૃત્તિમાં

**मरुतः प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्सङ्गितदृशः। यदालोक्याह्लादं ह्रद इव निमज्ज्यामृतमये दधत्यन्तस्तत्त्वं किमपि यमिनस्तत्किल भवान्॥ २५॥ त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवहस्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च। परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रति गिरं न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं**

ચક્ષુરાદિ ઇન્દ્રિયોદ્વારા ગુપ્ત રીતે ફરનારા મનને (બહારની પ્રવૃત્તિઓમાંથી) રોકીને, તેમ યોગના વિધિ પ્રમાણે વાયુને રોકીને એટલે પ્રાણાયામ કરવાથી (બ્રહ્મપ્રાપ્તિથી) જેમનાં શરીરપર આનંદથી રોમાંચ થએલાં છે અને બ્રહ્માનંદનાં અશ્રુથી જેમનાં નેત્રો પરિપૂર્ણ થએલાં છે એવા થઈને જે તત્ત્વ (બ્રહ્મ)ને જોઇ (પોતાના અંતરમાં) જાણે અમૃતથી પરિપૂર્ણ ઝરાને વિષે ડુબેલા હોયની એવો આનંદ પામે છે તે જે કંઇ બ્રહ્મરૂપ તત્ત્વ છે તે આપ જ છો એમાં સંશય નથી. (આપ જ પરબ્રહ્મ છો એ સિવાય બીજું કંઈ પણ તત્ત્વ નથી.) ૨૫

કેટલાક મનુષ્યો આપને ભિન્ન ભિન્ન સ્વરૂપે માને છે, પરંતુ આપ તો સર્વસ્વરૂપે જ રહેલા છો તે કહે છેઃ

હે વર આપનાર શંભો! પરિપકવ બુદ્ધિવાળા કેટલાક "આપ સૂર્ય છો, આપ ચન્દ્ર છો, આપ પવન છો, આપ અગ્નિ છો, આપ જલ છો, આપ આકાશ છો, આપ પૃથિવી છો અને આપ આત્મા છો," એ પ્રમાણે એક પરિમિત–વિશેષ વાણી આપને માટે બોલે છે, પરંતુ તેઓ તેવી વાણી ભલે બોલે, (કેમકે તેઓ તેમની બુદ્ધિ પ્રમાણે બોલે છે) પણ અમે–હું તો એવી એક પણ વસ્તુ આ સંસારમાં જોતો નથી કે જે આપના સ્વરૂપે ન હોય (અને આપ-

न भवसि ॥ २६ ॥ त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमथो त्रीनपि सुरा-नकाराद्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति । तुरीयं ते धाम ध्वनि-भिरवरुन्धानमणुभिः समस्तव्यस्तं त्वां शरणद गृणात्योमिति

નાથી ભિન્ન હોય). અર્થાત્ આપ પરિચ્છિન્ન પરિમાણુવાળા નથી, પણ સર્વવ્યાપક છો એમ હું માનું છું. ૨૬

હવે પ્રણવસ્વરૂપે પ્રતિપાદન કરેલા શંકરના અખંડ બ્રહ્મસ્વરૂપનું વર્ણન કરતાં સ્તુતિ કરે છેઃ

હે શરણ આપનાર શંભો! ઋગ્,[1] યજુષ્ અને સામ એ ત્રણ વેદ, જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ (અથવા વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ) એ અન્તઃકરણની વૃત્તિઓ, ભૂર્, ભુવર્ અને સ્વર્ લોક (અથવા તો વિરાટ્ અને હિરણ્યગર્ભ વગેરે) અને ત્રણ દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એટલે સર્ગ, સ્થિતિ અને પ્રલય-એ સર્વને, અકાર, ઉકાર અને મકાર એ ત્રણ અક્ષરોવડે ભિન્નરૂપે પ્રતિપાદન કરતું એવું 'ओम्' એ જે પદ તે સર્વ પ્રપંચરૂપે એટલે વ્યષ્ટિરૂપે રહેલા એવા આપનું વ્યસ્ત સ્વરૂપે એટલે ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રતિપાદન કરે છે, અને તેજ પ્રમાણે નિર્વિકાર એટલે સર્વ પ્રપંચથી ભિન્ન અને ત્રણે અવસ્થાથી પર એવું ચોથું જે આપનું અખંડ ચૈતન્યાત્મક સ્વરૂપ છે તેનું સૂક્ષ્મ એવા ધ્વનિરૂપે રહેલી પોતાની અર્ધમાત્રાના સ્વરૂપવડે પ્રતિપાદન કરી ઉપદેશે છે; આ પ્રમાણે સમસ્ત એવું "ઓમ્" પદ આપનું સમષ્ટિરૂપે-સમસ્તસ્વરૂપે પ્રતિપાદન

---

૧ ઋગ્વેદ, જાગૃદવસ્થા, ભૂર્લોક અને બ્રહ્મા એ ચાર અકારાર્થ; યજુર્વેદ, સ્વપ્નાવસ્થા, ભુવર્લોક અને વિષ્ણુ એ ચાર ઉકારાર્થ; અને સામવેદ, સુષુપ્તિ અવસ્થા, સ્વર્લોક અને મહેશ એ ચાર મકારાર્થ એ પ્રમાણે "ઓંકાર" સર્વનું ભિન્ન ભિન્ન રૂપે પ્રતિપાદન કરે છે.

पदम् ॥ २७ ॥ भवः शर्वो रुद्रः पशुपतिरथोग्रः सह महांस्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम् । अमुष्मिन्प्रत्येकं प्रविचरति देव श्रुतिरपि प्रियायास्मै धाम्ने प्रणिहितनमस्योऽस्मि भवते । २८ । नमो नेदिष्ठाय प्रियदव दविष्ठाय च नमो नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमः । नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो नमः

કરે છે અને વ્યસ્ત એવું "ઓમ્" પદ આપનું વ્યષ્ટિરૂપે એટલે ભિન્નરૂપે પ્રતિપાદન કરે છે. અર્થાત્ ઓંકાર જેનું વ્યસ્તસમસ્ત-રૂપે પ્રતિપાદન કરે છે એવું અખંડ જે બ્રહ્મસ્વરૂપ તે આપજ છો. ૨૭

હવે શંકરનાં અન્ય સ્તુતિયોગ્ય વેદોક્ત નામો ગણાવી સ્તુતિ કરે છે:

હે દેવ! આપનાં 'ભવ', 'શર્વ', 'રુદ્ર', 'પશુપતિ', 'ઉગ્ર', 'મહાદેવ', તેમજ 'ભીમ' અને 'ઇશાન' એ પ્રમાણેનાં જે આઠ નામ છે તે પ્રત્યેક નામનો શ્રુતિ પણ ઉપદેશ કરે છે અથવા તો તે નામોનું શ્રવણ કરવાને બ્રહ્માદિ દેવોના કર્ણો પણ પ્રવૃત્ત રહે છે અને તેથી જ સ્વપ્રકાશ, ચૈતન્યસ્વરૂપ, પરોક્ષ છતાં સર્વને પ્રિય અને સર્વનું કલ્યાણ કરનાર તેજઃસ્વરૂપ એવા આપ શંકરને હું પ્રણામ કરી રહેલો છું–વારંવાર પ્રણામ કરું છું. ૨૮

શંકરનાં પ્રણામ કરવા યોગ્ય અન્ય સ્વરૂપોનું કથન કરી સ્તુતિ કરે છે:

એકાંત જેમને પ્રિય છે એવા હે શંભો! (ભક્તની) અત્યંત સમીપમાં રહેલા એવા આપને મારા પ્રણામ હો! અને (અભક્તથી) અત્યંત દૂર રહેલા એવા આપને મારા પ્રણામ હો! હે કામદેવના સંહારક શંભો! અત્યંત સૂક્ષ્મ એવા આપને મારા પ્રણામ હો, તેમ અત્યંત મહત્ સ્વરૂપે રહેલા એવા પણ આપને મારા વારંવાર પ્રણામ હો! વળી હે ત્રણ નેત્રવાળા શંભો! અત્યંત વૃદ્ધસ્વરૂપે રહેલા આપને મારા પ્રણામ હો અને અત્યંત યુવા-

**सर्वस्मै ते तदिदमिति सर्वाय च नमः ॥ २९ ॥ बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमो नमः प्रबलतमसे तत्संहारे हराय नमो नमः। जनसुखकृते सत्त्वोद्रिक्तौ मृडाय नमो नमः प्रमहसि पदे निस्त्रैगुण्ये शिवाय नमो नमः ॥ ३० ॥ कृशपरिणति चेतः क्लेशवश्यं क्व चेदं क्व च तव गुणसीमोल्लङ्घिनी शश्वदृद्धिः। इति चकितम-**

સ્વરૂપે રહેલા એવા પણ આપને મારા પ્રણામ હો! વળી સર્વ પ્રપંચસ્વરૂપે રહેલા આપને મારા પ્રણામ હો! તેમ જ અખંડ ચૈતન્ય જે બ્રહ્મ તે સ્વરૂપે જ આ સર્વ છે એટલે એ સર્વ સ્વરૂપે રહેલા એવા પણ આપ શંકરને મારા પ્રણામ હો! અર્થાત્ અભેદસ્વરૂપે રહેલા આપ પરબ્રહ્મરૂપ શંકરને મારા પ્રણામ હો! ૨૯

જગત્‌ની ઉત્પત્તિ વગેરેના કર્તા આપજ છો એમ જણાવતાં સ્તુતિ કરે છે:

હે શંભો! જગત્‌ની ઉત્પત્તિમાં અત્યંત રજોગુણવાળા બ્રહ્માસ્વરૂપે રહેલા આપને મારા વારંવાર પ્રણામ હો! જગત્‌ના પ્રલયને વિષે પ્રબળ તમોગુણવાળા શંકરસ્વરૂપે રહેલા આપને મારા વારંવાર પ્રણામ હો, જનોના સુખને માટે–લોકની રક્ષા માટે સત્ત્વગુણની મુખ્યતાવાળા વિષ્ણુસ્વરૂપે રહેલા આપને મારા વારંવાર પ્રણામ હો! તેમજ સત્ત્વાદિ ગુણોથી રહિત એટલે નિર્ગુણ અને માયાથી અલિપ્ત એવા તેજઃસ્વરૂપને વિષે શિવસ્વરૂપે એટલે મોક્ષરૂપે રહેલા આપ શંકરને મારા વારંવાર પ્રણામ હો! ૩૦

આ પ્રમાણે સ્તુતિ કરી અન્તે ઉપસંહાર કરતાં પોતાની નિરભિમાનતા બતાવે છે:

હે વરદ! અલ્પ બુદ્ધિવાળું અને અવિદ્યાથી–રાગદ્વેષાદિથી કલુષિત થએલું મારું ચિત્ત કયાં? અને ગુણોની સીમાને ઓળં-

मन्दीकृत्य मां भक्तिराधाद्वरद चरणयोस्ते वाक्यपुष्पोपहारम्॥३१॥ असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी । लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं तदपि तव गुणानामीश पारं न याति ॥ ३२ ॥ असुरसुरमुनीन्द्रैरर्चितस्येन्दुमौलेर्ग्रथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य । सकलगणवरिष्ठः पुष्पदन्ताभिधानो रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥ ३३ ॥

ગીને રહેવાવાળી એટલે અસંખ્ય ગુણયુક્ત એવી આપની અવિનાશી વિભૂતિ ક્યાં? (એમ માની હું આપની કેવી રીતે સ્તુતિ કરી શકીશ) એ પ્રમાણેના ભયથી ભયયુક્ત થએલા એવા મને (આપની સ્તુતિ કરવામાં) દૃઢ–ઉત્સાહયુક્ત–કરીને આપની ભક્તિએ જ મારી આ વાક્યરૂપી પુષ્પની ભેટ આપનાં ચરણકમળને વિષે અર્પણ કરાવેલી છે. અર્થાત્ આપના પરની અતુલિત ભક્તિથી જ હું આપનું આ સ્તોત્રગાન કરી શકયો છું, માટે આપ મારું કલ્યાણ કરી મારો ઉદ્ધાર કરો. ૩૧

હે ઈશ! સમુદ્રને પાત્ર (ખડીઓ) ધારી, કાળા પર્વતો સમાન સાહી ભરી, આ પૃથ્વીને પણ પત્ર ગણી તેના પર કલ્પવૃક્ષરૂપી કલમથી સાક્ષાત્ સરસ્વતી નિરન્તર જ (આપના ગુણોનું વર્ણન) લખતાં રહે, તો પણ (અસંખ્ય ગુણો હોવાથી) આપના ગુણોનો પાર આવી શકે તેમ નથી. ૩૨

અસુર, દેવ અને મોટા મુનિઓએ પણ જેમનું પૂજન કરેલું છે અને જેમના ગુણોનું વર્ણન અનેક રીતિએ થએલું છે એવા નિર્ગુણ અને ઇશ્વરસ્વરૂપ એવા ભગવાન્ ચન્દ્રમૌલિ શંકરનું આ મોટાં વૃત્તોથી સુંદર એવું મહિમ્નઃસ્તોત્ર સર્વ ગણમાં શ્રેષ્ઠ એવા પુષ્પદંતે બનાવેલું છે. ૩૩

अहरहरनवद्यं धूर्जटेः स्तोत्रमेतत्पठति परमभक्त्या शुद्धचित्तः पुमान् यः। स भवति शिवलोके रुद्रतुल्यस्तथाऽत्र प्रचुरतरधनायुः-पुत्रवान्कीर्तिमांश्च ॥ ३४ ॥ महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः । अघोरान्नापरो मन्त्रो नास्ति तत्त्वं गुरोः परम् ॥ ३५ ॥ दीक्षा दानं तपस्तीर्थं ज्ञानं यागादिकाः क्रियाः । महिम्नःस्तव-पाठस्य कलां नार्हन्ति षोडशीम् ॥ ३६ ॥ कुसुमदशननामा सर्वगन्धर्वराजः शशिधरवरमौलेर्देवदेवस्य दासः । स गुरुनिज-महिम्नो भ्रष्ट एवास्य रोषात्स्तवनमिदमकार्षीद्दिव्यदिव्यं महिम्नः

ભગવાન્ શંકરના આ પ્રતિદિન નવીન નવીન (આનંદયુક્ત) લાગતા સ્તોત્રનો જે મનુષ્ય શુદ્ધ ચિત્તવાળો થઇને પરમ ભક્તિથી પાઠ કરે છે તે મનુષ્ય આ લોકમાં અત્યંત ધનવાન્ અને કીર્તિ-માન્ થઇ અંતે શિવલોકને વિષે શંકરની સમાન અથવા શંકર-સ્વરૂપે થઇને રહે છે. ૩૪

(આ સર્વ સૃષ્ટિમાં) મહેશ્વર શંકરથી અન્ય કોઇ શ્રેષ્ઠ દેવ નથી, મહિમ્નઃસ્તોત્ર નામની આ સ્તુતિથી બીજી કોઇ શ્રેષ્ઠ સ્તુતિ નથી, તેમ અઘોર મંત્રથી બીજો કોઇ શ્રેષ્ઠ મંત્ર નથી અને ગુરુ થકી (શંકરથી) અન્ય બીજું ઉત્તમ તત્ત્વ નથી. ૩૫

દીક્ષા, દાન, તપ, તીર્થ, જ્ઞાન અને યાગાદિક ક્રિયાઓ—એ સર્વ (નું ફળ) આ મહિમ્નઃસ્તોત્ર(ના ફલ)ની સોળમી કલાને પણ પ્રાપ્ત થઇ શકે તેમ નથી. ૩૬

દેવોના દેવ અને મસ્તકપર ચન્દ્રને ધારણ કરનાર એવા શંકરના દાસ, પરંતુ તે શંકરના કોપવડે પોતાના માહાત્મ્યથી—પદથી—ભ્રષ્ટ થએલા પુષ્પદંત નામના ગંધર્વોના રાજાએ દિવ્યમાં પણ દિવ્ય એવું આ (શંકરનું) મહિમ્નઃસ્તોત્ર રચેલું છે. ૩૭

॥ ३७ ॥ सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं पठति यदि मनुष्यः प्राञ्जलिर्नान्यचेताः । व्रजति शिवसमीपं किन्नरैः स्तूयमानः स्तवनमिदममोघं पुष्पदन्तप्रणीतम् ॥ ३८ ॥ [ आसमाप्तमिदं स्तोत्रं पुण्यं गन्धर्वभाषितम् । अनौपम्यं मनोहारि शिवमीश्वरवर्णनम् ॥ १ ॥ तव तत्त्वं न जानामि कीदृशोऽसि महेश्वर । यादृशोऽसि महादेव तादृशाय नमो नमः ॥२॥ एककालं द्विकालं वा त्रिकालं यः पठेन्नरः । सर्वपापविनिर्मुक्तः शिवलोके महीयते ॥ ३ ॥ ]

ઉત્તમ દેવ તથા મુનિઓને પૂજ્ય અને સર્વ રીતે મોક્ષ પ્રાપ્ત કરવામાં સાધનભૂત એવા પુષ્પદંતે બનાવેલા આ અમોઘ (ફલ આપનારા) સ્તોત્રનો જો મનુષ્ય એકચિત્ત થઈ પ્રણામપૂર્વક પાઠ કરે છે તો તે કિંનરો જેની સ્તુતિ કરે છે એવો થઈને ભગવાન્ શંકરની પાસે જાય છે. ૩૮

[સમાપ્તિપર્યંત પવિત્ર, અનુપમ, મનોહર, કલ્યાણ કરનાર અને ઇશ્વર–શંકર–નું જેમાં વર્ણન છે એવું આ સ્તોત્ર (પુષ્પદંત) ગંધર્વે બનાવેલું છે. ૧

હે મહેશ્વર! આપ કેવા–કેવા સ્વરૂપે રહેલા–છો તે આપના તત્ત્વને હું જાણતો નથી, તોપણ આપ જેવા–જે સ્વરૂપે રહેલા–હો તેવાને–તે સ્વરૂપવાળાને–મારા વારંવાર પ્રણામ હો. ૨

જે મનુષ્ય એક વખત, બે વખત કે ત્રણ વખત પણ આ સ્તોત્રનો પાઠ કરે છે તે સર્વ પાપમાંથી મુક્ત થઈ અન્તે સ્વર્ગલોકમાં જાય છે. ૩]

श्रीपुष्पदन्तमुखपङ्कजनिर्गतेन स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण । कण्ठस्थितेन पठितेन समाहितेन सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥ ३९ ॥ इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छङ्करपादयोः । अर्पिता तेन देवेशः प्रीयतां मे सदाशिवः ॥ ४० ॥

इति श्रीपुष्पदन्तविरचितं शिवमहिम्नः स्तोत्रं संपूर्णम् ।

## शिवषडक्षरस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः । कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ १ ॥ नमन्ति

શ્રી પુષ્પદંતના મુખકમળમાંથી નીકળેલા, પાપનો નાશ કરનારા અને ભગવાન્ શંકરને પ્રિય એવા આ સ્તોત્રને કંઠે-પાઠે-રાખીને સાવધાનતાથી જે મનુષ્ય (એ સ્તોત્રનો) પાઠ કરે છે તેના પર પ્રાણીમાત્રના અથવા ભૂતગણના સ્વામી એવા મહેશ્વર શંકર પ્રસન્ન થાય છે. ૩૯

આ પ્રમાણે મેં (પુષ્પદંતે) ભગવાન્ શંકરનાં ચરણકમળમાં આ જે વાણીરૂપી પૂજા (સ્તુતિ) અર્પણ કરેલી છે તેથી ભગવાન સદાશિવ મારા પર પ્રસન્ન થાઓ(અને મારું કલ્યાણ કરો). ૪૦

ઇતિશ્રી પુષ્પદંતવિરચિત "શિવમહિમ્નઃસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીશિવષડક્ષરસ્તોત્ર

બિંદુયુક્ત એવો જે ઓંકાર-પ્રણવ કે જે ઇચ્છાને પૂર્ણ કરનાર અને મોક્ષ આપનાર છે તેનું યોગિઓ નિરંતર ધ્યાન કરે છે માટે તે ઓંકારરૂપ શંકરને મારા વારંવાર પ્રણામ હો! ૧

ऋषयो देवा नमन्त्यप्सरसां गणाः । नरा नमन्ति देवेशं नकाराय नमो नमः ॥ २ ॥ महादेवं महात्मानं महाध्यानपरायणम् । महापापहरं देवं मकाराय नमो नमः ॥ ३ ॥ शिवं शान्तं जगन्नाथं लोकानुग्रहकारकम् । शिवमेकपदं नित्यं शिकाराय नमो नमः ॥ ४ ॥ वाहनं वृषभो यस्य वासुकिः कण्ठभूषणम् । वामे शक्तिधरं देवं वाकाराय नमो नमः ॥५॥ यत्र यत्र स्थितो देवः सर्वव्यापी महेश्वरः । यो गुरुः सर्वदेवानां यकाराय नमो नमः ॥

દેવોના ઈશ્વર શંકરને ઋષિઓ અને દેવો નમન કરે છે, અપ્સરાઓના ગણો નમન કરે છે અને મનુષ્યો પણ નમન કરે છે માટે તે નકારવર્ણરૂપ શંકરને મારા વારંવાર પ્રણામ હો! ૨

જે મહાદેવ, મહાત્મા, મહાધ્યાનયુક્ત અને સર્વ પાપોનો નાશ કરનારા દેવ છે તે મકારવર્ણરૂપ શંકરને મારા વારંવાર પ્રણામ હો! ૩

જે કલ્યાણરૂપ, શાન્ત, જગતના નાથ, લોકો પર અનુગ્રહ કરનારા, મોક્ષરૂપી એક સ્થાનભૂત અને નિત્ય છે તે શિકારવર્ણરૂપ શંકરને મારા વારંવાર પ્રણામ હો! ૪

વૃષભ–નન્દી–જેમનું વાહન છે, વાસુકિ જેમના કંઠનો અલંકાર છે અને પોતાના વામભાગને વિષે જે દેવે શક્તિ–પાર્વતીને ધારણ કરેલાં છે તે વાકારવર્ણરૂપ શંકરને મારા વારંવાર પ્રણામ હો! ૫

જે જે ઠેકાણે સર્વવ્યાપી દેવ મહેશ્વર રહેલા છે (તે તે સ્થાનરૂપ) અને જે સર્વ દેવોના ગુરુ છે તે યકારવર્ણરૂપ શંકરને મારા વારંવાર પ્રણામ હો.! ૬

॥ ६ ॥ षडक्षरमिदं स्तोत्रं यः पठेच्छिवसंनिधौ । शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ७ ॥

इति श्रीरुद्रयामले उमामहेश्वरसंवादे शिवषडक्षरस्तोत्रं संपूर्णम्

## शिवपञ्चाक्षरस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ नागेन्द्रहाराय त्रिलोचनाय भस्माङ्गरागाय महेश्वराय । नित्याय शुद्धाय दिगम्बराय तस्मै नकाराय नमः शिवाय ॥ १ ॥ मन्दाकिनीसलिलचन्दनचर्चिताय नन्दीश्वरप्रमथनाथमहेश्वराय । मन्दारपुष्पबहुपुष्पसुपूजिताय तस्मै मकाराय नमः शिवाय ॥ २ ॥ शिवाय गौरीवदनाब्जवृन्दसूर्याय

આ છ અક્ષરના સ્તોત્રનો જે મનુષ્ય શંકરની સમીપમાં પાઠ કરે છે તે શિવલોકને પ્રાપ્ત થઈ ભગવાન્ શંકરની સાથે આનંદ ભોગવે છે. ૭

ઇતિ શ્રી"શિવષડક્ષરસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીશિવપંચાક્ષરસ્તોત્ર

મોટા મોટા સર્પોનો હાર પહેરનારા, ત્રણ નેત્રવાળા, ભસ્મના અંગરાગને શરીરપર લગાડનારા, મહેશ્વર, નિત્ય, શુદ્ધ અને દિશારૂપી વસ્ત્રવાળા એવા તે નકારાક્ષરરૂપ શંકરને મારા નમસ્કાર હો! ૧

ગંગાના જલયુક્ત ચંદનને ચોપડનારા, નન્દીના ઇશ્વર, પ્રમથના સ્વામી અને મહેશ્વર તેમ જ મન્દારનાં પુષ્પ અને બીજાં વિવિધ પ્રકારનાં પુષ્પો વડે પૂજન કરાએલા એવા તે મકારાક્ષરરૂપ શંકરને મારા નમસ્કાર હો! ૨

કલ્યાણરૂપ, પાર્વતીના વદનરૂપ કમળને ખીલવનારા સુંદર સૂર્યરૂપ, દક્ષના યજ્ઞનો નાશ કરનારા, શ્યામ કંઠવાળા અને

दक्षाध्वरनाशकाय । श्रीनीलकण्ठाय वृषध्वजाय तस्मै शकाराय नमः शिवाय ॥ ३ ॥ वसिष्ठकुम्भोद्भवगौतमार्यमुनीन्द्रदेवार्चित-शेखराय । चन्द्रार्कवैश्वानरलोचनाय तस्मै वकाराय नमः शिवाय ॥ ॥ ४ ॥ यक्षस्वरूपाय जटाधराय पिनाकहस्ताय सनातनाय । दिव्याय देवाय दिगम्बराय तस्मै यकाराय नमः शिवाय ॥ ५ ॥ पञ्चाक्षरमिदं पुण्यं यः पठेच्छिवसंनिधौ । शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ६ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं शिवपञ्चाक्षरस्तोत्रं संपूर्णम् ।

જેમની ધ્વજામાં વૃષનું ચિહ્ન છે એવા તે શકારાક્ષરરૂપ શંકરને મારા નમસ્કાર હો ! ૩

વસિષ્ઠ, અગસ્ત્ય, ગૌતમ વગેરે મહા મુનિઓએ તેમ જ દેવોએ જેમને માળાઓ અર્પણ કરેલી છે એવા અને ચંદ્ર, સૂર્ય અને વૈશ્વાનર–અગ્નિ–રૂપ ત્રણ નેત્રવાળા તે વકારાક્ષરરૂપ શંકરને મારા નમસ્કાર હો ! ૪

યક્ષસ્વરૂપ, જટાને ધારણ કરનારા, જેમના હાથમાં પિનાક ધનુષ્ય છે એવા, સનાતન, દિવ્ય, દેવ અને દિશારૂપી વસ્ત્રવાળા એવા યકારાક્ષરરૂપ શંકરને મારા નમસ્કાર હો ! ૫

શંકરના આ પવિત્ર એવા પંચાક્ષરસ્તોત્રનો જે મનુષ્ય શંકરની સમીપમાં પાઠ કરે છે તે શિવલોકમાં જઈ શંકરની સાથે આનંદ કરે છે. ૬

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "શિવપંચાક્ષરસ્તોત્ર" સંપૂર્ણ.

## उपमन्युकृतशिवस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ जय शंकर पार्वतीपते मृड शंभो शशिखण्डमण्डन । मदनान्तक भक्तवत्सल प्रियकैलास दयासुधाम्बुधे ॥ १ ॥ सदुपायकथास्वपण्डितो हृदये दुःखशरेण खण्डितः । शशिखण्डशिखण्डमंडनं शरणं यामि शरण्यमीश्वरम् ॥ २ ॥ महतः परितः प्रसर्पतस्तमसो दर्शनभेदिनो भिदे । दिननाथ इव स्वतेजसा हृदयव्योम्नि मनागुदेहि नः ॥ ३ ॥ न वयं तव चर्मचक्षुषा पदवीमप्युपवीक्षितुं क्षमाः । कृपयाऽभयदेन चक्षुषा सकलेनेश

### શ્રી ઉપમન્યુકૃતશિવસ્તોત્ર

હે શંકર! હે પાર્વતીપતિ! હે સુખ આપનાર! હે શંભુ! હે ચન્દ્રની કલાના આભૂષણુવાળા! હે કામદેવને નાશ કરનારા! હે ભક્તવત્સલ! હે કૈલાસ જેમને પ્રિય છે એવા! અને હે દયારૂપી અમૃતના સાગર! આપને જય થાઓ! ૧

ઉત્તમ ઉપાયોની કથાઓને ન જાણુનારો અને હૃદયમાં દુઃખરૂપી બાણોવડે વીંધાયલો હું, મસ્તકને વિષે ચંદ્રની કલારૂપી અલંકારને ધારણુ કરનારા અને ભકતોનું રક્ષણુ કરવામાં ઉત્તમ એવા શંકરને શરણે જાઉં છું. અર્થાત્ આપ શંકરને શરણે હું આવ્યો છું.૨

ચારે બાજુ ફેલાએલા અને (આપનાં) દર્શનને અટકાવનારા એવા ઘોર અંધકારના નાશને માટે સૂર્ય જ જેમ તેમ આપ આપના તેજ વડે મારા હૃદયરૂપી આકાશમાં સત્વર ઉદય પામો—મારા હૃદયમાં નિવાસ કરી મારા અજ્ઞાનને આપ નાશ કરો. ૩

હે ઇશ! અમે(હું) અમારાં ચર્મચક્ષુઓવડે આપના સ્થાનને જોવાને માટે શક્તિમાન્ નથી અને તેથી આપ દયા કરીને આપનાં

विलोकयाशु नः ॥ ४ ॥ त्वदनुस्मृतिरेव पावनी स्तुतियुक्ता नहि वक्तुमीश सा । मधुरं हि पयः स्वभावतो ननु कीदृक्सितशर्करान्वितम् ॥ ५ ॥ सविषोऽप्यमृतायते भवाञ्छवमुण्डाभरणोऽपि पावनः । भव एव भवान्तकः सतां समदृष्टिर्विषमेक्षणोऽपि सन् । ॥ ६ ॥ अपि शूलधरो निरामयो दृढवैराग्यरतोऽपि रागवान् । अपि भैक्ष्यचरो महेश्वरश्चरितं चित्रमिदं हि ते प्रभो ॥ ७ ॥ वित-

અભય આપનારાં સર્વ ચક્ષુવડે અમને (મને) સત્વર જુઓ. ૪

આપનું સ્મરણ જ મનુષ્યને પવિત્ર કરનાર છે તો વળી તે જો સ્તુતિસહિત કરવામાં આવ્યું હોય તો તો શું જ કહેવું? કેમકે દુધ સ્વાભાવિક રીતે જ મધુર હોય છે, છતાં સફેદ એવી સાકરથી જો તે યુક્ત કર્યું હોય તો ખરેખર કેવું થાય? અર્થાત્ જેમ ઉત્તમ જ થાય તે જ પ્રમાણે આપનું સ્મરણ પણ સ્તુતિયુક્ત કરવામાં આવ્યું હોય તો ઉત્તમ ફળ આપનારું જ થાય છે. ૫

આપ વિષને ધારણ કરનારા છો, છતાં ભક્તને અમૃતની સમાન આનંદ આપનાર અર્થાત્ મોક્ષ આપનાર છો, આપ શબનાં મસ્તકોના અલંકારને ધારણ કરનારા છો, છતાં અન્યને પવિત્ર કરનારા છો, આપ ભવ (નામ ધારણ કરનારા) છો, છતાં સજ્જનોના ભવને-સંસારને નાશ કરનારા છો અને વિષમ દૃષ્ટિ-ત્રણ નેત્ર-વાળા છો, છતાં સર્વની ઉપર સમાન દૃષ્ટિ રાખનારા છો. ૬

આપ શૂલને (ત્રિશૂલને) ધારણ કરનારા છો, છતાં નિરોગી છો, દૃઢ વૈરાગ્યમાં પ્રીતિવાળા છો, છતાં (ભક્તાદિને વિષે) રાગ-સ્નેહ-વાળા છો અને ભિક્ષા માગીને ફરનારા છો, છતાં મહેશ્વર કહેવાઓ છો. હે પ્રભો! આથી આપનું ચરિત્ર ખરેખર આશ્ચર્ય ઉપજાવે તેવું છે. ૭

रत्यभिवाञ्छितं दृशा परिदृष्टः किल कल्पपादपः । हृदये स्मृत एव धीमते नमतेऽभीष्टफलप्रदो भवान् ॥८॥ सहसैव भुजङ्गपाशवान्विनिगृह्णाति न यावदन्तकः । अभयं कुरु तावदाशु मे गतजीवस्य पुनः किमौषधैः ॥ ९ ॥ सविषैरिव भीमपन्नगैर्विषयैरेभिरलं परिक्षतम् । अमृतैरिव संभ्रमेण मामभिषिञ्चाशु दयावलोकनैः ॥ १० ॥ मुनयो बहवोऽद्य धन्यतां गमिताः स्वाभिमतार्थदर्शिनः । करुणाकर येन तेन मामवसन्नं ननु पश्य चक्षुषा ॥ ११ ॥ प्रणमा-

કલ્પવૃક્ષ તો દૃષ્ટિથી જોવામાં આવે છે ત્યારે જ ઇચ્છિત ફળને આપનારું થાય છે, પરંતુ આપ તો આપને નમન કરનાર એવા બુદ્ધિશાલી મનુષ્યને હૃદયમાં આપનું સ્મરણ કરતા માત્રમાં જ ઇચ્છિત ફલને આપો છો. ૮

(હે શંભો !) સર્પોના પાશને ધારણ કરનારા યમરાજ એકાએક આવીને જેટલી વારમાં મને ગ્રહણ ન કરે તેટલી વારમાં જ સત્વર આપ મને નિર્ભય કરો–મારું કલ્યાણ કરો, કેમકે મનુષ્ય મૃત્યુ પામ્યા પછી તેને ઔષધ કરવાથી શું ફળ? ૯

વિષયુક્ત એવા ભયંકર સર્પોથી જ જેમ તેમ વિષયોથી અત્યંત રીતે ડંખાયલા એવા મને આપ એકદમ અમૃતોથી જ જેમ તેમ આપની દયાયુકત દૃષ્ટિઓથી અભિષેક કરી સત્વર શીતળ કરો. ૧૦

હે કરુણા કરનાર ! આજ સુધીમાં ઘણા મુનિઓ આપની જે દૃષ્ટિથી ઇચ્છિત અર્થને પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થયા છે, મને દુઃખીને પણ અવશ્ય રીતે આપ તેજ દૃષ્ટિથી જુઓ અને કૃતકૃત્ય કરો. ૧

म्यथ यामि चापरं शरणं कं कृपणाभयप्रदम्। विरहीव विभो प्रिया-
मयं परिपश्यामि भवन्मयं जगत् ॥ १२॥ बहवो भवताऽनुकम्पिताः
किमितीशान न मानुकम्पसे। दधता किमु मन्दराचलं परमाणुः
कमठेन दुर्धरः ॥ १३ ॥ अशुचिं यदि मानुमन्यसे किमिदं मूर्ध्नि
कपालदाम ते। उत शाठ्यमसाधुसङ्गिनं विषलक्ष्मासि न किं
द्विजिह्वधृक् ॥ १४ ॥ क्व दृशं विदधामि किं करोम्यनुतिष्ठामि कथं
भयाकुलः। क्व नु तिष्ठसि रक्ष रक्ष मामयि शंभो शरणागतोऽस्मि

હે પ્રભો! મારા પર કૃપા કરીને મને અભય આપનાર એવા બીજા કયા દેવને હું પ્રણામ કરું? અથવા કયા દેવની પાસે હું જાઉં? કેમકે પ્રિયાના વિયોગવાળો માણુસ જેમ આખા જગતૂને પોતાની પ્રિયામય જુએ છે તેજ પ્રમાણે હું પણ આ જગતૂને કેવળ આપ-મય જ જોઉં છું. અર્થાત્ આપ એક જ મારું શરણ છો—અન્ય કોઇ પણ દેવ નથી. ૧૨

હે ઇશાન! આપે ઘણાઓ પર કૃપા કરી છે તો પછી મારા પર શા માટે કૃપા કરતા નથી? કેમકે મંદરાચલને ધારણ કરનાર કૂર્મને પરમાણુ ધારણ કરવો શું કઠિન છે? ૧૩

જો આપ મને અપવિત્ર માનતા હો તો પછી આપની ડોકમાં પણ શું ખોપરીઓની માળા નથી? અથવા મારામાં આપને શઠતા જણાતી હોય કે મને જો દુષ્ટ વસ્તુનો સંગ કરનાર આપ માનતા હો તો આપનામાં પણ વિષનું ચિહ્ન નથી શું? તેમ આપ પણ સર્પને ધારણ કરનારા નથી શું? ૧૪

હે શંકર! હું મારી દૃષ્ટિને હવે કયાં ઠેરવું? શું કરું? અથવા ભયથી આકુલવ્યાકુલ થએલો હું કેવી રીતે રહી શકું? હે શિવ! હે શંભો! તમે કયાં રહો છો? હું તમારે શરણે આવેલો છું માટે

ते ॥ १५ ॥विलुठाम्यवनौ किमाकुलः किमुरो हन्मि शिरश्छिनद्मि वा । किमु रोदिमि रारटीमि किं कृपणं मां न यदीक्षसे प्रभो ॥ १६ ॥ शिव सर्वग शर्व शर्मद प्रणतो देव दयां कुरुष्व मे । नम ईश्वर नाथ दिक्पते पुनरेवेश नमो नमोऽस्तु ते ॥ १७ ॥ शरणं तरुणेन्दुशेखरः शरणं मे गिरिराजकन्यका । शरणं पुनरेव तावुभौ शरणं नान्यदुपैमि दैवतम् ॥ १८ ॥ [ शंकरस्य चरितं कथामृतं चन्द्रशेखरगुणानुकीर्तनम् । नीलकण्ठचरणाब्जसेवनं संभवन्तु मम

મારું રક્ષણ કરો રક્ષણ કરો ! ૧૫

હે પ્રભો ! મારા દીનના સામે જો આપ નહિ જુઓ તો હું શું પૃથ્વીપર આળોટું કે હૃદયને ચીરી નાખું ? મસ્તકને છેદી નાખું, અથવા તો (આકુલ વ્યાકુલ થઇને) રડું કે બૂમો પાડું ? શું કરું ? મને કંઇ પણ સૂઝે નહિં. ૧૬

હે શિવ ! હે સર્વવ્યાપક ! હે શર્વ ! હે કલ્યાણ કરનારા ! હે દેવ ! આપને પ્રણામ કરતા એવા મારા ઉપર આપ દયા કરો. હે ઇશ્વર ! હે નાથ ! હે દિશાઓના સ્વામી ! આપને મારા નમસ્કાર હો ! હે ઇશ ! ફરીને પણ આપને મારા વારંવાર નમસ્કાર હો ! ૧૭

જેમના મસ્તકને વિષે ચન્દ્રકલા રહેલી છે એવા શંકર મારું શરણ છે, પર્વતરાજ હિમાલયની કન્યા પાર્વતી મારું શરણ છે અને હું ફરીને પણ કહું છું કે તે બંને જ મારું શરણ છે અને તેથી હું બીજા કોઇ પણ દેવને શરણે જતો નથી. ૧૮

[ શંકરનું અમૃતની સમાન કથાવાળું ચરિત્ર, તે શંકરના ગુણોનું કીર્તન અને કાળો જેમનો કંઠ છે એવા શંકરનાં ચરણકમળની સેવા એ મારા પ્રત્યેક જન્મમાં મને પ્રાપ્ત થાઓ ! ૧]

जन्मजन्मनि ॥ १ ॥ ] उपमन्युकृतं स्तवोत्तमं जपतः शंभुसमीपवर्तिनः । अभिवाञ्छितभाग्यसंपदः परमायुः प्रददाति शंकरः ॥ १९ ॥ उपमन्युकृतं स्तवोत्तमं प्रजपेद्यस्तु शिवस्य संनिधौ । शिवलोकमवाप्य सोऽचिरात्सह तेनैव शिवेन मोदते ॥ २० ॥

इत्युपमन्युकृतं शिवस्तोत्रं संपूर्णम् ।

## शिवापराधक्षमापनस्तोत्रम्

श्रीगणेशाय नमः ॥ आदौ कर्मप्रसङ्गात्कलयति कलुषं मातृकुक्षौ स्थितं मां विण्मूत्रामेध्यमध्ये कथयति नितरां जाठरो जातवेदाः । यद्यद्वै तत्र दुःखं व्यथयति नितरां शक्यते केन वक्तुं क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भोः श्रीमहादेव शंभो ॥ १ ॥ बाल्ये दुःखा-

જે મનુષ્ય આ ઉપમન્યુએ કરેલી ઉત્તમ સ્તુતિનો શંકરની સમીપમાં બેસીને પાઠ કરે છે તેને શંકર પરમાત્મા ઇચ્છિત સંપત્તિ તથા પૂર્ણ આયુષ્ય આપે છે. ૧૯

જે મનુષ્ય આ ઉપમન્યુએ કરેલી ઉત્તમ સ્તુતિનો શંકરની સમીપમાં બેસીને પાઠ કરે છે તે મનુષ્ય સત્વર શિવલોકને પ્રાપ્ત કરીને તે શંકર પરમાત્માની સાથે આનંદ ભોગવે છે. ૨૦

ઇતિ શ્રીઉપમન્યુકૃત"શિવસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીશિવાપરાધક્ષમાપનસ્તોત્ર

હે શંભો ! પ્રથમ કર્માનુસાર મારું પાપ મને પીડવા લાગ્યું અને ત્યાર પછી માતાની કુક્ષિને વિષે વિષ્ટા અને મૂત્રને વિષે રહેલા મને માતાના જઠરનો અગ્નિ નિરંતર કષ્ટ આપવા લાગ્યો. તે સમયે ત્યાં જે જે દુઃખ હમેશાં (જીવને) પીડા કરે છે તે કહેવાને કોણ શક્તિમાન્ છે? માટે હે શિવ! હે શિવ! હે શિવ! હે મહાદેવ! હે શંભો! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૧

तिरेकान्मलुलुलितवपुः स्तन्यपाने पिपासा नो शक्तश्चेन्द्रियेभ्यो भवगुणजनिता जन्तवो मां तुदन्ति । नानारोगादिदुःखाद्रुदनपरवशः शंकरं न स्मरामि क्षन्तव्यो० ॥२॥ प्रौढोऽहं यौवनस्थो विषयविषधरैः पञ्चभिर्मर्मसंधौ दष्टो नष्टो विवेकः सुतधनयुवतिस्वादुसौख्ये निषण्णः । शैवीचिन्ताविहीनं मम हृदयमहो मानगर्वाधिरूढं क्षन्तव्यो० ॥ ३ ॥ वार्धक्ये चेन्द्रियाणां विगतगतिमतिश्चाधिदै-

બાલ્યાવસ્થામાં મને અનેક દુઃખો પડતાં હતાં, મારું શરીર મલથી લેપાયલું રહેતું હતું, મને સ્તનપાન કરવાની હમેશાં ઈચ્છા થતી હતી, ઇન્દ્રિયો છતાં તેનો ઉપયોગ કરવા હું શક્તિમાન્ થતો ન હતો, સંસારના ગુણોથી ઉત્પન્ન થએલા અનેક ક્ષુદ્ર જંતુઓ મને દુઃખ દેતાં હતાં, વિવિધ પ્રકારના રોગોથી ઉત્પન્ન થએલાં દુઃખોવડે હું હમેશાં રડવામાં આસક્ત રહેતો હતો અને તેથી આપ શંકરનું હું સ્મરણ કરી શક્યો નથી, માટે હે શિવ! (૩) હે મહાદેવ! હે શંભો! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૨

જ્યારે હું પ્રૌઢ થયો અને મને યુવાવસ્થા પ્રાપ્ત થઇ ત્યારે પાંચ વિષયોરૂપી મહાન્ સર્પોએ મર્મસ્થાનોને વિષે મને દંશ દીધા અને તેથી મારો વિવેક નાશ પામ્યો અને હું પુત્ર, ધન, તથા સ્ત્રી સંબંધી સુખોને ઉત્તમ માની તેમાં જ પ્રવૃત્ત થયો; મારું ચિત્ત તે સમયે કેવળ માન અને ગર્વથી મદોન્મત્ત થઇ ગયું અને તેથી આપ શિવનું ચિંતવન હું કરી શક્યો નહિ, માટે હે શિવ!(૩) હે મહાદેવ!હે શંભો! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૩

મને અત્યારે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ છે અને તેથી મારી ઇન્દ્રિયોની ગતિ શિથિલ થઇ ગઇ છે, તેમ મારી બુદ્ધિ પણ મંદ પડી

वादितापैः पापै रोगैर्वियोगैस्त्वनवसितवपुः प्रौढिहीनं च दीनम् ।
मिथ्यामोहाभिलाषैर्भ्रमति मम मनो धूर्जटेर्ध्यानशून्यं क्षन्तव्यो ०
॥ ४ ॥ नो शक्यं स्मार्तकर्म प्रतिपदगहनप्रत्यवायाकुलाख्यं श्रौते
वार्ता कथं मे द्विजकुलविहिते ब्रह्ममार्गे सुसारे । ज्ञातो धर्मो
विचारैः श्रवणमननयोः किं निदिध्यासितव्यं क्षन्तव्यो ० ॥ ५ ॥
स्नात्वा प्रत्यूषकाले स्नपनविधिविधौ नाहृतं गाङ्गतोयं पूजार्थं वा

ગઇ છે, આધિદૈવિક (પ્રારબ્ધથી મળેલા), આધ્યાત્મિક (માનસિક) અને આધિભૌતિક (શારીરિક) તાપોથી તેમ પાપો, રોગો, અને પ્રિયજનોનો વિયોગ એ સર્વથી મારું શરીર ક્ષીણ થઇ ગયું છે અને તેથી તે પ્રૌઢતારહિત અને રંક જેવું જણાય છે; વળી મિથ્યા મોહ અને તૃષ્ણાઓથી મારું મન ભમ્યા કરે છે અને તેથી તે આપ શંકરના ધ્યાનથી શૂન્ય થઇ ગયું છે, માટે હે શિવ! (૩) હે મહાદેવ! હે શંભો! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૪

હે પ્રભો! ડગલે ને પગલે સ્માર્તકર્મ મને ગહન અને વિવિધ પ્રાયશ્ચિતોથી યુક્ત લાગવાથી હું કરી શકયો નથી અને તો પછી બ્રાહ્મણોએ અવશ્ય કરવા યોગ્ય એવા બ્રહ્મપ્રાપ્તિના માર્ગરૂપ ઉત્તમ પ્રકારના શ્રૌતકર્મમાં તો મારી પ્રવૃત્તિ કેવી જ રીતે થઇ શકે? વળી શ્રવણ અને મનનના વિવિધ વિચારથી ધર્મને મેં જાણ્યો, પરંતુ શેનું ધ્યાન કરવું તે જાણ્યું નહિ અને તેથી હે શિવ! (૩) હે મહાદેવ! હે શંભો! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૫

પ્રાતઃકાલમાં સ્નાન કરી આપને સ્નાન કરાવવા માટે મેં કદી ગંગાજલ પણ આણ્યું નથી, તેમ આપની પૂજા કરવા માટે અત્યંત શ્રમ પડશે એમ સમજી બિલ્વપત્ર પણ આણ્યાં નથી; વળી

कदाचिद्बहुतरगहनात्खण्डबिल्वीदलानि । नानीता पद्ममाला सरसि विकसिता गन्धपुष्पैस्त्वदर्थे क्षन्तव्यो ० ॥ ६ ॥ दुग्धैर्मध्वाज्ययुक्तैर्दधिसितसहितैः स्नापितं नैव लिङ्गं नो लिप्तं चन्दनाद्यैः कनकविरचितं पूजितं न प्रसूनैः। धूपैः कर्पूरदीपैर्विविधरसयुतैर्नैव भक्ष्योपहारैः क्षन्तव्यो ० ॥ ७ ॥ ध्यात्वा चित्ते शिवाख्यं प्रचुरतरधनं नैव दत्तं द्विजेभ्यो हव्यं ते लक्षसंख्यैर्हुतवहवदने नार्पितं बीजमन्त्रैः । नो तप्तं गाङ्गतीरे व्रतजपनियमै रुद्रजाप्यैर्न वेदैः क्षन्तव्यो ० ॥ ८ ॥ स्थित्वा स्थाने सरोजे प्रण-

તલાવમાં ઉત્પન્ન થએલાં વિવિધ પ્રકારનાં કમલો પણ હું લાવ્યો નથી અને સુગંધવાળાં પુષ્પો પણ આપને માટે મેં આણ્યાં નથી, માટે હે શિવ ! (૩) હે મહાદેવ ! હે શંભો ! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૬

વળી દુધ, મધ, ઘી, દહીં અને સાકરથી આપના સુવર્ણના બનાવેલા લિઙ્ગને મેં સ્નાન પણ કરાવ્યું નથી, ચંદન વગેરેથી તેનાપર લેપ પણ કર્યો નથી તેમ પુષ્પોથી તેનું પૂજન પણ કર્યું નથી; વળી તેને વિવિધ ધૂપો, કપૂરની આરતીઓ, દીપકો કે વિવિધ પ્રકારનાં રસયુક્ત નૈવેદ્ય પણ અર્પણ કર્યાં નથી, માટે હે શિવ ! (૩) હે મહાદેવ ! હે શંભો ! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૭

ચિત્તને વિષે આપ શિવનું ધ્યાન કરીને બ્રાહ્મણોને અત્યંત દ્રવ્ય પણ મેં આપ્યું નથી, આપના બીજમંત્રોવડે અગ્નિને વિષે હોમ પણ કર્યો નથી તેમ ગંગાના કિનારાપર બેસી, વ્રત ધારણ કરીને, જપ કરીને, નિયમો પાળીને કે રુદ્રના જપ અથવા તો વેદાધ્યયન કરીને તપ પણ મેં કર્યું નથી, માટે હે શિવ ! (૩) હે મહાદેવ ! હે શંભો ! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૮

वमयमरुत्कुण्डले सूक्ष्ममार्गे शान्ते स्वान्ते प्रलीने प्रकटितविभवे ज्योतिरूपे पराख्ये । लिङ्गज्ञे ब्रह्मवाक्ये सकलतनुगतं शंकरं न स्मरामि क्षन्तव्यो० ॥ ९ ॥ नग्नो निःसङ्गशुद्धस्त्रिगुणविरहितो ध्वस्तमोहान्धकारो नासाग्रे न्यस्तदृष्टिर्विदितभवगुणो नैव दृष्टः कदाचित् । उन्मन्याऽवस्थया त्वां विगतकलिमलं शंकरं न स्मरामि क्षन्तव्यो० ॥ १० ॥ चन्द्रोद्भासितशेखरे स्मरहरे

વળી કોઇ એક સ્થાનમાં સ્થિર થઇ, પ્રણવમય અને વાયુના ચક્રરૂપે રહેલા એવા આધારાદિ ષટ્કમળમાં તેમ જ શાંતતા-મય આપનો અતુલ વૈભવ-સ્વરૂપ-જેમાં જોવામાં આવે છે એવા જ્યોતિર્મય અને પર નામવાળા અંતઃકરણમાં અથવા તો આપના સ્વરૂપને જાણનાર વેદવાક્યનો વિચાર કરી તેમાં પણ સર્વ શરી-રોમાં વ્યાપક એવા આપ શંકરનું મેં સ્મરણ-ધ્યાન વગેરે પણ કર્યું નથી, માટે હે શિવ! (૩) હે મહાદેવ! હે શંભો! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૯

વળી દિગમ્બર, સંગરહિત, શુદ્ધ, સત્ત્વ વગેરે ત્રણે ગુણોથી રહિત અર્થાત્ નિર્ગુણ, મોહરૂપી અંધકાર જેમણે નાશ કરેલો છે એવા, નાસિકાના અગ્ર ભાગને વિષે જેમણે દૃષ્ટિ રાખેલી છે એવા અને સંસારના ગુણો જેમણે જાણેલા છે એવા અર્થાત્ સંસારથી વિરક્ત એવા આપનું મેં ક્યારે પણ દર્શન કર્યું નથી અને ઉન્મત્ત અવ-સ્થાને પ્રાપ્ત થઇ જેમનાથી (મનુષ્યોનાં) કલિયુગ સંબંધી પાપો નાશ પામે છે એવા આપ શંકરનું મેં સ્મરણ પણ કર્યું નથી, માટે હે શિવ! (૩) હે મહાદેવ! હે શંભો! આપ મારા અપરાધને ક્ષમા કરો. ૧૦

હે ચિત્ત! તારી સમગ્ર વૃત્તિઓને ચન્દ્રવડે શોભાયમાન

गङ्गाधरे शंकरे सर्पैर्भूषितकण्ठकर्णविवरे नेत्रोत्थवैश्वानरे । दन्तित्वक्कृतसुन्दराम्बरधरे त्रैलोक्यसारे हरे मोक्षार्थं कुरु चित्तवृत्तिमखिलामन्यैस्तु किं कर्मभिः ॥ ११ ॥ किं वाऽनेन धनेन वाजिकरिभिः प्राप्तेन राज्येन किं किंवा पुत्रकलत्रमित्रपशुभिर्देहेन गेहेन किम् । ज्ञात्वैतत्क्षणभङ्गुरं सपदि रे त्याज्यं मनो दूरतः स्वात्मार्थं गुरुवाक्यतो भज भज श्रीपार्वतीवल्लभम् ॥ १२ ॥ आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनं प्रत्यायान्ति गताः

મસ્તકવાળા, કામદેવનો નાશ કરનારા, ગંગાને (મસ્તકને વિષે) ધારણ કરનારા અને જેમનો કંઠ અને કાનનાં છિદ્રો સર્પોવડે શોભાયમાન છે, જેમના નેત્રમાંથી અગ્નિ ઉત્પન્ન થએલો છે અને હાથીના ચામડાનું સુંદર વસ્ત્ર બનાવી જેમણે પહેરેલું છે એવા ત્રૈલોક્યના સારભૂત શંકરને વિષે જોડ અને મોક્ષ મેળવવા માટે યત્ન કર, કારણ કે બીજાં કર્મોવડે તને શું? અર્થાત્ અન્ય સર્વ કર્મ કરતાં શંકરની ભક્તિ એ જ તને મોક્ષ આપનાર છે માટે તે કર. ૧૧

હે મન! આ ધન, ઘોડા, હાથી કે પ્રાપ્ત થએલા રાજ્યથી તને શું? તેમ પુત્ર, સ્ત્રી, મિત્ર, કે પશુઓથી શું? અથવા તો આ દેહ કે ઘરબારથી પણ તને શું? અર્થાત્ એથી તને કંઇ પણ ફાયદો નથી, માટે એ સર્વ ક્ષણભંગુર એટલે એક ક્ષણમાં જ નાશ પામનારાં છે એમ સમજી તું તત્કાળ દૂરથી જ એમનો ત્યાગ કર અને પોતાના આત્માના કલ્યાણને માટે ગુરુના વાક્યને અનુસરી પાર્વતીના પ્રિય સ્વામી એવા શંકરનું ભજન કર. ૧૨

હે પ્રભો! (મારું) આયુષ્ય પ્રતિદિન નષ્ટ થતું જાય છે, યુવાવસ્થા પણ પ્રતિદિન નાશ પામતી જાય છે, ગએલા દિવસો પાછા

पुनर्न दिवसाः कालो जगद्भक्षकः । लक्ष्मीस्तोयतरङ्गभङ्गचपला विद्युच्चलं जीवितं तस्मान्मां शरणागतं शरणद त्वं रक्ष रक्षाधुना ॥ १३ ॥ करचरणकृतं वाक्कायजं कर्मजं वा श्रवणनयनजं वा मानसं वाऽपराधम् । विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व जय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥ १४ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं शिवापराधक्षमापनस्तोत्रं संपूर्णम् ।

## शिवताण्डवस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ जटाकटाहसंभ्रमभ्रमन्निलिम्पनिर्झरीविलोलवीचिवल्लरीविराजमानमूर्धनि । धगद्धगद्धगज्ज्वलल्ललाटपट्टपावके

આવતા નથી અને કાલ સર્વ જગતનું ભક્ષણ કરે છે; વળી લક્ષ્મી પાણીના તરંગના લયની માફક ચંચળ છે અને જીવન એ વિજળીની માફક ક્ષણમાં નાશ પામનારું છે, માટે હે શરણે આવેલાનું રક્ષણ કરનાર શંભો! હું હમણાં આપને શરણે આવેલો છું માટે આપ મારું રક્ષણ કરો રક્ષણ કરો! ૧૩

હે દયાસિંધુ મહાદેવ! હે શંભો! હાથ અથવા પગથી થયેલો, શરીરથી થએલો, કર્મથી થએલો, અથવા તો કાન કે આંખથી થએલો કે મનથી થયેલો અથવા તો મારો જે કંઈ થએલો અથવા ભવિષ્યમાં મારાથી થનારો પણ મારો જે અપરાધ હોય તે સર્વ અપરાધને આપ ક્ષમા કરો અને આપ જય પામો જય પામો! ૧૪

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિત "શિવાપરાધક્ષમાપનસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીશિવતાણ્ડવસ્તોત્ર

જટારૂપી કડાઇમાં વેગથી ભ્રમણ કરતી એવી દેવનદી ગંગાના ચલાયમાન તરંગરૂપી લતાઓથી શોભાયમાન મસ્તકવાળા, ધગ-

**किशोरचन्द्रशेखरे रतिः प्रतिक्षणं मम ॥ १ ॥ धराधरेन्द्रनन्दिनी-विलासबन्धुबन्धुरस्फुरद्दिगन्तसंततिप्रमोदमानमानसे । कृपाकटाक्ष-धोरणीनिरुद्धदुर्धरापदि क्वचिच्चिदम्बरे मनो विनोदमेतु वस्तुनि ॥ २ ॥ जटाभुजङ्गपिङ्गलस्फुरत्फणामणिप्रभाकदम्बकुङ्कुमद्रवप्रलि-प्तदिग्वधूमुखे । मदान्धसिन्धुरस्फुरत्त्वगुत्तरीयमेदुरे मनो विनोदमद्भुतं बिभर्तु भूतभर्तरि ॥ ३ ॥ सहस्रलोचनप्रभृत्यशेषलेखशेखरप्रसूनधू-**

ધગ-ધગ એમ શબ્દ કરતાં બળતો અગ્નિ જેમના લલાટને વિષે રહેલો છે એવા અને દ્વિતીયાના ચંદ્રને મસ્તકપર ધારણ કરનારા એવા શંકરને વિષે મારી પ્રત્યેક ક્ષણ પ્રીતિ હો! ૧.

હિમાલય પર્વતની પુત્રી પાર્વતીને ક્રીડા કરવામાં બંધુરૂપ એવા તેના ઉંચાનીચા થતા સુંદર કટાક્ષોની પરંપરાથી આનંદયુક્ત મનવાળી અને કૃપા કટાક્ષોની પરંપરાથી ભકતોની આપત્તિઓ જેણે દૂર કરી છે એવી કોઇ એક દિશારૂપી વસ્ત્રોને ધારણ કરનારી વસ્તુમાં અર્થાત્ શંકરને વિષે મારું મન આનંદ પામો! ૨.

જટાઓમાં રહેલા સર્પોના પીળા વર્ણથી તેમ તેમની ફણાઓના પ્રકાશમાન મણિઓની કાન્તિના સમૂહરૂપ કુંકુમથી જેમણે દિશાઓ રૂપી સ્ત્રીઓનાં મુખ રંગી દીધાં છે એવા અને મદમાં અંધ થઇ ગએલા ગજાસુરના ચર્મરૂપી દોપટ્ટાથી શોભાયમાન એવા ભૂતોના પતિ શંકરને વિષે મારું મન આશ્ચર્ય ઉપજાવે તેવા આનંદને ધારણ કરો! ૩.

ઇન્દ્ર વગેરે સમગ્ર દેવોના મુકુટને વિષે રહેલાં પુષ્પોની રજના સતત પડવાથી જેમના પાદપીઠની ભૂમિ લીંપાઇ ગઇ છે

लिधोरणीनिधूसराङ्घ्रिपीठभूः । भुजङ्गराजमालया निबद्धजाटजूटकः श्रियै चिराय जायतां चकोरबन्धुशेखरः ॥ ४ ॥ ललाटचत्वरज्वलद्धनञ्जयस्फुलिङ्गभानिपीतपञ्चसायकं नमन्निलिम्पनायकम् । सुधामयूखलेखया विराजमानशेखरं महाकपालिसंपदे शिरो जटालमस्तु नः ॥ ५ ॥ करालभालपट्टिकाधगद्धगद्धगज्ज्वलद्धनञ्जयाधरीकृतप्रचण्डपञ्चसायके । धराधरेन्द्रनन्दिनीकुचाग्रचित्रपत्रकप्रकल्पनैकशिल्पिनि त्रिलोचने मतिर्मम ॥ ६ ॥ नवीनमेघमण्डलीनिरुद्धदु-

એવા, જેમનો જટાકલાપ સર્પરાજની માળાથી બંધાએલો એવા અને ચન્દ્ર જેમના મસ્તકને વિષે રહેલો છે એવા શંકર અમને-મને અખંડ સંપત્તિ આપનારા થાઓ! ૪.

લલાટરૂપી આંગણાને વિષે બળતા અગ્નિથી જેણે કામદેવનો નાશ કર્યો છે એવું, દેવોના નાયક (વગેરે) જેને પ્રણામ કરે છે એવું, અમૃતનાં કિરણોવાળા ચંદ્રની રેખાવડે જેનું મસ્તક શોભાયમાન છે એવું, કપાલને ધારણ કરનારું અને જટાને વિષે જેને ગંગા છે એવું જે શંકરરૂપી તેજ તે અમને-મને સંપત્તિ અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારું થાઓ! ૫.

મસ્તકરૂપી પટ્ટપર ધગધગ શબ્દ કરતા ભયંકર એવા બળતા અગ્નિને વિષે કામદેવને જેમણે હોમી દીધેલો છે એવા અને પર્વતરાજની પુત્રી પાર્વતીનાં સ્તનોના અગ્રભાગને વિષે ચિત્રવિચિત્ર એવી પત્રરચના કરવામાં એક ઉત્તમ શિલ્પકાર એવા ત્રણ લોચનવાળા શંકરને વિષે મારી પ્રીતિ હો! ૬

નવીન મેઘમાળાવડે રોકાએલો અર્થાત્ વિશેષ જણાતો અને તેથી જ દુઃખથી ધારણ કરી શકાય એવો અમાવાસ્યાની અર્ધ-

धरस्फुरत्कुहूनिशीथिनीतमःप्रबन्धबन्धुकन्धरः । निलिम्पनिर्झरीधरस्तनोतु कृत्तिसिन्धुरः कलानिधानबन्धुरः श्रियं जगद्धुरन्धरः ।७। प्रफुल्लनीलपङ्कजप्रपञ्चकालिमच्छटाविडम्बिकण्ठकन्धरारुचिप्रबन्धकन्धरम् । स्मरच्छिदं पुरच्छिदं भवच्छिदं मखच्छिदं गजच्छिदान्धकच्छिदं तमन्तकच्छिदं भजे ॥ ८ ॥ अगर्वसर्वमङ्गलाकलाकदम्बमञ्जरीरसप्रवाहमाधुरीविजृम्भणामधुव्रतम् । स्मरान्तकं पुरान्तकं भवान्तकं मखान्तकं गजान्तकान्धकान्तकं तमन्तकान्तकं भजे

રાત્રિનો જે અંધકાર તેના સમૂહની સમાન જેમનો કાળો કંઠ છે એવા, દેવનદી ગંગાને ધારણ કરનારા, ગજના ચર્મવડે સુંદર લાગતા, ચંદ્રવડે શોભાયમાન અને જગત્‌ના ભારને વહન કરનાર એવા શંકર અમને-મને અત્યંત સંપત્તિ આપો ! ૭

ખીલેલાં એવાં કાળાં કમલોના વિસ્તારની શ્યામ કાન્તિનું અનુકરણ કરનારા એવા કંઠપ્રદેશની કાંતિના સમૂહવડે સુંદર દેખાતા, કામદેવનો નાશ કરનારા, ત્રિપુરાસુરને સંહારનારા, સંસારના ફેરાને ટાળનારા, ગજાસુર અને અંધકાસુરને મારનારા અને કાલની ભીતિનો પણ નાશ કરનારા એવા શંકરનું હું ભજન કરું છું. ૮

ગર્વરહિત અને સર્વ મંગલ આપનારી પાર્વતીની કલારૂપી વૃક્ષની મંજરીના રસપ્રવાહની મધુરતાનો આસ્વાદ લેનારા ભ્રમરરૂપ એવા, કામદેવનો નાશ કરનારા, ત્રિપુરાસુરને સંહારનારા, સંસારના ફેરાને ટાળનારા, દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનારા, ગજાસુરને મારનારા, અન્ધકાસુરનો વિનાશ કરનારા અને કાલને પણ અટકાવનારા એવા તે શંકરને હું ભજું છું. ૯

॥ ९ ॥ जयत्वदभ्रविभ्रमभ्रमद्भुजङ्गमश्वसद्विनिर्गमत्क्रमस्फुरत्कराल-भालहव्यवाट् । धिमिद्धिमिद्धिमिद्ध्वनन्मृदङ्गतुङ्गमङ्गलध्वनिक्रम-प्रवर्तितप्रचण्डताण्डवः शिवः ॥ १० ॥ दृषद्विचित्रतल्पयोर्भुजङ्गमौ-क्तिकस्रजोर्गरिष्ठरत्नलोष्ठयोः सुहृद्विपक्षपक्षयोः । तृणारविन्दचक्षुषोः प्रजामहीमहेन्द्रयोः समं प्रवर्तयन्मनः कदा सदाशिवं भजे ॥ ११ ॥ कदा निलिम्पनिर्झरीनिकुञ्जकोटरे वसन्विमुक्तदुर्मतिः सदा शिरः-स्थमञ्जलिं वहन् । विमुक्तलोललोचनाललामभाललग्नकः शिवेति-

(નાચતી વખતે) ઉંચાનીચા થવાથી ઉદ્ધત રીતે ભ્રમણ કરતા એવા સર્પોના શ્વાસ નીકળવાથી ક્રમે કરીને જેમના મસ્તકને વિષે ભયંકર અગ્નિ પ્રદીપ્ત થઈ રહેલો છે એવા અને ધિમિદ્ર–ધિમિદ્ર–ધિમિદ્ર એ પ્રમાણે શબ્દ કરતા મૃદંગના ઉન્નત એવા માંગલિક શબ્દથી ક્રમાનુસાર જેમણે પ્રચંડ એવા તાંડવ નૃત્યનો આરંભ કરેલો છે એવા શંકર વિજય પામે છે. ૧૦

પત્થરની અથવા તો વિચિત્ર એવી ઉત્તમ શય્યામાં, સર્પની કે મોતીની માલામાં, ઉત્તમ એવાં રત્નમાં કે માટીનાં ઢેફાંમાં, મિત્રપક્ષમાં અથવા તો શત્રુપક્ષમાં, તૃણમાં કે કમલ સરખાં નેત્ર-વાળી સ્ત્રીમાં અને પ્રજામાં કે ચક્રવર્તી રાજામાં પણ સમાન દૃષ્ટિ-વાળો થઈને સદાશિવ શંકરનું ભજન હું કયારે કરીશ? ૧૧

દેવનદી ગંગાની લતાઓવડે આચ્છાદિત એવી ગુફાને વિષે વાસ કરીને અને દુષ્ટબુદ્ધિનો ત્યાગ કરી, ઉત્તમ બુદ્ધિવાળો થઈને હમેશાં મસ્તકને વિષે જનારા બે હાથને રાખીને અર્થાત્ પ્રણામ કરીને અત્યંત ચંચળ નેત્રવાળી સ્ત્રીઓના લલામભૂત એવી પાર્વતીના

मन्त्रमुच्चरन्कदा सुखी भवाम्यहम् ॥ १२ ॥ इमं हि नित्यमेवमुक्त-मुत्तमोत्तमं स्तवं पठन्स्मरन्ब्रुवन्नरो विशुद्धिमेति संततम् । हरे गुरौ सुभक्तिमाशु याति नान्यथा गतिं विमोहनं हि देहिनां सुशंकरस्य चिन्तनम् ॥१३॥ पूजावसानसमये दशवक्त्रगीतं यः शंभुपूजनमिदं पठति प्रदोषे । तस्य स्थिरां रथगजेन्द्रतुरंगयुक्तां लक्ष्मीं सदैव सुमुखीं प्रददाति शंभुः ॥ १४ ॥

इति श्रीरावणविरचितं शिवताण्डवस्तोत्रं संपूर्णम् ।

મસ્તકમાં લાગેલા અર્થાત્ પાર્વતીયુક્ત એવા "શિવ" એ પ્રમાણેના મંત્રનો ઉચ્ચાર કરતો કરતો હું હુંમેશને માટે કયારે સુખી થઇશ? ૧૨

આ પ્રમાણે કહેલા આ ઉત્તમમાં ઉત્તમ સ્તોત્રનો જે માણસ પાઠ કરે છે, અથવા તો એનું સ્મરણ કરે છે, અથવા તો તેનો જપ કરે છે તે મનુષ્ય હુંમેશને માટે શુદ્ધ થાય છે; તેમ ગુરુ એવા શંકરને વિષે તેની ઉત્તમ ભક્તિ થાય છે અને અધોગતિ થતી નથી, કેમકે શંકરનું ચિંતન એ મનુષ્યને મોહમાંથી મુક્ત કરનારું છે. ૧૩

પૂજાના અન્તસમયને વિષે રાવણના મુખમાંથી નીકળેલા આ શંકરના પૂજનનો જે મનુષ્ય પ્રદોષસમયને વિષે પાઠ કરે છે તેને શંકર પરમાત્મા રથ, હાથી, અશ્વ વગેરે યુક્ત અને અવિચળ એવી પ્રત્યક્ષ સંપત્તિ સદાને માટે આપે છે. ૧૪

ઇતિ શ્રીરાવણવિરચિત "શિવતાંડવસ્તોત્ર" સંપૂર્ણ.

॥ श्रीमद्भगवते योगीश्वराय श[illegible]य नमः ॥



क्व दृशां विदधामि किंकरोम्यनुतिष्ठामि कथं भयाकुलः ॥
क्व नु तिष्ठसि रक्ष रक्ष मामयि शंभो शरणागतोऽस्मि ते ॥

धी इन्डीयन आर्ट प्रेस कालबादेवी, मुंबई.

॥ श्रीमार्कण्डेश्वराय नमः ॥



मृत्युञ्जय महादेव त्राहि मां शरणागतम् ।
जन्ममृत्युजराव्याधिपीडितं कर्मबन्धनैः ॥

ધી ઇન્ડીયન આર્ટ પ્રેસ, કાલબાદેવી, મુંબઈ.

## पशुपत्यष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ पशुपतीन्दुपतिं धरणीपतिं भुजगलोकपतिं च सतीपतिम् । प्रणतभक्तजनार्तिहरं परं भजत रे मनुजा गिरिजापतिम् ॥ १ ॥ न जनको जननी न च सोदरो न तनयो न च भूरिबलं कुलम् । अवति कोपि न कालवशं गतं भज० ॥ २ ॥ मुरजडिण्डिमवाद्यविलक्षणं मधुरपञ्चमनादविशारदम् । प्रमथभूतगणैरपि सेवितं भज० ॥ ३ ॥ शरणदं सुखदं शरणान्वितं शिव-शिवेति

## શ્રીપશુપત્યષ્ટકસ્તોત્ર

જે પ્રાણીમાત્રના સ્વામી, ચન્દ્રના સંરક્ષક, પૃથ્વીપતિ, પાતાલ-લોકના પણ સ્વામી, સતી–પાર્વતી–ના સ્વામી, પ્રણામ કરતા ભકતજનોની પીડાઓનો નાશ કરનાર તથા સર્વથી પર છે, હે મનુષ્યો! તમે તે ગિરિજાપતિ શંકરનું ભજન કરો. ૧

મનુષ્યનો જ્યારે કાલ–મરણ–આવે છે ત્યારે પિતા, માતા, ભાઇ, પુત્ર, મોટું સૈન્ય કે કુલનાં સગાં વહાલાં કોઈ પણ તેનું રક્ષણ કરતું નથી, માટે હે મનુષ્યો! તમે તે ગિરિજાપતિ શંકરનું ભજન કરો. ૨

જે મુરજ તથા ડિંડિમ નામના વાદ્યોથી વિલક્ષણ જોવામાં આવે છે, જે મધુર એવા પંચમ નાદ ગાવામાં કુશળ છે અને પ્રમથ નામના ગણો જેમનું સેવન કરે છે, હે મનુષ્યો! તમે તે ગિરિજા-પતિ શંકરનું ભજન કરો. ૩

જે રક્ષણ કરનારા, સુખ આપનારા, શરણે આવેલાને શરણે લેનારા, 'શિવ,' 'શિવ,' 'શિવ,' એ પ્રમાણે બોલનાર મનુષ્યોને

शिवेति वदन्नृणाम् । अभयदं करुणावरुणालयं भज० ॥ ४ ॥ नर-
शिरोरचितं मणिकुण्डलं भुजगहारमुदं वृषभध्वजम् । चितिरजो-
धवलीकृतविग्रहं भज० ॥ ५ ॥ मखविनाशकरं शशिशेखरं सत-
तमध्वरभाजिफलप्रदम् । प्रलयदग्धसुरासुरमानवं भज० ॥ ६ ॥
मदमपास्य चिरं हृदि संस्थितं मरणजन्मजराभयपीडितम् । जग-
दुदीक्ष्य समीपभयाकुलं भज० ॥ ७ ॥ हरिविरञ्चिसुराधिपपूजितं

અભય આપનારા અને દયાના સાગર છે, હે મનુષ્યો! તમે તે ગિરિજાપતિ શંકરનું ભજન કરો. ૪

જે મનુષ્યોનાં મસ્તકનાં બનાવેલાં મણિમય કુંડલોને ધારણ કરનારા છે, સર્પોનો હાર પહેરી આનંદ પામનારા છે, વૃષભની ધ્વજાવાળા છે અને ચિતાની ભસ્મથી પોતાના શરીરને જેમણે શ્વેત બનાવી દીધું છે, હે મનુષ્યો! તમે તે ગિરિજાપતિ શંકરનું ભજન કરો. ૫

જે દક્ષના યજ્ઞનો નાશ કરનારા, ચન્દ્રને મસ્તકપર રાખનારા, હુંમેશાં યજ્ઞ કરનારાને યજ્ઞનું ફલ આપનારા અને પ્રલયકાલમાં દેવ, દૈત્ય અને મનુષ્યોને સર્વને બાળી ભસ્મ કરનારા છે, હે મનુષ્યો! તમે તે ગિરિજાપતિ શંકરનું ભજન કરો. ૬

લાંબા સમયથી હૃદયમાં રહેલા અભિમાનને છોડી દઈ, મરણ, જન્મ, ઘડપણ તથા ભયથી પીડા પામતા આ જગત્‌ને પોતાની સમીપમાં જ ભયથી આકુળવ્યાકુલ સમજીને (તેમાંથી બચવા માટે) હે મનુષ્યો! તમે તે ગિરિજાપતિ શંકરનું ભજન કરો. ૭

વિષ્ણુ, બ્રહ્મા અને ઇન્દ્રે પણ જેમનું પૂજન કરેલું છે, યમ, વરુણ અને કુબેરે પણ જેમને પ્રણામ કરેલા છે તેમ જે ત્રણ

यमजलेशधनेशनमस्कृतम् । त्रिनयनं भुवनत्रितयाधिपं भज० ॥८॥ पशुपतेरिदमष्टकमद्भुतं विरचितं पृथिवीपतिसूरिणा । पठति संशृणुते मनुजः सदा शिवपुरीं वसते लभते मुदम् ॥ ९ ॥

इति श्रीपशुपत्यष्टकस्तोत्रं संपूर्णम् ।

## लिङ्गाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ ब्रह्ममुरारिसुरार्चितलिङ्गं निर्मलभाषितशोभितलिङ्गम् । जन्मजदुःखविनाशकलिङ्गं तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥१॥ देवमुनिप्रवरार्चितलिङ्गं कामदहं करुणाकरलिङ्गम् ॥ रावणदर्पविनाशनलिङ्गं तत्प्र० ॥ २ ॥ सर्वसुगन्धिसुलेपितलिङ्गं

નેત્રવાળા અને ત્રણ ભુવનોના અધિપતિ છે, હે મનુષ્યો ! તમે તે ગિરિજાપતિ શંકરનું ભજન કરો. ૮

જે મનુષ્ય પૃથ્વીપતિ કવિએ બનાવેલા આ ભગવાન્ પશુપતિ શંકરના અદ્ભુત અષ્ટકનો પાઠ કરે છે અથવા સાંભળે છે તે હમેશાં શિવપુરી કૈલાસમાં નિવાસ કરી પરમ આનંદને મેળવે છે.૯

ઇતિ શ્રી "પશુપત્યષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીલિઙ્ગાષ્ટકસ્તોત્ર

જે લિંગ બ્રહ્મા, વિષ્ણુ અને દેવોવડે પૂજાયલું છે, જે લિંગ નિર્મલ હોવાથી સ્તુતિ કરાએલું તેમ શોભાયમાન છે અને જે લિંગ (મનુષ્યોનાં) જન્મથી ઉત્પન્ન થએલાં દુઃખોનો નાશ કરનારું છે તે સદાશિવ–શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૧

જે લિંગનું દેવોએ અને શ્રેષ્ઠ મુનિઓએ પૂજન કરેલું છે, જે કામદેવને બાળનારું છે, જે (પ્રાણી માત્રપર) દયા કરનારું છે અને જેણે રાવણના દર્પનો નાશ કરેલો છે તે સદાશિવ–શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૨

बुद्धिविवर्धनकारणलिङ्गम् । सिद्धसुरासुरवन्दितलिङ्गं तत्प्र० ॥ ३ ॥ कनकमहामणिभूषितलिङ्गं फणिपतिवेष्टितशोभितलिङ्गम् । दक्षसुयज्ञविनाशनलिङ्गं तत्प्र० ॥ ४ ॥ कुङ्कुमचन्दनलेपितलिङ्गं पङ्कजहारसुशोभितलिङ्गम् । सञ्चितपापविनाशनलिङ्गं तत्प्र० ॥ ५ ॥ देवगणार्चितसेवितलिङ्गं भावैर्भक्तिभिरेव च लिङ्गम् । दिनकरकोटिप्रभाकरलिङ्गं तत्प्र०॥ ६ ॥ अष्टदलोपरिवेष्टितलिङ्गं सर्वसमुद्भ-

જે લિંગ સર્વ પ્રકારના સુગંધ (યુક્ત પદાર્થો)થી ઉત્તમ પ્રકારે લેપાયલું છે, જે લિંગ બુદ્ધિને વધારવામાં કારણભૂત છે અને જે લિંગ સિદ્ધ, દેવ અને અસુરો વડે વંદન કરાયલું છે તે સદાશિવ–શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૩

જે લિંગ સુવર્ણ અને મોટા મોટા મણિઓથી અલંકૃત થએલું છે, જે લિંગ સર્પરાજથી વીંટાયલું હોવાથી શોભાયમાન છે અને જે લિંગે દક્ષના યજ્ઞનો સમૂળો નાશ કર્યો છે તે સદાશિવ–શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૪

જે લિંગ કંકુ અને ચંદનથી લેપાયલું છે, જે લિંગ કમળના હારોથી શોભાયમાન છે અને જે લિંગ (મનુષ્યોએ) સંચિત કરેલાં પાપોનો નાશ કરનારું છે તે સદાશિવ–શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૫

જે લિંગની દેવતાઓએ પૂજા તથા સેવા કરેલી છે, જે લિંગ વિવિધપ્રકારના ભાવ અને ભક્તિથી પણ સેવાયલું છે અને જે લિંગ સૂર્યની સમાન કરોડો કિરણોના પ્રકાશને કરનારું છે તે સદાશિવ–શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૬

જે લિંગ અષ્ટદલ કમળપર વીંટાઇને રહેલું છે, જે લિંગ ઉત્પન્ન થએલી સર્વ વસ્તુમાત્રના કારણભૂત છે અને જે લિંગ

चकारणलिङ्गम् । अष्टदरिद्रविनाशितलिङ्गं तत्प्र० ॥ ७ ॥ सुरगुरु-सुरवरपूजितलिङ्गं सुरवनपुष्पसदार्चितलिङ्गम् । परात्परं परमात्म-कलिङ्गं तत्प्र० ॥ ८ ॥ लिङ्गाष्टकमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ । शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ९ ॥

इति श्रीलिङ्गाष्टकस्तोत्रं संपूर्णम् ।

## वेदसारशिवस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ पशूनां पतिं पापनाशं परेशं गजेन्द्रस्य कृत्तिं वसानं वरेण्यम् । जटाजूटमध्ये स्फुरद्गाङ्गवारिं महादेवमेकं स्मरामि

આઠે પ્રકારની દરિદ્રતાને નાશ કરવાવાળું છે તે સદાશિવ-શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૭

જે લિંગનું સુરગુરુ બૃહસ્પતિ અને બીજા ઉત્તમ દેવોએ પૂજન કરેલું છે, જે લિંગ દેવોનાં (નંદનવન વગેરે) વનનાં પુષ્પોથી સારી રીતે પૂજાયલું છે અને જે લિંગ પરથી પર અને પરમાત્મસ્વરૂપ છે તે સદાશિવ-શંકરના લિંગને હું પ્રણામ કરું છું. ૮

આ કલ્યાણકારક લિંગાષ્ટકનો જે (મનુષ્ય) શંકરની સમીપમાં પાઠ કરે છે તે શિવલોકને પામી (અંતે) શંકરની સાથે આનંદ ભોગવે છે. ૯

ઇતિશ્રી "લિંગાષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીવેદસારશિવસ્તોત્ર

જે સર્વ પ્રાણીઓના સ્વામી, પાપનો નાશ કરનાર, પરમેશ્વર, હાથીના ચર્મને પહેરનારા, સર્વથી શ્રેષ્ઠ અને જેમના જટાજૂટમાં ગંગાનું પાણી વહી રહ્યું છે એવા એક મહાદેવનું-(મહાન્ દેવ શંકરનું) હું વારંવાર સ્મરણ કરું છું. ૧

स्मरारिम् ॥ १ ॥ महेशं सुरेशं सुरारातिनाशं विभुं विश्वनाथं विभूत्यङ्गभूषम् । विरूपाक्षमिन्द्वर्कवह्नित्रिनेत्रं सदानन्दमीडे प्रभुं पञ्चवक्त्रम् ॥ २ ॥ गिरीशं गणेशं गले नीलवर्णं गवेन्द्राधिरूढं गुणातीतरूपम् । भवं भास्वरं भस्मना भूषिताङ्गं भवानीकलत्रं भजे पञ्चवक्त्रम् ॥ ३ ॥ शिवाकान्त शंभो शशाङ्कार्धमौले महेशान शूलिन् जटाजूटधारिन् । त्वमेको जगद्व्यापको विश्वरूपः प्रसीद प्रसीद प्रभो पूर्णरूप ॥४॥ परात्मानमेकं जगद्बीजमाद्यं निरीहं निराकारमोङ्का-

જે મહેશ્વર, દેવોના ઇશ, દેવોના શત્રુઓનો સંહાર કરનાર, સર્વવ્યાપક, વિશ્વના સ્વામી, શરીરપર વિભૂતિરૂપી અલંકારને ધારણ કરનાર, વિરૂપ નેત્રવાળા, સૂર્ય, ચન્દ્ર અને અગ્નિરૂપી ત્રણ નેત્રવાળા અને જે સદા આનન્દસ્વરૂપ છે તે પાંચ મુખવાળા પ્રભુ શંકરની હું સ્તુતિ કરું છું. ૨

જે પર્વતના અધિપતિ, ભૂતાદિગણોના સ્વામી, કાળા કંઠવાળા, વૃષભ પર બેસનારા, સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી પર જેમનું સ્વરૂપ છે એવા, સર્વ બ્રહ્માંડોની ઉત્પત્તિરૂપ, દેદીપ્યમાન, અધિપતિ, ભસ્મવડે શોભાયમાન અંગવાળા અને પાર્વતીના પતિ એવા પાંચ મુખવાળા શંકરનું હું ભજન કરું છું. ૩

હે પાર્વતીપતિ! હે શંભો! હે મસ્તકપર અર્ધ ચન્દ્રને ધારણ કરનાર! હે મહેશ્વર! હે ત્રિશૂળને ધારણ કરનાર! હે જટાજૂટ રાખનારા! અને પૂર્ણરૂપ પ્રભો! તમે એક જ આ સમગ્ર જગત્માં વ્યાપક થઇને વિશ્વસ્વરૂપે રહેલા છો માટે મારાપર પ્રસન્ન થાઓ! પ્રસન્ન થાઓ! ૪

જે પરમાત્મા, એકસ્વરૂપ, જગતના બીજરૂપ, આદિ, ચેષ્ટારહિત, નિરાકાર તથા ઓંકારથી જાણી શકાય તેવા છે, તેમ

रयेद्यम् । यतो जायते पाल्यते येन विश्वं तमीशं भजे लीयते यत्र विश्वम् ॥ ५ ॥ न भूमिर्न चापो न वह्निर्न वायुर्न चाकाशमास्ते न तन्द्रा न निद्रा । न ग्रीष्मो न शीतं न देशो न वेषो न यस्यास्ति मूर्तिस्त्रिमूर्तिं तमीडे ॥ ६ ॥ अजं शाश्वतं कारणं कारणानां शिवं केवलं भासकं भासकानाम् ।तुरीयं तमःपारमाद्यन्तहीनं प्रपद्ये परं पावनं द्वैतहीनम् ॥ ७ ॥ नमस्ते नमस्ते विभो विश्वमूर्ते नमस्ते नमस्ते चिदानन्दमूर्ते। नमस्ते नमस्ते तपोयोगगम्य नमस्ते नमस्ते श्रुतिज्ञान-

જેમનાથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે, જેમના વડે રક્ષાય છે અને જેમનામાં એ વિશ્વ લય પામે છે તે ઈશ શંકરનું હું ભજન કરું છું. ૫

જે ભૂમિ નથી, જલ નથી, વહ્નિ નથી, વાયુ નથી, આકાશ નથી, તન્દ્રારૂપ નથી તેમ નિદ્રારૂપે પણ નથી, તેમ વળી જે ગ્રીષ્મ, શીત, દેશ કે વેષરૂપે પણ નથી અને જેમની કોઇ પણ મૂર્તિ નથી અર્થાત્ જે સર્વસ્વરૂપે અને બ્રહ્માદિ ત્રણ મૂર્તિરૂપે રહેલા છે તે (મહેશ્વર શંકર)ની હું સ્તુતિ કરું છું. ૬

જે જન્મરહિત, નિત્ય, કારણોના પણ કારણરૂપ, કલ્યાણરૂપ, એક, સર્વ તેજોના પણ તેજરૂપ, તુરીયસ્વરૂપ, તમની પાર રહેલા, આદિ અને અન્તથી રહિત, પવિત્ર અને ભેદથી રહિત અદ્વૈત સ્વરૂપે રહેલા છે તે પરબ્રહ્મસ્વરૂપ શંકરને હું શરણે જાઉં છું. ૭

હે વિશ્વસ્વરૂપ વ્યાપક શંભો! આપને મારા નમસ્કાર હો નમસ્કાર હો! હે ચિદાનન્દમૂર્તિ! આપને મારા વારંવાર નમસ્કાર હો! હે તપ અને યોગથી જાણી શકાય એવા શંભો! આપને મારા વારંવાર પ્રણામ હો! અને હે વેદ અને જ્ઞાનથી પ્રાપ્ત થઈ શકાય એવા શંભો! આપને મારા નમસ્કાર હો! નમસ્કાર હો! ૮

गम्य ॥ ८ ॥ प्रभो शूलपाणे विभो विश्वनाथ महादेव शंभो महेश त्रिनेत्र । शिवाकान्त शान्त स्मरारे पुरारे त्वदन्यो वरेण्यो न मान्यो न गण्यः ॥ ९ ॥ शंभो महेश करुणामय शूलपाणे गौरीपते पशुपते पशुपाशनाशिन् । काशीपते करुणया जगदेतदेकस्त्वं हंसि पासि विदधासि महेश्वरोऽसि ॥ १० ॥ त्वत्तो जगद्भवति देव भव स्मरारे त्वय्येव तिष्ठति जगन्मृड विश्वनाथ । त्वय्येव गच्छति लयं जगदेतदीश लिङ्गात्मके हर चराचरविश्वरूपिन् ॥ ११ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं वेदसारशिवस्तोत्रं संपूर्णम् ।

હે પ્રભો ! હે હાથમાં ત્રિશૂળને ધારણ કરનાર ! હે વિભો ! હે વિશ્વનાથ ! હે મહાદેવ ! હે શંભો ! હે મહેશ ! હે ત્રણનેત્રવાળા ! હે પાર્વતીપતિ ! હે શાન્ત ! હે કામના શત્રુ ! અને હે ત્રિપુરાસુરના અરિ એવા શંભો ! આપના વિના અન્ય કોઇ પણ (દેવ) મને શ્રેષ્ઠ, માનવા યોગ્ય કે ગણવા યોગ્ય જણાતા નથી. ૯

હે શંભો ! હે મહેશ ! હે દયામય ! હે શૂલપાણિ ! હે ગૌરીપતિ ! હે પશુપતિ ! હે પ્રાણીઓનાં પાપોનો નાશ કરનાર ! હે કાશીપતિ શંકર ! આ સમગ્ર જગત્‌ને આપ એક જ નાશ કરો છો, રક્ષો છો અને ઉત્પન્ન કરો છો અને તેથી જ ખરેખર આપ મહાન ઇશ્વર–મોટા દેવ–મહેશ્વર છો. ૧૦

હે દેવ ! હે ભવ ! હે કામના શત્રુ ! આ બધું જગત્ આપનાથી જ ઉત્પન્ન થાય છે અને હે મૃડ ! હે વિશ્વનાથ ! એ જગત્ આપને વિષે જ રહે છે તેમ હે ઇશ ! હે હર ! હે ચરાચર એવા વિશ્વસ્વરૂપ ! એ જગત્‌નો લય પણ લિઙ્ગાત્મક એવા જે આપ તેને વિષે જ થાય છે. ૧૧

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "વેદસારશિવસ્તોત્ર" સંપૂર્ણ

## विश्वनाथाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ गङ्गातरङ्गरमणीयजटाकलापं गौरीनिरन्तरविभूषितवामभागम् । नारायणप्रियमनङ्गमदापहारं वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ १ ॥ वाचामगोचरमनेकगुणस्वरूपं वागीशविष्णुसुरसेवितपादपीठम् । वामेन विग्रहवरेण कलत्रवन्तं वाराणसी० ॥२॥ भूताधिपं भुजगभूषणभूषिताङ्गं व्याघ्राजिनाम्बरधरं

### શ્રીવિશ્વનાથાષ્ટકસ્તોત્ર

ગંગાના તરંગોવડે જેમનો જટાસમૂહ શોભાયમાન થઇ રહેલો છે, પાર્વતીના નિરન્તર બેસવાવડે જેમનો ડાબો ભાગ સુશોભિત જણાય છે અને નારાયણને જે પ્રિય છે તથા કામદેવના મદનો જેમણે નાશ કરેલો છે એવા કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન વિશ્વનાથનું (હે જીવ!) તું ભજન કર! ૧

વાણીથી જેમનું સ્વરૂપ સમજી શકાય એવું નથી એવા, ગુણોવડે અનેક સ્વરૂપને ધારણ કરનારા, બૃહસ્પતિ, વિષ્ણુ અને અન્ય દેવો પણ જેમની પાદપીઠનું સેવન કરે છે એવા તેમ શ્રેષ્ઠ એવા શરીરના વામ ભાગવડે જે કલત્રવાળા અર્થાત્ અર્ધનારીનટેશ્વરસ્વરૂપે રહેલા છે તે કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન વિશ્વનાથનું (હે જીવ!) તું ભજન કર.

જે પ્રાણીમાત્રના અધિપતિ છે, સર્પોવડે જેમણે પોતાના શરીરને શોભાવેલું છે એવા, જે વાઘના ચામડારૂપી વસ્ત્રને પહેરનારા, જટાધારી, ત્રણ નેત્રવાળા અને પાશ, અંકુશ, અભય અને વર આપનાર ત્રિશૂલને પોતાના હાથમાં ધારણ કરનાર છે

जटिलं त्रिनेत्रम् । पाशाङ्कुशाभयवरप्रदशूलपाणिं वाराणसी० ॥ ३ ॥ शीतांशुशोभितकिरीटविराजमानं भालेक्षणानलविशोषितपञ्चबाणम् । नागाधिपारचितभासुरकर्णपूरं वाराणसी० ॥ ४ ॥ पञ्चाननं दुरितमत्तमतङ्गजानां नागान्तकं दनुजपुंगवपन्नगानाम् । दावानलं मरणशोकजराटवीनां वाराणसी० ॥ ५ ॥ तेजोमयं सगुणनिर्गुणमद्वितीयमानन्दकन्दमपराजितमप्रमेयम् । नागात्मकं सकलनिष्कलमात्मरूपं वाराणसी० ॥ ६ ॥ आशां विहाय परिहृत्य

તે કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન્ વિશ્વનાથનું (હે જીવ!) તું ભજન કર! ૩

જે ચન્દ્રવડે સુંદર જણાતા મુકુટથી શોભાયમાન છે, કપાળમાં રહેલા નેત્રના અગ્નિથી જેમણે કામદેવને બાળી નાખેલો છે અને જેમણે મોટા મોટા સર્પોવડે પોતાનાં કાનનાં દેદીપ્યમાન કુંડલો બનાવેલાં છે તે કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન્ વિશ્વનાથનું (હે જીવ!) તું ભજન કર. ૪

જે પાપરૂપી મોટા મદોન્મત્ત હાથીઓને નાશ કરવામાં સિંહરૂપ છે, જે મોટા મોટા દૈત્યરૂપી સર્પોનો વિનાશ કરવામાં ગરુડ સમાન છે અને જે મરણ, શોક અને ઘડપણરૂપી જંગલોને બાળી નાખવામાં દાવાનલરૂપ છે તે કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન્ વિશ્વનાથનું (હે જીવ!) તું ભજન કર. ૫

જે તેજોમય, સગુણ તથા નિર્ગુણ સ્વરૂપે રહેલા, અદ્વિતીય, આનન્દસ્વરૂપ, કોઈથી પરાજય ન પામેલા, માપમાં ન આવી શકે તેવા, નાગ-પર્વત સમાન અચલસ્વરૂપ, કલાયુક્ત હોવા છતાં કલારહિત અને આત્મસ્વરૂપ છે તે કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન્ વિશ્વનાથનું (હે જીવ!) તું ભજન કર. ૬

परस्य निन्दां पापे रतिं च सुनिवार्य मनः समाधौ। आदाय हृत्कमलमध्यगतं परेशं वाराणसी० ॥ ७ ॥ रागादिदोषरहितं स्वजनानुरागं वैराग्यशान्तिनिलयं गिरिजासहायम्। माधुर्यधैर्यसुभगं गरलाभिरामं वाराणसी० ॥ ८ ॥ वाराणसीपुरपतेः स्तवनं शिवस्य व्याख्यातमष्टकमिदं पठते मनुष्यः। विद्यां श्रियं विपुलसौख्यमनन्तकीर्तिं संप्राप्य देहविलये लभते च मोक्षम् ॥ ९ ॥ विश्वनाथाष्टकमिदं यः पठेच्छिवसन्निधौ। शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ १० ॥

इति श्रीव्यासकृतं विश्वनाथाष्टकस्तोत्रं संपूर्णम्।

(હે જીવ!) આશાનો ત્યાગ કરી, પારકાની નિન્દાને છોડી દઇ, પાપ કરવાની બુદ્ધિને અટકાવી, મનને સમાધિમાં જોડી, હૃદયકમલના મધ્યમાં રહેલા પરમાત્મા જે કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન્ વિશ્વનાથ છે તેનું તું ભજન કર. ૭

જે રાગાદિ દોષથી રહિત, પોતાના ભક્તોપર પ્રીતિવાળા, વૈરાગ્ય અને શાંતિના સ્થાનરૂપ, પાર્વતીના સહાયક, માધુર્ય અને ધૈર્યવડે સુંદર જણાતા અને કંઠમાં વિષના ચિહ્નથી મનોહર લાગે છે તે કાશી નગરીના અધિષ્ઠાતા ભગવાન્ વિશ્વનાથનું (હે જીવ!) તું ભજન કર. ૮

જે મનુષ્ય કાશીના અધિપતિ એવા ભગવાન્ વિશ્વનાથ શંકરના આ કહેલા અષ્ટકનો પાઠ કરે છે તે વિદ્યા, લક્ષ્મી, વિપુલ સૌખ્ય અને અવિનાશી કીર્તિ (આ લોકમાં) મેળવી દેહનો લય-મૃત્યુ-થયા પછી અન્તે મોક્ષને પણ મેળવે છે. ૯

જે મનુષ્ય આ વ્યાસજીએ રચેલા પવિત્ર અષ્ટકનો શંકરની સમીપમાં પાઠ કરે છે તે શિવલોકમાં જઇ ભગવાન શંકરની સાથે આનંદ ભોગવે છે. ૧૦

ઇતિ શ્રીવ્યાસકૃત "વિશ્વનાથાષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ.

# शिवनामावल्यष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ हे चन्द्रचूड मदनान्तक शूलपाणे स्थाणो गिरीश गिरिजेश महेश शंभो । भूतेश भीतिभयसूदन मामनाथं संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ १ ॥ हे पार्वतीहृदयवल्लभ चन्द्रमौले भूताधिप प्रमथनाथ गिरीशजाप । हे वामदेव भव रुद्र पिनाकपाणे संसार० ॥२॥ हे नीलकण्ठ वृषभध्वज पञ्चवक्त्र लोकेश शेषवलय प्रमथेश शर्व । हे धूर्जटे पशुपते गिरिजापते मां संसार० ॥ ३ ॥ हे विश्वनाथ शिव शंकर देवदेव गङ्गाधर प्रमथनायक

## શ્રીશિવનામાવલ્યષ્ટકસ્તોત્ર

હે મસ્તકમાં ચન્દ્રને ધારણ કરનાર! હે કામનો નાશ કરનાર! હે શૂલપાણિ! હે સ્થાણુ સમાન અચલ! હે પર્વતાધિપતિ! હે પાર્વતીના સ્વામી! હે મહેશ! હે શંભો! હે ભૂતપતિ! હે સર્વ ભયનો નાશ કરનાર! હે જગદીશ્વર! મને અનાથને આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૧

હે પાર્વતીના હૃદયના પ્રિય! હે ચન્દ્રમૌલિ! હે ભૂતપતિ! હે પ્રમથ નામના ગણુના સ્વામી! હે પાર્વતીના રક્ષક! હે વામદેવ! હે ભવ! હે રુદ્ર! હે પિનાકપાણિ! હે જગદીશ્વર! (મને અનાથને) આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૨

હે નીલકંઠ! હે વૃષભની ધ્વજાવાળા! હે પંચમુખવાળા હે લોકનાથ! હે શેષનાં કડાં પહેરનાર! હે પ્રમથપતિ! હે શર્વ! હે ધૂર્જટિ! હે પશુપતિ! હે ગિરિજાપતિ! હે જગદીશ્વર! મને (અનાથને) આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૩

હે વિશ્વનાથ! હે શિવ! હે શંકર! હે દેવના દેવ! હે ગંગાધર! હે પ્રમથાદિગણુના નાયક! હે નન્દીના સ્વામી! હે

नन्दिकेश । बाणेश्वरान्धकरिपो हर लोकनाथ संसार० ॥ ४ ॥ वाराणसीपुरपते मणिकर्णिकेश वीरेश दक्षमखकाल विभो गणेश । सर्वज्ञ सर्वहृदयैकनिवास नाथ संसार० ॥ ५ ॥ श्रीमन्महेश्वर कृपामय हे दयालो हे व्योमकेश शितिकण्ठ गणाधिनाथ । भस्माङ्गराग नृकपालकलापमाल संसार० ॥ ६ ॥ कैलासशैलविनिवास वृषाकपे हे मृत्युञ्जय त्रिनयन त्रिजगन्निवास । नारायणप्रिय

બાણુાસુરને ઐશ્વર્ય આપનાર! હે અન્ધકાસુરના શત્રુ! હે હર! હે લોકનાથ! હે જગદીશ્વર! (મને અનાથને) આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૪

હે કાશી નગરીના અધિપતિ! હે મણિકર્ણિકાના અધિદેવ! હે વીરપતિ! હે દક્ષના યજ્ઞને નાશ કરનાર કાલરૂપ! હે વિભો! હે ગણોના સ્વામી! હે સર્વજ્ઞ! હે સર્વનાં હૃદયમાં નિવાસ કરનાર એક જ ઇશ્વરસ્વરૂપ! હે નાથ! હે જગદીશ્વર! (મને અનાથને) આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૫

હે મહાસમૃદ્ધિવાળા! હે મહેશ્વર! હે કૃપામય! હે દયાળુ! હે વ્યાપક જટાવાળા! હે શિતિકંઠ (લોકરક્ષણુ માટે વિષપાન કરવાથી જેમનો કંઠ કાળો થયેલો છે એવા)! હે ગણોના અધિપતિ! હે ભસ્મનો અંગરાગ કરનાર! હે મનુષ્યોની ખોપરીના સમૂહની માલાને ધારણ કરનાર! હે જગદીશ્વર! (મને અનાથને) આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૬

હે કૈલાસ પર્વતપર નિવાસ કરનાર! હે વૃષાકપિ! હે મૃત્યુને જીતનાર! હે ત્રણ નેત્રવાળા! હે ત્રણે જગત્‌માં નિવાસ કરનારા હે વિષ્ણુના પ્રિય અથવા વિષ્ણુ જેમને પ્રિય છે એવા! હે સર્વના

मदापह शक्तिनाथ संसार० ॥ ७ ॥ विश्वेश विश्वभवनाशित विश्वरूप विश्वात्मक त्रिभुवनैकगुणाभिवेश । हे विश्ववन्द्य करुणामय दीनबन्धो संसार० ॥ ८ ॥ गौरीविलासभुवनाय महेश्वराय पञ्चाननाय शरणागतकल्पकाय । शर्वाय सर्वजगतामधिपाय तस्मै दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ९ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं शिवनामावल्यष्टकस्तोत्रं संपूर्णम् ।

મદનો નાશ કરનાર ! હે શક્તિના નાથ ! હે જગદીશ્વર ! (મને અનાથને) આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૭

હે વિશ્વેશ્વર ! હે વિશ્વના સંસારનો નાશ (કરી કલ્યાણ) કરનારા ! હે વિશ્વરૂપ ! હે વિશ્વાત્મન્ ! હે ત્રિભુવનને વિષે એક ગુણમાત્રથી જ પ્રવેશ કરી રહેનારા ! હે વિશ્વને વન્દન કરવા યોગ્ય ! હે કરુણામય ! હે દીનબન્ધો ! હે જગદીશ્વર ! (મને અનાથને) આ સંસારનાં ગહન દુઃખમાંથી બચાવો. ૮

જે પાર્વતીના વિલાસની ભૂમિકારૂપ છે, જે મહેશ્વર, પાંચ મુખવાળા, શરણે આવેલાને કલ્પવૃક્ષ સમાન (ફળ આપનારા), સર્વજગતોનો સંહાર કરનારા તથા તેનું રક્ષણ પણ કરનારા છે તે દરિદ્રતાનાં દુઃખોને બાળી ભસ્મ કરનાર ભગવાન્ શંકરને હું પ્રણામ કરું છું. ૯

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિત "શિવનામાવલ્યષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ

## प्रदोषस्तोत्राष्टकम् ।

श्रीगणेशाय नमः ॥ सत्यं ब्रवीमि परलोकहितं ब्रवीमि सारं ब्रवीम्युपनिषद्धृदयं ब्रवीमि । संसारमुल्बणमसारमवाप्य जन्तोः सारोऽयमीश्वरपदाम्बुरुहस्य सेवा ॥ १ ॥ ये नार्चयन्ति गिरिशं समये प्रदोषे ये नार्चितं शिवमपि प्रणमन्ति चान्ये । एतत्कथां श्रुतिपुटैर्न पिबन्ति मूढास्ते जन्मजन्मसु भवन्ति नरा दरिद्राः ॥ २ ॥ ये वै प्रदोषसमये परमेश्वरस्य कुर्वन्त्यनन्यमनसोऽङ्घ्रिसरोजपूजाम् । नित्यं प्रवृद्धधनधान्यकलत्रपुत्रसौभाग्यसंपदधिकास्त इहैव लोके ॥ ३ ॥ कैलासशैलभुवने त्रिजगज्जनित्रीं गौरीं

### શ્રીપ્રદોષસ્તોત્રાષ્ટક

(હે પ્રાણી!) હું સત્ય કહું છું, પરલોકમાં જે હિતકારક થાય તેવું, જે સારરૂપ છે તે અને ઉપનિષદોના જે તત્ત્વરૂપ છે તે કહું છું અને તે એ કે સ્પષ્ટ રીતે આ અસાર સંસારને પામીને પ્રાણીને જો ખરો સાર હોય તો તે ઈશ્વર શંકર પરમાત્માના ચરણકમળની સેવા જ છે. ૧

જે મનુષ્યો પ્રદોષના સમયમાં શંકરનું પૂજન કરતા નથી, બીજાઓ જે પૂજન કરેલા શંકરને પ્રણામ કરતા નથી તથા જે મૂર્ખ મનુષ્યો કાનોથી શંકરની કથાનું શ્રવણ કરતા નથી તે મનુષ્યો અનેક જન્મ સુધી દરિદ્રી થાય છે. ૨

જે મનુષ્યો પ્રદોષસમયમાં પરમેશ્વર શંકરનાં ચરણકમળનું અનન્ય ભક્તિભાવથી પૂજન કરે છે તેજ મનુષ્યો નિરન્તર આલોકને વિષે અત્યંત ધનધાન્યયુકત તથા સ્ત્રી, પુત્ર, સૌભાગ્ય અને સંપત્તિ વગેરેથી પરિપૂર્ણ થાય છે. ૩

निवेश्य कनकाचितरत्नपीठे । नृत्यं विधातुमभिवाञ्छति शूलपाणौ देवाः प्रदोषसमये नु भजन्ति सर्वे ॥ ४ ॥ वाग्देवी धृतवल्लकी शतमखो वेणुं दधत्पद्मजस्तालोन्निद्रकरो रमा भगवती गेयप्रयोगान्विता । विष्णुः सान्द्रमृदङ्गवादनपटुर्देवाः समन्तास्स्थिताः सेवन्ते तमनु प्रदोषसमये देवं मृडानीपतिम् ॥ ५ ॥ गन्धर्वयक्षपतगोरगसिद्धसाध्यविद्याधरामरवराप्सरसां गणाश्च । येऽन्ये त्रिलोकनिलयाःसहभूतवर्गाः प्राप्ते प्रदोषसमये हरपार्श्वसंस्थाः॥६॥

કૈલાસપર્વતરૂપી ભુવનને વિષે ત્રણે જગત્‌ને ઉત્પન્ન કરનાર પાર્વતીને સુવર્ણયુક્ત એવા રત્નજડિત આસન ઉપર બેસાડીને, હાથમાં ત્રિશૂલ રાખીને શંકર પ્રદોષ સમયમાં જ્યારે નૃત્ય કરવાની ઇચ્છા કરે છે ત્યારે સર્વે દેવો તે સમયે તેમની સેવા કરે છે. ૪

સરસ્વતી હાથમાં વીણા લઈને, ઇન્દ્ર વાંસળી ધારણ કરીને, બ્રહ્મદેવ હાથવડે ઉત્તમ પ્રકારના તાલ આપતા, ભગવતી લક્ષ્મી ગાન ગાતાં ગાતાં, વિષ્ણુ સુંદર મૃદંગને વગાડવામાં પોતાની કુશળતા બતલાવતા અને (બીજા) દેવો ચારે બાજુ વીટાઈને એ પ્રમાણે સર્વે દેવો તે ભગવાન્ પાર્વતીપતિ શંકરની પ્રદોષસમયમાં સેવા કરે છે. ૫

ગંધર્વ, યક્ષ, પક્ષીઓ, સર્પ, સિદ્ધ, સાધ્ય, વિદ્યાધર, દેવ અને ઉત્તમ પ્રકારની અપ્સરાઓનો સમુદાય તેમજ બીજા પણ ત્રણ લોકમાં જેઓ રહેવાવાળા છે તે સર્વ, ભૂતગણોની સાથે આવીને પ્રદોષસમયમાં શંકર પરમાત્માની બાજુમાં આવીને (સેવા કરવા માટે) ઉભા રહે છે. ૬

अतः प्रदोषे शिव एक एव पूज्योऽथ नान्ये हरिपद्मजाद्याः । तस्मिन्महेशे विधिनेज्यमाने सर्वे प्रसीदन्ति सुराधिनाथाः ॥ ७ ॥ एष ते तनयः पूर्वजन्मनि ब्राह्मणोत्तमः । प्रतिग्रहैर्वयो निन्ये न दानाद्यैः सुकर्मभिः ॥ ८ ॥ अतो दारिद्र्यमापन्नः पुत्रस्ते द्विजभामिनि । तद्दोषपरिहारार्थं शरणं यातु शंकरम् ॥ ९ ॥

॥ इति श्रीस्कंदपुराणे प्रदोषस्तोत्राष्टकं संपूर्णम् ॥

## चंद्रशेखराष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ चन्द्रशेखर चन्द्रशेखर चन्द्रशेखर पाहि माम् । चन्द्रशेखर चन्द्रशेखर चन्द्रशेखर रक्ष माम् ॥ध्रु०॥ रत्नसा-

માટે પ્રદોષસમયમાં એકલા શંકરનું પૂજન કરવું, બીજા વિષ્ણુ કે બ્રહ્માનું પૂજન કરવાની જરૂર નથી, કારણ કે (તે સમયે) વિધિ પ્રમાણે તે શંકરનું પૂજન કરવાથી તે સર્વ દેવાધિદેવો (મનુષ્યપર) પ્રસન્ન થાય છે. ૭

હે સ્ત્રી! આ તારો પુત્ર પૂર્વ જન્મમાં ઉત્તમ બ્રાહ્મણ હતો, પરંતુ દાન વગેરેથી કે ઉત્તમ પ્રકારનાં કર્મોથી પોતાનું જીવન ન ગાળતાં માત્ર પ્રતિગ્રહોથી જ એણે પોતાનું વય ગાળ્યું છે અને હે બ્રાહ્મણપત્ની! તેથી જ તારો પુત્ર દરિદ્રતાને પામેલો છે માટે તે દોષના–પાપના–નાશને માટે તું શંકરને શરણ જા. અર્થાત્ તે શંકર તારું એ દુઃખ દૂર કરશે. ૮–૯

ઇતિશ્રી સ્કંદપુરાણાન્તર્ગત "પ્રદોષસ્તોત્રાષ્ટક" સંપૂર્ણ

### શ્રીચન્દ્રશેખરાષ્ટકસ્તોત્ર

હે ચન્દ્રશેખર! હે ચન્દ્રશેખર! હે ચન્દ્રશેખર! આપ મારું રક્ષણ કરો. હે ચન્દ્રશેખર! હે ચન્દ્રશેખર! હે ચન્દ્રશેખર! આપ મને બચાવો.

नुश्शरासनं रजताद्रिशृङ्गनिकेतनं सिञ्जिनीकृतपन्नगेश्वरमच्युतान-नसायकम् । क्षिप्रदग्धपुरत्रयं त्रिदिवालयैरभिवन्दितं चन्द्रशेखर-माश्रये मम किं करिष्यति वै यमः ॥ १ ॥ पञ्चपादपपुष्पगन्ध-पदाम्बुजद्वयशोभितं भाललोचनजातपावकदग्धमन्मथविग्रहम् । भस्मदिग्धकलेवरं भवनाशनं भवमव्ययं चन्द्रशेखर० ॥ २ ॥ मत्तवारणमुख्यचर्मकृतोत्तरीयमनोहरं पङ्कजासनपद्मलोचनपूजिताङ्घ्रिसरोरुहम् । देवसिन्धुतरङ्गसीकरसिक्तशुभ्रजटाधरं चन्द्र-

રત્નોથી જડાયલી ટોચયુક્ત ધનુષ્યવાળા, રૂપાના પર્વતના શિખરપર નિવાસ કરનારા, સર્પોને જેમણે પોતાના અલંકાર બનાવેલા છે એવા, જેમના બાણનો અગ્રભાગ કદિ વિનાશ પામી શકતો નથી એવા, ત્રિપુરાસુરની નગરીને તત્કાળ બાળનારા અને દેવોએ જેમનું વન્દન કરેલું છે એવા ભગવાન્ ચન્દ્રશેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૧

પાંચ કલ્પવૃક્ષોનાં સુગંધમય પુષ્પોથી જેમનાં બંને ચરણકમલ શોભાયમાન થઇ રહેલાં છે એવા, કપાલમાં રહેલા નેત્રમાંથી ઉત્પન્ન થએલા અગ્નિવડે જેમણે કામદેવના શરીરને બાળી નાખેલું છે એવા, ભસ્મથી લેપાયલા શરીરવાળા, સંસારનો નાશ કરનારા, સર્વની ઉત્પત્તિરૂપ અને અવ્યય એવા ભગવાન્ ચન્દ્ર શેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૨

મદોન્મત્ત હાથીના ઉત્તમ ચર્મથી બનાવેલા દોપટ્ટાવડે શોભાયમાન જણાતા, બ્રહ્મા અને વિષ્ણુએ પણ જેમનાં ચરણ-કમળ પૂજેલાં છે એવા અને દેવનદી ગંગાના તરઙ્ગમાંથી ઉડતાં બિંદુઓ વડે છંટાયલી એવી શ્વેત જટાને ધારણ કરનારા એવા

शेखर० ॥ ३ ॥ यक्षराजसखं भगाक्षहरं भुजङ्गविभूषणं शैलराजसुतापरिष्कृतचारुवामकलेवरम् । क्ष्वेडनीलगलं परश्वधधारिणं मृगधारिणं चन्द्रशेखर० ॥ ४ ॥ कुण्डलीकृतकुण्डलेश्वरकुण्डलं वृषवाहनं नारदादिमुनीश्वरस्तुतवैभवं भुवनेश्वरम् । अन्धकान्धकमाश्रितामरपादपं शमनान्तकं चन्द्रशेखर० ॥५॥ भेषजं भवरोगिणामखिलापदामपहारिणं दक्षयज्ञविनाशनं त्रिगुणात्मकं त्रिवि-

ભગવાન્ ચન્દ્રશેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે? ૩

કુબેરના મિત્ર, ભગ નામના દેવનાં નેત્રોનો (દક્ષના યજ્ઞમાં) નાશ કરનારા, સર્પના અલંકાર પહેરનારા, પર્વતરાજ હિમાલયની પુત્રી પાર્વતીના બેસવાથી જેમના શરીરનો વામ ભાગ સુંદર જણાય છે એવા, ઝેરથી જેમનો કંઠ કાળો થઇ ગએલો છે એવા, પરશુને ધારણ કરનારા અને મૃગલાંછન-ચન્દ્રને પણ મસ્તકપર રાખનાર એવા ભગવાન્ ચન્દ્રશેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે? ૪

ગોળાકાર રહેલા મોટા મોટા સર્પોનાં કુંડલો પહેરનારા, વૃષભપર બેસનારા, નારદ વગેરે મુનિઓએ જેમના વૈભવની પ્રશંસા કરેલી છે એવા, ત્રણે ભુવનોના ઇશ્વર, અન્ધકાસુરનો વિનાશ કરનારા, દેવતાઓના કલ્પવૃક્ષની નીચે રહેનારા અને યમરાજના પણ યમરાજ એવા ભગવાન્ ચન્દ્રશેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે? ૫

સંસારરૂપી રોગથી રોગી થએલાના ઔષધરૂપ, સર્વ આપત્તિઓનો નાશ કરનાર, દક્ષના યજ્ઞનો સંહાર કરનાર, ત્રિગુણ

**लोचनम् । भुक्तिमुक्तिफलप्रदं सकलाघसङ्घनिबर्हणं चन्द्रशेखर० ॥ ६ ॥ भक्तवत्सलमर्चितं निधिमक्षयं हरिदम्बरं सर्वभूतपतिं परात्परमप्रमेयमनुत्तमम् । सोमवारिनभूहुताशनसोमपानिलखाकृतिं चन्द्रशेखर० ॥ ७ ॥ विश्वसृष्टिविधायिनं पुनरेव पालनतत्परं संहरन्तमपि प्रपञ्चमशेषलोकनिवासिनम् । क्रीडयन्तमहर्निशं गणनाथयूथसमन्वितं चन्द्रशेखर० ॥ ८ ॥ मृत्युभीतमृकण्डुसूनुकृतं**

સ્વરૂપે રહેલા, ત્રણ નેત્રવાળા, વૈભવ અને મુક્તિને આપનાર અને સર્વ પાપના સમુદાયનો વિધ્વંસ કરનારા એવા ભગવાન્ ચન્દ્ર-શેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે? ૬

ભકતોપર પ્રીતિ રાખનાર, સર્વથી પૂજાયલા, અવિનાશી એવા ભંડારરૂપ, લીલા વસ્ત્રવાળા, સર્વ પ્રાણિમાત્રના અધિપતિ, પરથી પણ પર, જેમનું માપ થઇ શકે તેવું નથી એવા, સર્વથી ઉત્તમ અને ચન્દ્ર, જલ, સૂર્ય, પૃથ્વી, અગ્નિ, યજમાન, વાયુ અને આકાશ એ આઠ સ્વરૂપે રહેલા એવા ભગવાન્ ચન્દ્રશેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે? ૭

સમગ્ર વિશ્વને ઉત્પન્ન કરનાર અને ત્યાર પછી તેનું પાલન કરવામાં તત્પર રહેલા અને પછી એ વિશ્વરૂપ પ્રપંચનો સંહાર પણ કરનારા, સમગ્ર લોકને વિષે રહેલા, હમેશાં ક્રીડા કરનાર અને ગણનાથના ટોળાની સાથે રહેનારા એવા ભગવાન્ ચન્દ્રશેખરનો હું આશ્રય કરું છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે? ૮

स्तवं शिवसंनिधौ यत्र कुत्र च यः पठेन्न हि तस्य मृत्युभयं भवेत् । पूर्णमायुररोगितामखिलार्थसंपदमादरं चन्द्रशेखर एव तस्य ददाति मुक्तिमयत्नतः ॥ ९ ॥

इति श्रीमार्कण्डेयकृतं चन्द्रशेखराष्टकस्तोत्रं संपूर्णम् ।

## निर्वाणदशकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ न भूमिर्न तोयं न तेजो न वायुर्न खं नेन्द्रियं वा न तेषां समूहः । अनैकान्तिकत्वात्सुषुप्त्येकसिद्धस्तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ १ ॥ न वर्णा न वर्णाश्रमाचारधर्मा न मे धारणाध्यानयोगादयोऽपि । अनात्माश्रयोऽहं ममा-

જે મનુષ્ય મૃત્યુના ભયથી ભયભીત થએલા માર્કંડેય મુનિના બનાવેલા આ સ્તોત્રનો શંકરની સમીપમાં જે કોઇ ઠેકાણે પાઠ કરે છે તેને મૃત્યુનો ભય પ્રાપ્ત થતો નથી, પરંતુ ભગવાન્ ચન્દ્રશેખર તેને પૂર્ણ આયુષ્ય, આરોગ્ય, સર્વ પ્રકારની સંપત્તિ અને પ્રતિષ્ઠા આપી અન્તમાં વિના પરિશ્રમે મોક્ષ પણ આપે છે. ૯.

ઇતિ શ્રીમાર્કંડેયમુનિકૃત "ચન્દ્રશેખરાષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ.

### શ્રીનિર્વાણદશકસ્તોત્ર

હું ભૂમિ નથી, હું જલ નથી, હું તેજ નથી, હું વાયુ નથી, હું ઇન્દ્રિય નથી તેમ હું તે સર્વના સમુદાયરૂપ નથી, પરંતુ એ સર્વથી ભિન્ન હોવાથી સુષુપ્તિને વિષે સાક્ષિરૂપે એ સર્વથી એક શેષ રહેલો કેવળ એક શિવ–જ્ઞાન–સ્વરૂપ હું છું. ૧

હું વર્ણરૂપ પણ નથી, વર્ણ, આશ્રમ અને આચાર કે તેમના ધર્મરૂપ પણ નથી, મારે ધ્યાન, ધારણા કે યોગ વગેરે પણ (કરવાની જરૂર) નથી, તેમ માયા વગેરેનો આશ્રય કરી રહેલાં અહં-

ध्यासहानात्तदेको० ॥ २ ॥ न माता पिता वा न देवा न लोका न वेदा न यज्ञा न तीर्थं ब्रुवन्ति । सुषुप्तौ निरस्तातिशून्यात्मकत्वात्तदेको० ॥ ३ ॥ न सांख्यं न शैवं न तत्पाञ्चरात्रं न जैनं न मीमांसकादेर्मतं वा । विशिष्टानुभूत्या विशुद्धात्मकत्वात्तदेको० ॥४॥ न शुक्लं न कृष्णं न रक्तं न पीतं न पीनं न कुब्जं न ह्रस्वं न दीर्घम् । अरूपं तथा ज्योतिराकारकत्वात्तदेको० ॥ ५ ॥ न

મમત્વ વગેરે ભ્રાન્તિમાત્રનો (મારામાંથી) નાશ થએલો હોવાથી તે સર્વથી એક શેષ રહેલો કેવળ શિવ-જ્ઞાન-સ્વરૂપ હું છું. ૨.

સુષુપ્તિકાલને વિષે સર્વોપાધિનો બાધ થએલો હોવાથી અત્યંત શૂન્યપણાને લીધે તેમાં માતા પણ નથી, પિતા નથી, દેવો નથી, લોકો નથી, વેદો નથી, યજ્ઞો નથી અને તીર્થ પણ નથી એટલે એવું કાંઇ પણ જ્ઞાન (મને) હોતું નથી અને તેથી તે સર્વથી એક શેષ રહેલો કેવળ શિવ-જ્ઞાન-સ્વરૂપ હું છું. ૩

બ્રહ્મના વિશિષ્ટ અનુભવ વડે હું વિશુદ્ધ આત્મ-બ્રહ્મ-સ્વરૂપ હોવાથી તે સમયે (વાદરૂપ) સાંખ્યશાસ્ત્ર પણ નથી, શૈવ મત નથી, પાંચરાત્ર મત પણ નથી, જૈનમત નથી, તેમ મીમાંસક વગેરેના મતો પણ નથી અને તેથી તે સર્વથી એક શેષ રહેલો કેવળ શિવ-જ્ઞાન-સ્વરૂપ હું છું. ૪

જે શુકલ નથી, કૃષ્ણ નથી, રક્ત નથી, પીત નથી, જાડું નથી, વાંકું નથી, ટુંકું નથી કે લાંબું નથી, પણ રૂપરહિત અને આકારપણાવડે એકતેજોરૂપ છે તે, સર્વથી એક શેષ રહેલો કેવળ શિવ-જ્ઞાન-સ્વરૂપ હું છું. ૫

जाग्रन्न मे स्वप्नको वा सुषुप्तिर्न विश्वो न वा तैजसः प्राज्ञको वा। अविद्यात्मकत्वात्त्रयाणां तुरीयं तदेको० ॥६॥ न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा न च त्वं न चाहं न चायं प्रपञ्चः। स्वरूपावबोधाद्विकल्पासहिष्णुस्तदेको० ॥ ७ ॥ न चोर्ध्वं न चाधो न चान्तर्न बाह्यं न मध्यं न तिर्यङ् न पूर्वापरा दिक् । वियद्व्यापकत्वादखण्डैकरूपस्तदेको० ॥ ८ ॥ अपि व्यापकत्वादितत्त्वात्मयोगात्स्वतःसिद्धभावादनन्याश्रयत्वात् । जगत्तुच्छमेतत्समस्तं

મારી જાગ્રત્ અવસ્થા, સ્વપ્નાવસ્થા કે સુષુપ્તિ અવસ્થા પણ નથી તેમ વિશ્વ, તૈજસ કે પ્રાજ્ઞ અવસ્થા પણ નથી, કારણ કે તે ત્રણે અવસ્થાઓ અવિદ્યારૂપ છે અને હું તુરીય અવસ્થાયુક્ત છું અને તેથી તે સર્વથી એક શેષ રહેલો કેવળ શિવ–જ્ઞાન–સ્વરૂપ હું છું. ૬

હું શિક્ષા આપનારો નથી, શાસ્ત્રરૂપ નથી, શિષ્ય નથી, શિક્ષારૂપ નથી, તુંરૂપ નથી, હુંરૂપ નથી, અને આ પ્રપંચરૂપે પણ નથી, પરંતુ સ્વરૂપના જ્ઞાનવાળો (સંસારના) વૈકલ્પિક જ્ઞાનને ન સહન કરનાર તે સર્વથી એક શેષ રહેલો કેવળ–શિવ–જ્ઞાન–સ્વરૂપ હું છું. ૭

હું ઉંચે નથી, નીચે નથી, અંદર નથી, બહાર નથી, મધ્યમાં રહેલો નથી, તીર્થરૂપે નથી તેમ પૂર્વ કે પશ્ચિમ વગેરે દિશારૂપ પણ નથી, પરંતુ આકાશની માફક વ્યાપક હોવાથી અખંડ અને એકરૂપ તે સર્વથી શેષ રહેલો કેવળ શિવ–જ્ઞાન–સ્વરૂપ હું છું. ૮

સર્વથી વિશેષ વ્યાપકપણાને લીધે, સર્વનું હિત કરવાના હેતુથી અથવા સર્વથી વિશેષ સ્વાત્મપ્રિયતાને લીધે સ્વતઃસિદ્ધ હોવાથી કોઇ પણ આશ્રય ન કરવાના હેતુથી તેમ તે બ્રહ્મથી ભિન્ન આ

तदन्यत्तदेको० ॥९॥ न चैकं तदन्यद्द्वितीयं कुतः स्यान्न चाके-वलत्वं न वा केवलत्वम् । न शून्यं न चाशून्यमद्वैतकत्वात्कथं सर्ववेदान्तसिद्धं ब्रवीमि ॥ १० ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं निर्वाणदशकस्तोत्रं संपूर्णम् ।

## निर्वाणषट्कस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ मनोबुद्ध्यहंकारचित्तानि नाहं न च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे । न च व्योम भूमिर्न तेजो न वायुश्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ १ ॥ न च प्राणसंज्ञो न

સમગ્ર જગત્ તુચ્છ હોવાને કારણે તે સર્વથી એક શેષ રહેલો કેવળ શિવ–જ્ઞાન–સ્વરૂપ હું છું. ૯

જે એક નથી તો તેનાથી ભિન્ન બીજું ક્યાંથી હોય? તેમ તે અદ્વૈત હોવાથી તેનામાં કેવળપણું અથવા અકેવળપણું પણ નથી અને તે શૂન્ય અથવા અશૂન્ય પણ નથી અર્થાત્ તે બ્રહ્મનું સ્વરૂપ દુર્જ્ઞેય હોવાથી સર્વ વેદાન્તવડે સિદ્ધ થએલા–જાણી શકાય એવા–(બ્રહ્મસ્વરૂપ) આત્માને હું કેવી રીતે વર્ણવી શકું? ૧૦

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિત "નિર્વાણદશકસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીનિર્વાણષટ્કસ્તોત્ર

હું મન, બુદ્ધિ, ચિત્ત કે અહંકાર કાંઇ પણ નથી તેમ કાન કે જિહ્વારૂપ અને નાસિકા કે નેત્રરૂપ પણ નથી તેમ આકાશ, પૃથ્વી, તેજ કે વાયુરૂપ પણ નથી, પરંતુ ચિદાનન્દ સ્વરૂપ શિવ–કૈવલ્ય હું છું, કૈવલ્ય હું છું. ૧

वै पञ्चवायुर्न वा सप्तधातुर्न वा पञ्चकोशः । न वाक्पाणिपादं न चोपस्थपायू चिदा० ॥ २ ॥ न मे द्वेषरागौ न मे लोभमोहौ मदो नैव मे नैव मात्सर्यभावः । न धर्मो न चार्थो न कामोन मोक्षश्चिदा०॥३॥ न पुण्यं न पापं न सौख्यं न दुःखं न मन्त्रो न तीर्थं न वेदा न यज्ञाः । अहं भोजनं नैव भोज्यं न भोक्ता चिदा० ॥ ४ ॥ न मृत्युर्न शङ्का न मे जातिभेदः पिता नैव मे नैव माता न जन्म । न बन्धुर्न मित्रं गुरुर्नैव शिष्यश्चिदा०॥५॥

પ્રાણ એવું નામ પણ મારું નથી, તેમ પ્રાણાદિ પાંચ વાયુઓ, રસાદિ સાત ધાતુઓ, અન્નમયાદિ પંચ કોશ કે વાણી, હાથ, પગ, લિઙ્ગ અને ગુદારૂપ પણ હું નથી, પરંતુ ચિદાનન્દસ્વરૂપ શિવ–કૈવલ્ય હું છું. (૨) ૨

મને રાગદ્વેષ કંઇ પણ નથી તેમ લોભ, મોહ, મદ કે મત્સર પણ નથી તે નથી જ. વળી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પણ મારે નથી અને તેથી ચિદાનન્દસ્વરૂપ શિવ–કૈવલ્ય હું છું. (૨) ૩

મારે પુણ્ય કે પાપ નથી, સુખદુઃખ નથી, મન્ત્ર કે તીર્થ પણ નથી, વેદ અને યજ્ઞો પણ નથી તેમ હું ભોજનરૂપ, ઉપ-ભોગ કરવા યોગ્ય પદાર્થરૂપ કે ભોગવનારસ્વરૂપ પણ નથી, પરંતુ ચિદાનન્દસ્વરૂપ શિવ–કૈવલ્ય હું છું. (૨) ૪

મારે મૃત્યુ નથી, શંકા નથી તેમ જાતિભેદ પણ નથી, તેમ મારે પિતા, માતા, જન્મ, બન્ધુ, મિત્ર, ગુરુ, કે શિષ્ય કંઈ પણ નથી, અને તેથી ચિદાનન્દસ્વરૂપ શિવ–કૈવલ્ય હું છું. (૨) ૫

अहं निर्विकल्पो निराकाररूपो विभुत्वाच्च सर्वत्र सर्वेन्द्रियाणाम्। न चासङ्गतं नैव मुक्तिर्न मेयश्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम्॥६॥

इति श्रीमच्छंकराचार्यविरचितं निर्वाणषट्कस्तोत्रं संपूर्णम्।

## शिवाष्टकस्तोत्रम्।

श्रीगणेशाय नमः॥ प्रभुं प्राणनाथं विभुं विश्वनाथं जगन्नाथनाथं सदानन्दभाजाम्। भवद्भव्यभूतेश्वरं भूतनाथं शिवं शंकरं शंभुमीशानमीडे॥ १॥ गले रुण्डमालं तनौ सर्पजालं महाकालकालं गणेशाधिपालम्। जटाजूटमङ्गोत्तरङ्गैर्विशालं शिवं०॥२॥

હું વિકલ્પરહિત, નિરાકાર, વ્યાપક હોવાથી સર્વને વિષે રહેલો અને સર્વ ઇન્દ્રિયોને વશ ન રહેલો છું. તેમ હું મુક્તિરૂપ કે કોઇથી માપી શકાઉં તેવો પણ નથી, પરંતુ ચિદાનન્દ સ્વરૂપ શિવ-કૈવલ્ય હું છું. (૨)૬

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "નિર્વાણષટ્કસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીશિવાષ્ટકસ્તોત્ર

જે સર્વના પ્રભુ, પ્રાણનાથ, વ્યાપક, વિશ્વના નાથ, જગત્‌ના સ્વામી જે દેવો તેમના પણ નાથ, સર્વદા આનંદ ભોગવનારાઓના પણ સ્વામી, ભૂત, ભવિષ્ય અને વર્તમાનના નિયામક અને ભૂતોના અથવા તો પ્રાણીઓના નાથ એવા (કલ્યાણ કરનાર) જે શિવ, શંકર, શંભુ અને ઇશાન નામને ધારણ કરનાર ભગવાન શંકર છે તેમની હું સ્તુતિ કરું છું. ૧

જે ગળામાં ખોપરીઓની માલા અને શરીર પર સર્પોની જાલને ધારણ કરે છે, જે મહાકાલના પણ કાલ છે, ગણોના અધિપતિઓના પણ પાલક છે તેમ જટાજૂટને વિષે અથડાવાથી ભાગી જતા એવા (ગંગાના) ઉન્નત તરંગોથી જે સુશોભિત છે એવા (કલ્યાણ કરનાર) જે શિવ, શંકર, શંભુ અને ઇશાન નામને ધારણ કરનાર ભગવાન્ શંકર છે તેમની હું સ્તુતિ કરું છું. ૨

मुदामाकरं मण्डनं मण्डयन्तं महामण्डलं भस्मभूषाधरन्तम् ।
अनादिं ह्यपारं महामोहमारं शिवं० ॥ ३ ॥ तटाधो निवासं महा-
ट्टाट्टहासं महापापनाशं सदा सुप्रकाशम् । गिरीशं गणेशं सुरेशं
महेशं शिवं० ॥ ४ ॥ गिरीन्द्रात्मजासंगृहीतार्धदेहं गिरौ संस्थितं
सर्वदासन्नगेहम् । परब्रह्मब्रह्मादिभिर्वन्द्यमानं शिवं० ॥ ५ ॥
कपालं त्रिशूलं कराभ्यां दधानं पदाम्भोजनम्राय कामं ददानम्।

જે આનંદની ખાણ, અલંકારને પણ શોભાવનારા, મહાન અલંકારવાળા, ભસ્મરૂપી અલંકારને ધારણ કરનારા, આદિરહિત, કોઇથી પાર ન પામી શકાય એવા અને મહામોહનો નાશ કરનારા છે તે (કલ્યાણ કરનાર) શિવ, શંકર, શંભુ અને ઇશાન નામને ધારણ કરનાર ભગવાન્ શંકરની હું સ્તુતિ કરું છું. ૩

જે હિમાલયના તટના અધોભાગમાં રહેનારા, મહા અટ્ટાટ્ટ હાસ્ય કરનારા, મોટાં પાપોનો નાશ કરનારા, હમેશાં સારી રીતે પ્રકાશમાન, પર્વતના સ્વામી, ગણોના નાથ, દેવોના ઇશ અને મહાન્ ઇશ્વર છે તે (કલ્યાણ કરનાર) શિવ, શંકર, શંભુ અને ઇશાન નામને ધારણ કરનાર ભગવાન્ શંકરની હું સ્તુતિ કરું છું. ૪

જેમણે પોતાના અર્ધ દેહને વિષે પાર્વતીને બેસાડેલાં છે એવા, પર્વતને વિષે જ પોતાનું ઘર કરીને રહેલા અને પરબ્રહ્મમય એવા બ્રહ્માદિ દેવોથી પણ વન્દન કરાતા જે (કલ્યાણ કરનાર) શિવ, શંકર, શંભુ અને ઇશાન નામને ધારણ કરનાર ભગવાન્ શંકર છે તેમની હું સ્તુતિ કરું છું. ૫

પોતાના બે હાથમાં કપાલ અને ત્રિશૂલને ધારણ કરનારા, પોતાના ચરણકમલમાં પ્રણામ કરતા ભકતોની ઇચ્છાને પૂર્ણ કરનારા, વૃષભના વાહનવાળા અને દેવોમાં મુખ્ય એવા જે (કલ્યાણ

बलीवर्दयानं सुराणां प्रधानं शिवं०॥६॥ शरच्चन्द्रगात्रं गुणानन्द-पात्रं त्रिनेत्रं पवित्रं धनेशस्य मित्रम् । अपर्णाकलत्रं विचित्राचरित्रं शिवं० ॥ ७ ॥ हरं सर्पहारं चिताभूविहारं भवं वेदसारं सदा निर्विकारम् । श्मशाने वसन्तं मनोजं दहन्तं शिवं० ॥८॥ स्तवं यः प्रभाते नरः शूलपाणेः पठेत्सर्वदा भर्गभावानुरक्तः । स पुत्रं धनं धान्यमित्रं कलत्रं विचित्रं समासाद्य मोक्षं प्रयाति ॥ ९॥

इति श्रीशिवाष्टकस्तोत्रं संपूर्णम् ।

કરનાર) શિવ, શંકર, શંભુ અને ઇશાન નામને ધારણુ કરનાર ભગવાન્ શંકર છે તેમની હું સ્તુતિ કરું છું. ૬

શરદ્દૃઋતુના ચન્દ્રની સમાન શ્વેત ગાત્રવાળા, ગુણયુક્ત હોવા છતાં બ્રહ્માનંદમય, ત્રણુ નેત્રવાળા, પવિત્ર, કુબેરના મિત્ર, પાર્વતી જેમનાં અર્ધાઙ્ગના છે એવા અને વિચિત્ર ચરિત્રવાળા જે (કલ્યાણુ કરનાર) શિવ, શંકર, શંભુ અને ઇશાન નામને ધારણુ કરનાર ભગવાન શંકર છે તેમની હું સ્તુતિ કરું છું. ૭

જે સર્વનાં દુઃખોને હરણુ કરનારા, સર્પનો હાર ધારણુ કરનારા, ચિતાની ભૂમિમાં–સ્મશાનમાં–વિહાર કરનારા, સર્વની ઉત્પત્તિરૂપ, વેદના સારભૂત, સદા વિકારરહિત, શ્મશાનમાં રહેનારા અને કામદેવને બાળનારા છે તે (કલ્યાણુ કરનાર) શિવ, શંકર, શંભુ અને ઇશાન નામ ધારણુ કરનાર ભગવાન્ શંકરની હું સ્તુતિ કરું છું. ૮

જે મનુષ્ય ભગવાન્ શંકરને વિષે પરમ ભાવ અને પ્રીતિ રાખીને આ શૂલપાણિ એવા શંકરના સ્તવનનો સર્વદા પાઠ કરે છે તે વિવિધ પ્રકારે પુત્ર, ધન, ધાન્ય, મિત્ર અને સ્ત્રીવર્ગને પ્રાપ્ત કરી અંતે મોક્ષને પામે છે. ૯

ઇતિ શ્રી"શિવાષ્ટકસ્તોત્ર"સંપૂર્ણ.

## दारिद्र्यदहनशिवस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ विश्वेश्वराय नरकार्णवतारणाय कर्णामृताय शशिशेखरधारणाय। कर्पूरकान्तिधवलाय जटाधराय दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ १ ॥ गौरीप्रियाय रजनीशकलाधराय कालान्तकाय भुजगाधिपकङ्कणाय । गङ्गाधराय गजराजविमर्दनाय दारिद्र्य० ॥ २ ॥ भक्तिप्रियाय भवरोगभयापहाय उग्राय दुर्गभवसागरतारणाय । ज्योतिर्मयाय गुणनामसुनृत्यकाय दारिद्र्य० ॥ ३ ॥ चर्माम्बराय शवभस्मविलेपनाय

### શ્રીદારિદ્ર્યદહનશિવસ્તોત્ર

વિશ્વના ઇશ્વર, નરકરૂપ સાગરમાંથી તારનારા, કર્ણમાં અમૃતને ધારણ કરનારા, મસ્તકપર ચન્દ્રને રાખનારા, કપૂરની સમાન શ્વેત કાન્તિવાળા, જટાને ધારણ કરનારા અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૧.

ગૌરીના પ્રિય, ચન્દ્રની કલાને ધારણ કરનારા, કાલના પણ કાલ, મોટા સર્પોનાં કંકણ પહેરનારા. ગંગાને (મસ્તક પર) ધરનારા, ગજરાજનું મર્દન કરનારા અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૨.

જેમને ભક્તિ પ્રિય છે એવા, સંસારરૂપી રોગના ભયને નાશ કરનારા, ઉગ્ર, કઠિન એવા સંસારરૂપી સાગરમાંથી તારનારા, તેજોમય, ગુણ અને નામમાત્રના હેતુથી નૃત્ય કરનારા અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૩.

भालक्षणाय मणिकुण्डलमण्डिताय । मञ्जीरपादयुगलाय जटाधराय दारिद्र्य० ॥ ४ ॥ पञ्चाननाय फणिराजविभूषणाय हेमांशुकाय भुवनत्रयमण्डिताय । आनन्दभूमिवरदाय तमोमयाय दारिद्र्य० ॥ ५ ॥ भानुप्रियाय भवसागरतारणाय कालान्तकाय कमलासनपूजिताय । नेत्रत्रयाय शुभलक्षणलक्षिताय दारिद्र्य० ॥ ६ ॥ रामप्रियाय रघुनाथवरप्रदाय नागप्रियाय नरकार्णवतारणाय । पुण्येषु पुण्यभरिताय सुरार्चिताय दारिद्र्य० ॥ ७ ॥

ચર્મનું વસ્ત્ર પહેરનારા, મુડદાની ભસ્મને શરીરપર ચોળનારા, કપાળમાં ત્રણ નેત્રવાળા, મણિનાં કુંડલોથી શોભાયમાન, (નૃત્યને માટે પગોમાં નૂપુર પહેરનારા, જટા રાખનારા અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૪.

પાંચ મુખવાળા, સર્પરાજના અલંકારને ધારણ કરનારા, સુવર્ણનું વસ્ત્ર પહેરનારા, ત્રણે લોકને શોભાવનારા, આનંદના સ્થાનરૂપ અને તેથી જ સર્વને વરદાન આપનારા, અંધકારમય-તેમા રહેનારા અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૫.

સૂર્યના પ્રિય, સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનારા, કાલનો પણ નાશ કરનારા, વિષ્ણુ વડે પૂજિત થએલા, ત્રણ નેત્રવાળા, ઉત્તમ લક્ષણયુક્ત જણાતા અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૬.

રામના પ્રિય, રામને વર આપનારા, નાગોને પ્રિય, નરકના સાગરમાંથી ઉદ્ધાર કરનારા, મોટા પવિત્રોમાં પણ મહાન પવિત્ર, દેવતાઓએ પૂજન કરાયલા અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૭.

मुक्तेश्वराय फलदाय गणेश्वराय गीतप्रियाय वृषभेश्वरवाहनाय । मातङ्गचर्मवसनाय महेश्वराय दारिद्र्य० ॥ ८ ॥ वसिष्ठेन कृतं स्तोत्रं सर्वरोगनिवारणम् । सर्वसंपत्करं शीघ्रं पुत्रपौत्रादिवर्धनम् । त्रिसंध्यं यः पठेन्नित्यं स हि स्वर्गमवाप्नुयात् ॥ ९ ॥

इति श्रीवसिष्ठविरचितं दारिद्र्यदहनशिवस्तोत्रं संपूर्णम् ।

## शिवरक्षास्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ अस्य श्रीशिवरक्षास्तोत्रमन्त्रस्य याज्ञवल्क्य ऋषिः । श्रीसदाशिवो देवता । अनुष्टुप् छन्दः । श्रीसदाशिवप्रीत्यर्थं शिवरक्षास्तोत्रजपे विनियोगः । चरितं देवदेवस्य

મુકતોના ઇશ્વર–મોક્ષ આપનારા, ફળ આપનારા, ગણોના સ્વામી, સંગીત જેમને પ્રિય છે એવા, નંદીના વાહનવાળા, હાથીનાં ચમને પહેરનારા, મહેશ્વર અને દરિદ્રતાના દુઃખને બાળી નાખનારા એવા જે શિવ તેમને હું પ્રણામ કરું છું. ૮.

સર્વ રોગને નાશ કરનારું, સર્વ સંપત્તિને આપનારું અને પુત્રપૌત્ર વગેરેની તત્કાલ વૃદ્ધિ કરનારું એવું વસિષ્ઠ મહર્ષિનું બનાવેલું આ જે સ્તોત્ર છે તેને જે ત્રણે કાલમાં પાઠ કરે છે તે સ્વર્ગમાં જાય છે એમાં સંશય નથી. ૯.

ઇતિ શ્રીવશિષ્ઠકૃત "દારિદ્રયદહનશિવસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીશિવરક્ષાસ્તોત્ર

આ શ્રીશિવરક્ષાસ્તોત્રના-યાજ્ઞવલ્કય ઋષિ છે, શ્રીસદાશિવ દેવતા છે, અનુષ્ટુપ્ છંદ છે અને શ્રીસદાશિવની પ્રસન્નતાને માટે શિવરક્ષાસ્તોત્રના જપરૂપ પાઠ કરવામાં એનો વિનિયોગ છે.

દેવોના દેવ એવા મહાદેવનું ચરિત્ર પવિત્ર, કોઇ પાર ન

महादेवस्य पावनम् । अपारं परमोदारं चतुर्वर्गस्य साधनम् ॥१॥ गौरीविनायकोपेतं पञ्चवक्त्रं त्रिनेत्रकम् । शिवं ध्यात्वा दशभुजं शिवरक्षां पठेन्नरः ॥ २ ॥ गङ्गाधरः शिरः पातु भालमर्धेन्दुशेखरः । नयने मदनध्वंसी कर्णौ सर्पविभूषणः ॥ ३ ॥ घ्राणं पातु पुरारातिर्मुखं पातु जगत्पतिः । जिह्वां वागीश्वरः पातु कन्धरां शितिकन्धरः ॥ ४ ॥ श्रीकण्ठः पातु मे कण्ठं स्कन्धौ विश्वधुरन्धरः । भुजौ भूभारसंहर्ता करौ पातु पिनाकधृक् ॥ ५ ॥ हृदयं

પામી શકે તેવું, પરમ ઉદાર અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થને પ્રાપ્ત કરવાના સાધનરૂપ છે. ૧

મનુષ્યે પ્રથમ પાર્વતી અને ગણપતિસહિત, પાંચ મુખવાળા, ત્રણ નેત્રવાળા અને દશ હાથવાળા ભગવાન્ શંકરનું ધ્યાન કરી ત્યાર પછી આ શિવરક્ષાનો પાઠ કરવો. ૨

ગંગાને ધારણ કરનાર શંકર મારા મસ્તકનું, મસ્તકપર અર્ધ ચન્દ્રને ધારણ કરનાર શંકર મારા કપાલનું, કામદેવનો નાશ કરનાર શંકર મારાં નેત્રોનું અને સર્પના અલંકાર પહેરનાર શંકર મારા કાનોનું રક્ષણ કરો. ૩

ત્રિપુરાસુરના શત્રુ શંકર મારી નાસિકાનું રક્ષણ કરો, જગત્‌ના સ્વામી શંકર મારા મુખનું રક્ષણ કરો, વાણીના ઈશ્વર શંકર મારી જિહ્વાનું રક્ષણ કરો અને તીક્ષ્ણ કાંધવાળા શંકર મારી કાંધનું રક્ષણ કરો. ૪

શોભાયમાન કંઠવાળા શંકર મારા કંઠનું, વિશ્વમાં મહાન્ એવા શંકર મારા બે ખભાનું, પૃથ્વીનો ભાર ઉતારનારા શંકર મારા બાહુનું અને પિનાક ધનુષ્યને ધારણ કરનાર શંકર મારા હાથોનું રક્ષણ કરો. ૫

शंकरः पातु जठरं गिरिजापतिः। नाभिं मृत्युञ्जयः पातु कटी व्याघ्राजिनाम्बरः॥ ६॥ सक्थिनी पातु दीनार्तशरणागतवत्सलः। ऊरू महेश्वरः पातु जानुनी जगदीश्वरः॥ ७॥ जङ्घे पातु जगत्कर्ता गुल्फौ पातु गणाधिपः। चरणौ करुणासिन्धुः सर्वाङ्गानि सदाशिवः॥ ८॥ एतां शिवबलोपेतां रक्षां यः सुकृती पठेत्। स भुक्त्वा सकलान्कामान् शिवसायुज्यमाप्नुयात्॥ ९॥ ग्रहभूतपिशाचाद्यास्त्रैलोक्ये विचरन्ति ये। दूरादाशु पलायन्ते शिवना-

શંકર મારા હૃદયનું, ગિરિજાપતિ મારા જઠરનું, મૃત્યુંજય મારી નાભિનું અને વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્ર પહેરનાર શંકર મારી કેડનું રક્ષણ કરો. ૬

ગરીબ, દુઃખી અને શરણે આવેલા પર પ્રેમ રાખનાર શંકર મારા સાથળોનું, મહેશ્વર ઊરુનું અને જગદીશ્વર શંકર મારા ગોઠણોનું રક્ષણ કરો. ૭

જગત્‌ના કર્તા શંકર મારી જાંઘોનું રક્ષણ કરો, ગણોના અધિપતિ શંકર મારા ગુલ્ફોનું રક્ષણ કરો, દયાના સિન્ધુ એવા શંકર મારા ચરણોનું અને સદાશિવ મારાં સર્વ અંગોનું રક્ષણ કરો. ૮

જે પુણ્યશાળી મનુષ્ય આ શંકરના બળથી યુક્ત એવી શિવરક્ષાનો પાઠ કરે છે તે સર્વ કામનાઓને મેળવી અન્તે શંકરની સમીપમાં જાય છે. ૯

જે ગ્રહ, ભૂત, પ્રેત, પિશાચ વગેરે આ ત્રૈલોકયમાં ફરે છે તે આ શિવ નામના રક્ષણ થકી તત્કાળ દૂરથી જ નાશી જાય છે. ૧૦

माभिरक्षणात् ॥ १० ॥ अभयंकरनामेदं कवचं पार्वतीपतेः । भक्त्या बिभर्ति यः कण्ठे तस्य वश्यं जगत्त्रयम् ॥ ११ ॥ इमां नारायणः स्वप्ने शिवरक्षां यथाऽदिशत् । प्रातरुत्थाय योगीन्द्रो याज्ञवल्क्यस्तथाऽलिखत् ॥ १२ ॥

इति श्रीयाज्ञवल्क्यप्रोक्तं शिवरक्षास्तोत्रं संपूर्णम् ।

## द्वादशज्योतिर्लिङ्गानि ।

श्रीगणेशाय नमः ॥ सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् । उज्जयिन्यां महाकालमोंकारममलेश्वरे ॥ १ ॥ परल्यां वैजनाथं च डाकिन्यां भीमशंकरम् । सेतुबन्धे तु रामेशं नागेशं दारुकावने ॥ २ ॥ वाराणस्यां तु विश्वेशं त्र्यम्बकं गौतमीतटे ।

જે મનુષ્ય આ નિર્ભય કરનારા એવા પાર્વતીપતિ શંકરના કવચને ભક્તિથી કંઠને વિષે ધારણ કરે છે તેને ત્રણે લોક વશ થાય છે.૧૧

ભગવાન્ નારાયણે આ શિવરક્ષા સ્વપ્નમાં યોગી યાજ્ઞવલ્કયને જેવી રીતે બતાવી તે જ પ્રમાણે યોગી યાજ્ઞવલ્કયે સવારમાં ઉઠીને લખી લીધી હતી. ૧૨

ઇતિ શ્રીયાજ્ઞવલ્કયપ્રોકત "શિવરક્ષાસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીજ્યોતિર્લિંગસ્તોત્ર

સૌરાષ્ટ્રમાં 'સોમનાથ', શ્રીશૈલમાં 'મલ્લિકાર્જુન', ઉજ્જયિનીમાં 'મહાકાલ', અમલેશ્વરમાં 'ૐકાર', પરલીમાં 'વૈજનાથ', ડાકિનીમાં 'ભીમશંકર', સેતુબંધમાં 'રામેશ્વર', દારુકાવનમાં 'નાગેશ', વારાણસીમાં 'વિશ્વેશ્વર', ગૌતમીતટપર

हिमालये तु केदारं घुसृणेशं शिवालये ॥ ३ ॥ एतानि ज्योतिर्लिङ्गानि सायं प्रातः पठेन्नरः । सप्तजन्मकृतं पापं स्मरणेन विनश्यति ॥ ४ ॥

इति द्वादशज्योतिर्लिङ्गानि ।

## श्रीमृत्युहरस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ अस्य श्रीमृत्युहरस्तोत्रमन्त्रस्य मार्कण्डेय ऋषिः। अनुष्टुप् छन्दः। रुद्रो देवता। श्रीमन्मृत्युञ्जयप्रीत्यर्थे जपे विनियोगः। रुद्रं पशुपतिं स्थाणुं नीलकण्ठमुमापतिम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥१॥ वामदेवं शिवं शान्तं लोक-

'ત્ર્યંબકેશ્વર', હિમાલયમાં 'કેદારેશ્વર' અને શિવાલયને વિષે 'ઘુસૃણેશ્વર' એ પ્રમાણેનાં એ શિવનાં બાર જ્યોતિર્લિંગોનો જે મનુષ્ય પ્રાતઃકાળ તથા સંધ્યાકાળમાં પાઠ કરે છે તેનાં સાત જન્મમાં કરેલાં પાપમાત્ર તે જ્યોતિર્લિંગોના સ્મરણમાત્રથી જ નાશ પામે છે. ૧-૪

ઇતિ શ્રી"જ્યોતિર્લિંગસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીમૃત્યુહરસ્તોત્ર

આ મૃત્યુહરસ્તોત્રમન્ત્રના માર્કંડેય ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, રુદ્ર દેવતા છે અને શ્રી મૃત્યુંજયપ્રીત્યર્થ જપ કરવામાં એનો વિનિયોગ છે.

રુદ્ર, [1]પશુપતિ, [2]સ્થાણુ, [3]નીલકંઠ અને ઉમાના પતિ એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૧

૧ જીવોના પતિ. ૨ નિત્ય અથવા નિર્વિકાર. ૩ કાળા કંઠવાળા.

नाथं जगद्गुरुम्॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति॥२॥ कालकण्ठं कालमूर्तिं कालाग्निं कालनाशनम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ३ ॥ गङ्गाधरं शशिधरं शङ्करं चन्द्रशेखरम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥४॥ अनन्तमव्ययं शान्तमक्षमालाधरं विभुम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ५ ॥ त्रिनेत्रं पञ्चवक्त्रं च जटामुकुटधारिणम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति

[1]વામદેવ, શિવ, શાંત, લોકના નાથ અને જગત્‌ના ગુરુ એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મનેશું કરશે? ૨

કાલકંઠ, [2]કાલમૂર્તિ, [3]કાલાગ્નિ અને કાલનો નાશ કરનાર એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૩

ગંગાને ધારણ કરનાર, ચંદ્રને ધારણ કરનાર, શંકર–કલ્યાણ કરનાર અને ચંદ્રશેખર[4] એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૪

[5]અનન્ત, [6]અવ્યય, શાંત, રુદ્રાક્ષની માલાને ધારણ કરનાર અને [7]વિભુ એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૫

ત્રણ નેત્રવાળા, પાંચ મુખવાળા અને જટાના મુકુટને ધારણ કરનારા એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૬

---

૧ લૌકિક દષ્ટિએ અવળા જણાતા દેવ અથવા સુંદર. ૨ કાલસ્વરૂપ. ૩ સંહારક અગ્નિરૂપ. ૪ જેના મસ્તકપર ચંદ્ર છે તે. ૫ જેનો અન્ત નથી એવા. ૬ અવિનાશી. ૭ વ્યાપક

॥ ६ ॥ आनन्दं परमं नित्यं कैवल्यपददायकम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ७ ॥ स्वर्गापवर्गदातारं सृष्टिस्थितिविधारिणम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ८ ॥ भस्मोद्धूलितसर्वाङ्गं नागाभरणभूषितम् ॥ नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ९ ॥ मार्कण्डेयमिदं स्तोत्रं यः पठेच्छिवसन्निधौ ॥ तस्य मृत्युभयं नास्ति ह्यपमृत्युभयं कुतः ॥ १० ॥

इति श्रीमार्कण्डेयविरचितं मृत्युहरस्तोत्रं संपूर्णम् ।

આનંદરૂપ, પરમસ્વરૂપ, નિત્ય અને કૈવલ્યપદને આપનારા એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૭

સ્વર્ગ તથા મોક્ષને આપનારા અને સૃષ્ટિનું પાલન કરનારા એવા દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૮

ભસ્મથી જેમનું આખું શરીર લેપાયલું છે એવા અને સર્પરૂપી અલંકારથી શોભાયમાન દેવ શંકરને હું મસ્તકવડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૯

માર્કંડેય ઋષિએ કરેલા આ સ્તોત્રનો જે મનુષ્ય શંકરની સમીપમાં પાઠ કરે છે તેને મૃત્યુનો ભય નથી તો પછી અપમૃત્યુનો—અકાલમૃત્યુ અથવા ખરાબ મૃત્યુનો ભય તો ખરેખર ક્યાંથી જ હોય? ૧૦

ઇતિ શ્રીમાર્કંડેયવિરચિત "મૃત્યુહરસ્તોત્ર" સંપૂર્ણ.

## महामृत्युञ्जयस्तोत्रम्।

श्रीगणेशाय नमः ॥ ॐ अस्य श्रीमहामृत्युंजयस्तोत्रमन्त्रस्य श्रीमार्कण्डेय ऋषिः। अनुष्टुप् छन्दः। श्रीमृत्युंजयो देवता। गौरी शक्तिः। मम सर्वारिष्टसमस्तमृत्युशान्त्यर्थं सकलैश्वर्यप्राप्त्यर्थं च जपे विनियोगः। अथ ध्यानम्। चन्द्रार्काग्निविलोचनं स्मितमुखं पद्मद्वयान्तस्थितं मुद्रापाशमृगाक्षसूत्रविलसत्पाणिं हिमांशुप्रभुम्। कोटीन्दुप्रगलत्सुधाप्लुततनुं हारादिभूषोज्ज्वलं कान्तं विश्वविमोहनं

### શ્રીમહામૃત્યુંજયસ્તોત્ર

ઓમ્ આ શ્રીમહામૃત્યુંજયસ્તોત્રમંત્રના શ્રી માર્કંડેય ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, શ્રીમૃત્યુંજય દેવતા છે, ગૌરી શક્તિ છે અને મારાં સર્વ અરિષ્ટ તેમ સર્વ પ્રકારનાં મૃત્યુની શાંતિને માટે અને સર્વ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે જપ કરવામાં આનો વિનિયોગ કરું છું.

ઉપર પ્રમાણે બોલી સંકલ્પ કરી ત્યાર પછી નીચે પ્રમાણે ધ્યાન કરવું:

ચન્દ્ર, સૂર્ય અને અગ્નિરૂપી નેત્રવાળા, હાસ્યયુક્ત મુખવાળા, "નમઃ શિવાય" એ બે પદમાં કહેલા સ્વરૂપવાળા, હાથને વિષે મુદ્રા, પાશ, મૃગ અને અક્ષસૂત્ર રાખવાથી શોભતા, ચન્દ્રના સ્વામી, કરોડો ચન્દ્રમાંથી ઝરતા અમૃત સમાન અમૃતથી જેમનું શરીર ધોવાયલું છે એવા, હાર વિગેરે અલંકારોથી દેદીપ્યમાન, સુંદર સ્વરૂપવાળા, વિશ્વને મોહ ઉત્પન્ન કરનાર અને પ્રાણના અધિપતિ એવા મૃત્યુને જીતનાર ભગવાન્ મૃત્યુંજયનું ભાવનાપૂર્વક ધ્યાન કરવું.

पशुपतिं मृत्युञ्जयं भावयेत् ॥ ॐ रुद्रं पशुपतिं स्थाणुं नीलकण्ठमुमापतिम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥१॥ नीलकण्ठं कालमूर्तिं कालज्ञं कालनाशनम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ २ ॥ नीलकण्ठं विरूपाक्षं निर्मलं निलयप्रभम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥३॥ वामदेवं महादेवं लोकनाथं जगद्गुरुम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ४ ॥ देवदेवं जगन्नाथं देवेशं वृषभध्वजम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ५ ॥ गङ्गाधरं

આ પ્રમાણે ધ્યાન કર્યા પછી નીચે પ્રમાણે સ્તોત્રનો પાઠ કરવોઃ

ૐ રુદ્ર, પ્રાણીના અધિપતિ, સ્થાણુ–અવિચલ રહેનારા, કાળા કંઠવાળા અને પાર્વતીના પતિ એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૧.

કાળા કંઠવાળા, કાલસ્વરૂપ, કાલને જાણનાર અને કાલનો નાશ કરનાર એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૨.

કાળા કંઠવાળા, ત્રણ નેત્રવાળા, નિર્મળ અને આકાશ સમાન સ્વચ્છ એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૩.

વામદેવ, મહાદેવ, લોકના નાથ અને જગત્‌ના ગુરુ એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૪.

દેવોના દેવ, જગત્‌ના સ્વામી, દેવોના ઈશ અને વૃષભની ધ્વજાવાળા એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૫.

महादेवं सर्वाभरणभूषितम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ६ ॥ अनाथः परमानन्दं कैवल्यपदगामिनि । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ७ ॥ स्वर्गापवर्गदातारं सृष्टिस्थितिविनाशकम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ८ ॥ उत्पत्तिस्थितिसंहारकर्तारमीश्वरं गुरुम् । नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ९ ॥ मार्कण्डेयकृतं स्तोत्रं यः पठेच्छिवसन्निधौ । तस्य मृत्युभयं नास्ति नाग्निचौर-

ગંગાને ધારણ કરનાર, મહાન્ દેવ અને સર્વ અલંકાર વડે શોભાયમાન એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૬.

અનાથ એવો હું કૈવલ્ય પદ પ્રાપ્ત કરવા માટે પરમ આનંદ-સ્વરૂપ એવા દેવ શંકરને મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૭

સ્વર્ગ અને મોક્ષને આપનારા અને (જગત્નાં) સૃષ્ટિ, સ્થિતિ અને વિનાશ કરનારા એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૮.

(જગત્નાં) ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારા અને સર્વના નિયામક અને ગુરુ એવા દેવ શંકરને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે? ૯.

જે મનુષ્ય આ માર્કંડેય ઋષિએ કરેલા સ્તોત્રનો શિવની સમીપમાં પાઠ કરે છે તેને ક્યારે પણ મૃત્યુનો ભય કે અગ્નિ તથા ચોરનો ભય પ્રાપ્ત થતો નથી. ૧૦

भयं क्वचित् ॥ १० ॥ शतावर्तं प्रकर्तव्यं संकटे कष्टनाशनम् । शुचिर्भूत्वा पठेत्स्तोत्रं सर्वसिद्धिप्रदायकम् ॥ ११ ॥ मृत्युंजय महादेव त्राहि मां शरणागतम् । जन्ममृत्युजरारोगैः पीडितं कर्मबन्धनैः ॥ १२ ॥ तावकस्त्वद्गतप्राणस्त्वच्चित्तोऽहं सदा मृड । इति विज्ञाप्य देवेशं त्र्यंबकाख्यमनुं जपेत् ॥ १३ ॥ नमः शिवाय साम्बाय हराय परमात्मने । प्रणतक्लेशनाशाय योगिनां पतये नमः ॥ १४ ॥ शताङ्गायुर्मन्त्रः ॥ ॐ ह्रीं श्रीं ह्रीं ह्रौं ह्रूं ह्रः हन हन

સંકટને વિષે સો વખત પાઠ કરવાથી એ કષ્ટનો નાશ કરનાર થાય છે, અને એ પ્રમાણે પવિત્ર થઇને એ સ્તોત્રનો પાઠ કરવાથી એ સર્વ સિદ્ધિને આપનારું થાય છે. ૧૧

હે મૃત્યુને જીતનાર મહાદેવ! આપને શરણે આવેલા અને કર્મનાં બન્ધનો વડે જન્મ, મૃત્યુ, જરા તેમ રોગોથી પીડાએલા એવા મારું આપ રક્ષણ કરો. ૧૨

"હે મૃડ! હું તમારો જ છું, મારા પ્રાણને તમારામાં જ રાખેલા છે અને મારું ચિત્ત પણ તમારે વિષે જ રાખીને હમેશાં હું રહેલો છું" એ પ્રમાણે પ્રાર્થના કરીને દેવોના ઇશ એવા ત્ર્યમ્બક નામના મન્ત્રરૂપ ભગવાન્ શંકરનો જપ કરવો. ૧૩

પાર્વતીસહિત રહેલા, દુઃખોને હરનારા અને પરમાત્મસ્વરૂપ શિવને મારા નમસ્કાર હો! તેમ ભકતોના ક્લેશોનો નાશ કરનાર અને યોગિઓના સ્વામી–પરમયોગી એવા શિવને પણ મારા નમસ્કાર હો! ૧૪

શતાઙ્ગ નામનો આયુષ્ય માટેનો ભગવાન્ શંકરપ્રીત્યર્થ જપવાનો મંત્ર આ પ્રમાણે છેઃ

"ૐ હ્રીં, શ્રીં, હ્રીં, હ્રૌં, હ્રૂં, હ્રઃ, (શત્રુને) હણો હણો, કાપો

दह दह पच पच गृहाण गृहाण मारय मारय मर्दय मर्दय महा-महाभैरव भैरवरूपेण धुनय धुनय कम्पय कम्पय विघ्नय विघ्नय विश्वेश्वरी क्षोभय क्षोभय कटुकटु मोहय मोहय हुंफट् स्वाहा इतिमन्त्रमात्रेण समाभीष्टो भवति ॥

इति श्रीमार्कण्डेयपुराणे मार्कण्डेयकृतमहामृत्युञ्जयस्तोत्रं संपूर्णम् ।

## बिल्वाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ त्रिदलं त्रिगुणाकारं त्रिनेत्रं च त्रियायुधम् । त्रिजन्मपापसंहारमेकबिल्वं शिवार्पणम् ॥ १ ॥ त्रिशाखैर्बिल्वपत्रैश्च ह्यच्छिद्रैः कोमलैस्तथा । शिवपूजां करिष्यामि ह्येकबि०

બાળો, પકાવો પકાવો, પકડો પકડો, મારો મારો, મર્દન કરો મર્દન કરો, હે મહામહાભૈરવ ! ભૈરવરૂપે ધુણાવો ધુણાવો, કમ્પાવો કમ્પાવો, વિઘ્ન આણો વિઘ્ન આણો, વિશ્વેશ્વરીશક્તિરૂપે ક્ષોભ પમાડો ક્ષોભ પમાડો, 'કટુ કટુ' એ પ્રમાણેના શબ્દોથી મોહ પમાડો મોહ પમાડો, હું ફટ્ સ્વાહા."

આ મંત્રમાત્રથી મનુષ્ય ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરનારો થાય છે.

ઇતિ શ્રીમાર્કંડેયપુરાણમાં માર્કંડેયકૃત "મહામૃત્યુંજયસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીબિલ્વાષ્ટકસ્તોત્ર

ત્રણ પત્રવાળું, ત્રણ (સત્ત્વ, રજ અને તમ) ગુણસ્વરૂપ, ત્રણ નેત્રરૂપ, ત્રણ આયુધસ્વરૂપ અને ત્રણ જન્મનાં પાપોનો વિનાશ કરનારું આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૧

છિદ્રરહિત, કોમલ અને ઉત્તમ પ્રકારનાં ત્રણ શાખાવાળાં બિલ્વપત્રોથી હું શંકરનું પૂજન કરું છું અને તેમાં આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૨

॥ २ ॥ अखण्डबिल्वपत्रेण पूजिते नन्दिकेश्वरे । शुद्धयन्ति सर्वपापेभ्यो ह्येकबि० ॥ ३ ॥ शालिग्रामशिलामेकां विप्राणां जातु अर्पयेत् । सोमयज्ञमहापुण्यमेकबि० ॥४॥ दन्तिकोटिसहस्राणि ह्यश्वमेधशतानि च । कोटिकन्यामहादानमेकबि० ॥ ५ ॥ लक्ष्म्याः स्तनत उत्पन्नं महादेवसदाप्रियम्॥बिल्ववृक्षं प्रयच्छामि ह्येकबि० ॥ ६ ॥ दर्शनं बिल्ववृक्षस्य स्पर्शनं पापनाशनम् ।

અખંડ (તુટયા વિનાના) બિલ્વપત્રથી નંદિકેશ્વર શંકરનું પૂજન કરવાથી (મનુષ્યો) સર્વ પાપોથી શુદ્ધ થાય છે માટે આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૩

શાલિગ્રામની એક શિલા કવચિત્ બ્રાહ્મણોને અર્પણ કરવામાં આવે એટલે તેનું જે પુણ્ય તેની સમાન તથા સોમયજ્ઞની સમાન મહત્ પુણ્યને આપનારું આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૪

કરોડો કે હજારો હાથી, સેંકડો અશ્વમેધ યજ્ઞો કે કરોડો કન્યાઓના મોટા દાનની સમાન ફળ આપનારું આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૫

લક્ષ્મીના સ્તનથી ઉત્પન્ન થએલું અને મહાદેવને હમેશાં પ્રિય એવું બિલ્વપત્ર હું આપું છું એટલે આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૬

બીલીના વૃક્ષનાં દર્શન અને સ્પર્શ એ સર્વ પાપને નાશ કરનારાં છે એટલું જ નહિ પણ અઘોર પાપ હોય તો તેનો પણ

अघोरपापसंहारमेकबि० ॥ ७ ॥ मूलतो ब्रह्मरूपाय मध्यतो विष्णुरूपिणे । अग्रतः शिवरूपाय ह्येकबि० ॥ ८ ॥ बिल्वाष्टकमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ ॥ सर्वपापविनिर्मुक्तः शिवलोकमवाप्नुयात् ॥ ९ ॥

इति बिल्वाष्टकस्तोत्रं संपूर्णम् ।

## शिवभुजङ्गप्रयातस्तोत्रम् ।

श्रीगणेशाय नमः॥गलद्दानगण्डं मिलद्भृङ्गखण्डं चलच्चारुशुण्डं जगत्त्राणशौण्डम् । लसद्दन्तकाण्डं विपद्भङ्गचण्डं शिवप्रेमपिण्डं भजे

વિનાશ કરનારાં છે અને તેથી આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૭

મૂલમાં બ્રહ્મારૂપ, મધ્યમાં વિષ્ણુરૂપ અને અગ્રભાગમાં શિવરૂપ એવાને નમસ્કાર કરી આ એક બિલ્વપત્ર હું શંકરને અર્પણ કરું છું. ૮

આ કલ્યાણકારક બિલ્વાષ્ટકનો જે મનુષ્ય શંકરની સમીપમાં પાઠ કરે છે તે સર્વ પાપમાંથી મુક્ત થઇ શિવલોકને પામે છે. ૯

ઇતિ શ્રી"બિલ્વાષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ

## શ્રીશિવભુજઙ્ગપ્રયાતસ્તોત્ર

જેના ગંડસ્થલને વિષે મદ ઝરે છે એવા, જેના ઉપર ભમરાઓનાં ટોળાં ભેગાં મળેલાં છે એવા, જેની સુંદર શુંઢ હાલ્યા કરે છે એવા, જે જગતનું રક્ષણ કરવામાં કુશળ, દાંતના કટકાથી સુંદર જણાતા, વિપત્તિઓનાં નાશ કરવામાં પ્રચંડ અને જે શંકરના પ્રેમના સ્થાનરૂપ છે તે વક્રમુખવાળા ગણપતિને હું ભજું છું. ૧

वक्रतुण्डम् ॥१॥ अनाद्यन्तमाद्यं परं तत्त्वमर्थं चिदाकारमेकं तुरीयं त्वमेयम् । हरिब्रह्ममृग्यं परब्रह्मरूपं मनोवागतीतं महः शैवमीडे॥२॥ स्वशक्त्यादिशक्त्यन्तसिंहासनस्थं मनोहारिसर्वाङ्गरत्नादिभूषम् । जटाहीन्दुगङ्गास्थिशश्यर्कमौलिं परं शक्तिमित्रं नुमः पञ्चवक्त्रम् ३ शिवेशानतत्पूरुषाघोरवामादिभिर्ब्रह्मभिर्हृन्मुखैः षड्भिरङ्गैः। अनौपम्यषट्त्रिंशतं तत्त्वविद्यामतीतं परं त्वां कथं वेत्ति को वा

આદિ તથા અંતથી રહિત, સર્વનું આદિ, પરમ તત્ત્વસ્વરૂપ, સત્ય અર્થરૂપ, ચિત્સ્વરૂપ, એક, તુરીયસ્વરૂપ, ન માપી શકાય તેવું, વિષ્ણુ અને બ્રહ્માથી પણ શોધાતું, પરબ્રહ્મરૂપ અને મન અને વાણીને ઓળંધીને રહેલું એવું શંકરસ્વરૂપ જે તેજ છે તેની હું સ્તુતિ કરૂં છું. ૨

પોતાની શક્તિરૂપ આદિશક્તિની સાથે સિંહાસનપર બેઠેલા, સુંદર શરીરપર રત્ન વગેરે અલંકારને ધારણ કરનારા, જટા, સર્પ, ચન્દ્ર, ગંગા, અસ્થિ અને સૂર્યચન્દ્ર(રૂપી નેત્રો)ને મસ્તકપર રાખનારા, પર અને શક્તિના મિત્ર એવા પાંચ મુખવાળા જે શંકર તેમને મારા પ્રણામ હો! ૩

( હે શંભો! ) શિવ, ઇશાન, તત્પૂરુષ, અઘોર, વામદેવ વગેરે નામોથી બ્રહ્મા વગેરે, હૃદય જેમાં મુખ્ય છે એવાં છ અંગોને વિષે જેમનું ધ્યાન કરે છે અને અનુપમ એવાં છત્રીસ તત્ત્વોરૂપ તત્ત્વવિદ્યાને જે ઓળંગીને રહેલા છે એવા પરમ પરમાત્મસ્વરૂપ આપને કોઇ પણ માણુસ કેવી રીતે જાણી શકે? એટલે કે આપ કોઇથી પણ જાણી શકાઓ તેવા નથી. ૪

॥ ४ ॥ प्रवालप्रवाहप्रभाशोणमर्धं मरुत्वन्मणिश्रीमहः श्याममर्धम् । गुणस्यूतमेकं वपुश्चैकमन्तः स्मरामि स्मरापत्तिसंपत्तिहेतुं ॥ ५ ॥ स्वसेवासमायातदेवासुरेन्द्रानमन्मौलिमन्दारमालाभिषिक्तम् । नमस्यामि शम्भो पदाम्भोरुहं ते भवाम्भोधिपोतं भवानीविभाव्यम् ६ जगन्नाथ मन्नाथ गौरीसनाथ प्रपन्नानुकम्पिन्विपन्नार्तिहारिन् । महःस्तोममूर्ते समस्तैकबन्धो नमस्ते नमस्ते पुनस्ते नमोऽस्तु ॥७॥ महादेव देवेश देवादिदेव स्मरारे पुरारे यमारे हरेति । ब्रुवाणः

પ્રવાલના પ્રવાહની કાન્તિસમાન લાલ એવા અર્ધા અંગને તેમ જ દેદીપ્યમાન નીલમણિની કાન્તિસમાન કાળા એવા અર્ધા અંગને જેમ એક દોરીમાં પરોવેલું હોય તેની માફક પોતાના એક જ સ્વરૂપમાં ધારણ કરતા એવા અને કામદેવના નાશના એક કારણભૂત એવા શંકરનું હું અન્તઃકરણમાં સ્મરણ કરું છું. ૫

હે શંભો ! આપની સેવાને માટે આવેલા દેવ, અસુર અને ઇન્દ્રનાં નમન કરતાં મસ્તકોના મુકુટોની મન્દારમાલાઓથી જેમની-પર અભિષેક થએલો છે એવાં, સંસારસમુદ્રને તરવા માટેની એક નાવરૂપ અને પાર્વતી જેની સેવા કરે છે એવાં આપનાં ચરણ કમળને હું પ્રણામ કરું છું. ૬

હે જગતના સ્વામી ! હે મારા રક્ષક ! હે ગૌરીપતિ ! હે શરણાગત પર દયા લાવનાર ! હે આપત્તિરૂપ દુઃખોનો નાશ કરનાર ! હે તેજના સમુદાયરૂપ મૂર્તિવાળા ! હે સમસ્ત જીવોના એક બન્ધુરૂપ ! આપને મારા વારંવાર નમસ્કાર હો ! અને વળી પણ આપને મારા નમસ્કાર હો ! ૭

"હે મહાદેવ ! હે દેવોના ઇશ ! હે દેવોના આદિ દેવ ! હે કામના શત્રુ ! હે ત્રિપુરાસુરના શત્રુ ! હે યમના શત્રુ ! હે દુઃખોને

स्मरिष्यामि भक्त्या भवन्तं ततो मे दयाशील देव प्रसीद ॥ ८ ॥ विरूपाक्ष विश्वेश विद्यादिकेश त्रयीमूल शंभो शिव त्र्यम्बक त्वम् । प्रसीद स्मर त्राहि पश्यावं पुष्य क्षमस्वाप्नुहीति क्षपा हि क्षिपामः ॥ ९ ॥ त्वदन्यः शरण्यः प्रपन्नस्य नेति प्रसीद स्मरन्नेव हन्यास्तु दैन्यम् । न चित्ते भवेद्भक्तवात्सल्यहानिस्ततो मे दयालो दयां संनिधेहि ॥ १० ॥ अयं दानकालस्त्वहं दानपात्रं भवान्नाथ

હરણ કરનાર!" એ પ્રમાણે બોલતો હું ભક્તિથી આપનું સ્મરણ કરીશ માટે હે દયાળુ દેવ! આપ મારાપર પ્રસન્ન થાઓ! ૮

"હે વિરૂપ નેત્રવાળા! હે વિશ્વપતિ! હે વિદ્યા વગેરેના અધિપતિ! હે વેદોના પણ મૂળરૂપ! હે શંભો! હે શિવ! હે ત્ર્યમ્બક–ત્રણ નેત્રવાળા! તમે અમારાપર પ્રસન્ન થાઓ! અમારુ સ્મરણ રાખો, અમારી રક્ષા કરો, અમારા તરફ કૃપાદૃષ્ટિ રાખો, અમારુ સંરક્ષણ કરો, અમારું પોષણ કરો, અમારા અપરાધ ક્ષમા કરો, અમારી સમીપમાં આવો" એ પ્રમાણે બોલતાં બોલતાં અમે રાત્રિઓ ગાળીએ અર્થાત્ અમારો સમય વ્યતીત કરીએ એ પ્રમાણે (હે શંભો!) અમારા પર આપ કૃપા કરો. ૯

આપના સિવાય શરણે આવેલાનું રક્ષણ કરનાર બીજો કોઇ પણ નથી અને તેથી આપ પ્રસન્ન થાઓ અને અમારું સ્મરણ કરી અમારી દીનતાનો નાશ કરો. આપના હૃદયમાંથી ભક્તપરનો વાત્સલ્યભાવ નાશ પામતો નથી માટે હે દયાળુ! મારાપર દયા લાવો. ૧૦

હે નાથ! અત્યારે દાનનો સમય છે, હું દાન આપવાને યોગ્ય છું, આપ દાન આપનાર છો અને તેથી આપના સિવાય

दाता त्वदन्यं न याचे। भवद्भक्तिमेव स्थिरां देहि मह्यं कृपाशील शंभो कृतार्थोस्मि तस्मात् ॥ ११ ॥ पशुं वेत्सि चेन्मां त्वमेवाधिरूढः कलङ्कीति वा मूर्ध्नि धत्से त्वमेव। द्विजिह्वः पुनः सोपि ते कण्ठभूषा त्वदङ्गीकृताः शर्व सर्वेऽपि धन्याः ॥ १२ ॥ न शक्नोमि कर्तुं परद्रोहलेशं कथं प्रीयसे त्वं न जाने गिरीश। तदा हि प्रसन्नोसि कस्यापि कान्तासुतद्रोहिणो वा पितृद्रोहिणो वा ॥ १३ ॥

અન્યની પાસે હુ યાચના કરતો નથી માટે હે કૃપાળુ ! હે શંભો ! આપ આપની અવિચળ એવી ભક્તિ મને આપો અને તેથી જ હું કૃતાર્થ થઇશ. ૧૧

હે પ્રભો ! તમે જો મને પશુસમાન માનતા હો તો તેની ઉપર તો તમે પોતે જ બેસો છો, મને જો કલંકવાળો માનતા હો તો તેવા કલંકવાળા (ચન્દ્ર)ને તો આપ જ મસ્તકપર ધારણ કરો છો અને મને જો બે મોઢે બોલનારો માનતા હો તો તેવો બે જીભવાળો સર્પ તો આપે આપના કંઠના અલંકારરૂપ કરેલો છે તો હે શર્વ ! ખરેખર આપે જેનો અંગીકાર કર્યો છે તે સર્વ કૃતકૃત્ય છે (અને તેથી મને પણ તેવો માનવા છતાંએ આપ જો અંગીકાર કરશો તો હું પણ કૃતકૃત્ય થઇશ.) ૧૨

હે ગિરીશ ! પારકાનો લેશમાત્ર પણ દ્રોહ કરવો હું જાણતો નથી તો પછી આપ મારાપર કેમ પ્રસન્ન થતા નથી તે હું જાણતો નથી ? અને (જો આપ દ્રોહરહિત એવા મારાપર પ્રસન્ન નહિ થાઓ) તો પછી કાન્તા તેમ જ પુત્રનો દ્રોહ કરનાર કે માતાપિતાનો દ્રોહ કરનારનાપર આપ પ્રસન્ન રહો છો શું ? કદી નહિ, તો આપ મારાપર અવશ્ય પ્રસન્ન થાઓ ! ૧૩

स्तुतिं ध्यानमर्चां यथावद्विधातुं भजन्नप्यजानन्महेशावलम्बे ॥
त्रसन्तं सुतं त्रातुमग्रे मृकण्डोर्यमप्राणनिर्वापणं त्वत्पदाब्जम् ॥१४
अकण्ठे कलङ्कादनङ्गेऽभुजङ्गादपाणौ कपालादभालेऽनलाक्षात् ।
अमौलौ शशाङ्कादवामे कलत्रादहं देवमन्यं न मन्ये न मन्ये ॥१५॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं श्रीशिवभुजङ्गप्रयातस्तोत्रं संपूर्णम् ।

## कालभैरवाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ देवराजसेव्यमानपावनाङ्घ्रिपङ्कजं व्यालयज्ञसूत्रमिन्दुशेखरं कृपाकरम् । नारदादियोगिवृन्दवंदितं

હે મહેશ! હું આપનું ભજન કરતો છતો પણ આપના સ્તુતિ, ધ્યાન કે પૂજા વિધિપૂર્વક જાણતો નથી અને તેથી પોતાની પાસે મૃકંડુ ઋષિના ત્રાસ પામેલા પુત્ર માર્કંડેયનું રક્ષણ કરવા માટે યમના પ્રાણનો પણ વિનાશ કરવાને સમર્થ એવાં આપના ચરણકમળનો જ આશ્રય કરું છું. ૧૪.

હે પ્રભો! કંઠમાં કલંક ન હોવાથી, શરીરપર સર્પ ન રહેવાથી, હાથમાં કપાલના અભાવે, કપાળમાં અગ્નિરૂપી નેત્ર ન જોવાથી, મસ્તક પર ચન્દ્ર ન જણાવાથી અને વામાઙ્કમાં સ્ત્રીને ન બેસાડેલી હોવાથી અન્ય દેવને હું દેવ નથી માનતો તે નથી જ માનતો, અર્થાત્ આપ જ સાક્ષાત્ શંકર દેવ છો એમ માની હું આપની સેવા કરું છું. ૧૫.

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "શ્રીશિવભુજઙ્ગપ્રયાતસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીકાલભૈરવાષ્ટકસ્તોત્ર

ઇન્દ્ર જેમનાં પવિત્ર ચરણકમળને સેવે છે એવા, સર્પનું યજ્ઞોપવીત ધારણ કરનારા, મસ્તકને વિષે ચન્દ્રને રાખનારા,

दिगम्बरं काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ १ ॥ भानुकोटिभास्वरं भवाब्धितारकं परं नीलकण्ठमीप्सितार्थदायकं त्रिलोचनम् । कालकालमम्बुजाक्षमक्षशूलमक्षरं काशिका० ॥ २ ॥ शूलटङ्कपाशदण्डपाणिमादिकारणं श्यामकायमादिदेवमक्षरं निरामयम् । भीमविक्रमं प्रभुं विचित्रताण्डवप्रियं काशिका० ॥ ३ ॥ भुक्तिमुक्तिदायकं प्रशस्तचारुविग्रहं भक्तवत्सलं स्थितं समस्तलो

દયાળુ, નારદ વગેરે યોગિઓના સમૂહવડે વન્દન કરાએલા અને દિશારૂપી વસ્ત્રવાળા એવા કાશીનગરીના અધિપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૧

કરોડો સૂર્યસમાન કાંતિવાળા, સંસારસાગરમાંથી તારનારા, સર્વથી પર, કાળા કંઠવાળા, ઇચ્છિત અર્થને આપનારા, ત્રણ નેત્રવાળા, કાલના પણ કાલરૂપ, કમળસરખાં નેત્રવાળા, અક્ષસૂત્ર અને ત્રિશૂલને ધારણ કરનારા અને અવિનાશી એવા કાશી નગરીના અધિપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૨

હાથમાં ત્રિશૂલ, ટંક, પાશ અને દંડને ધારણ કરનારા, સર્વના આદિકારણભૂત, શ્યામ દેહવાળા, સર્વના આદિદેવ, અવિનાશી, રોગરહિત, ભયંકર પરાક્રમવાળા, સર્વના અધિષ્ઠાતા અને વિચિત્ર પ્રકારનું તાંડવ જેમને પ્રિય છે એવા કાશી નગરીના અધિપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૩

ભોગ અને મોક્ષને આપનાર, ઉત્તમ પ્રકારના સુંદર શરીરવાળા, ભક્તપર પ્રેમ રાખનારા, અવિચળ, સમસ્ત લોકરૂપી શરીરને ધારણ કરનારા અને મધુરનાદ કરતી સુવર્ણની સુંદર ઘુઘરીઓથી

कविग्रहम् । विनिक्वणन्मनोज्ञहेमकिङ्किणीलसत्कटिं काशिका० ॥ ४ ॥ धर्मसेतुपालकं त्वधर्ममार्गनाशकं कर्मपाशमोचकं सुशर्मदायकं विभुम् । स्वर्णवर्णशेषपाशशोभिताङ्गमण्डलं काशिका० ॥ ५ ॥ रत्नपादुकाप्रभाभिरामपादयुग्मकं नित्यमद्वितीयमिष्टदैवतं निरञ्जनम् । मृत्युदर्पनाशनं करालदंष्ट्रमोक्षणं काशिका० ॥६॥ अट्टहासभिन्नपद्मजाण्डकोशसन्ततिं दृष्टिपातनष्टपापजालमुग्रशासनम् । अष्टसिद्धिदायकं कपालमालिकन्धरं काशिका० ॥ ७ ॥

શોભતી કટિવાળા એવા કાશી નગરીના અધિપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૪

ધર્મરૂપી સેતુના પાલક, અધર્મના માર્ગનો નાશ કરનાર, કર્મબંધનમાંથી છોડાવનાર, ઉત્તમ રીતે કલ્યાણ કરનાર, વ્યાપક અને સુવર્ણસમાન વર્ણવાળા શેષનાગરૂપી પાશ વડે જેમનાં પ્રત્યેક અંગ શોભાયમાન છે એવા કાશી નગરીના અધિપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૫.

રત્નજડિત પાદુકાઓની કાન્તિથી જેમનાં બંને ચરણો સુંદર જણાય છે એવા, નિત્ય, અદ્વિતીય, પ્રત્યેકના ઇષ્ટ દૈવતરૂપ, નિરંજન, મૃત્યુના ગર્વનો નાશ કરનાર અને વિકરાળ દાઢના ભયથી અર્થાત્ મૃત્યુથી (ભક્તને) મુક્ત કરનાર એવા કાશી નગરીના અધિપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૬.

અટ્ટહાસ્ય વડે કમળમાંથી ઉત્પન્ન થએલાં અનેક બ્રહ્માંડોને જેમણે ભેદી નાંખ્યાં છે એવા, દૃષ્ટિના પતનમાત્રથી જ સર્વના પાપસમૂહને નાશ કરનારા, ભયંકર શાસનવાળા, આઠ પ્રકારની સિદ્ધિ આપનારા અને કાંધપર કપાલોની માળા પહેરનારા એવા કાશી નગરીના આધપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૭.

भूतसंघनायकं विशालकीर्तिदायकं काशिवासलोकपुण्यपापशोधकं विभुम् । नीतिमार्गकोविदं पुरातनं जगत्पतिं काशिका० ॥ ८ ॥

कालभैरवाष्टकं पठन्ति ये मनोहरं ज्ञानमुक्तिसाधनं विचित्रपुण्यवर्धनम् । शोकमोहदैन्यलोभकोपतापनाशनं ते प्रयान्ति कालभैरवाङ्घ्रिसंनिधिं ध्रुवम् ॥ ९ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं कालभैरवाष्टकस्तोत्रं संपूर्णम् ।

સર્વ ભૂતોના નાયક, વિશાળ કીર્તિને આપનારા, કાશીમાં નિવાસ કરનાર લોકોનાં પુણ્ય અને પાપોના શોધક અથવા પોતાના નિવાસરૂપી પુણ્ય વડે પાપોનો નાશ કરનારા, સર્વવ્યાપક, નીતિમાર્ગમાં પ્રવીણ, સનાતન અને જગતનું રક્ષણ કરનાર એવા કાશી નગરીના અધિપતિ કાલભૈરવનું હું ભજન કરું છું. ૮.

આ જ્ઞાન અને મુક્તિના સાધનભૂત, વિવિધ પ્રકારનાં પુણ્યોને વધારનારું અને શોક, મોહ, દૈન્ય, લોભ, કોપ અને તાપોનો નાશ કરનાર મનોહર ભૈરવાષ્ટકનો જે મનુષ્યો પાઠ કરે છે તેઓ અવશ્ય રીતે કાલભૈરવનાં ચરણકમળને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. ૯

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "કાલભૈરવાષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ.

## इति शिवस्तोत्राणि ।

---

॥ श्रीलक्ष्मीनारायणाभ्यां नमः ॥



मुकुन्द मूर्ध्ना प्रणिपत्य याचे भवन्तमेकान्तमियन्तमर्थम् ।
अविस्मृतिस्त्वच्चरणारविन्दे भवे भवे मेऽस्तु तव प्रसादात् ॥

ધી ઇન્ડીયન, આર્ટ પ્રેસ કાલબાદેવી, મુંબઈ.

# श्रीविष्णुस्तोत्राणि ।



## नारायणवर्म ।

श्रीगणेशाय नमः ॥ राजोवाच । येन गुप्तः सहस्राक्षः सवाहान् रिपुसैनिकान् । क्रीडन्निव विनिर्जित्य त्रिलोक्या बुभुजे श्रियम् ॥ १ ॥ भगवंस्तन्ममाख्याहि वर्म नारायणात्मकम् । यथाततायिनः शत्रून् येन गुप्तोऽजयन्मृधे ॥ २ ॥ श्रीशुक उवाच । वृतः पुरोहितस्त्वाष्ट्रो महेन्द्रायानुपृच्छते । नारायणाख्यं वर्माह तदिहैकमनाः शृणु ॥ ३ ॥ विश्वरूप उवाच । धौताङ्घ्रिपाणि-

## શ્રીવિષ્ણુસ્તોત્રો.

### શ્રીનારાયણકવચ

પરીક્ષિત્ રાજા પૂછે છેઃ–હે ભગવન્ ! જે કવચની વિદ્યાવડે રક્ષાયલા ઇન્દ્રે વાહનો સહિત શત્રુઓના યોદ્ધાઓને જાણે રમતા હોયની તેમ હરાવીને ત્રણે લોકની લક્ષ્મીને ભોગવી હતી તે નારાયણ નામનું કવચ આપ મને કહો, તેમ જે કવચવડે રક્ષાયલા ઇન્દ્રે આતતાયિ શત્રુઓને યુદ્ધમાં જે પ્રમાણે જીત્યા હતા તે પણ આપ મને કહો. ૧–૨

શ્રીશુકદેવજી બોલ્યાઃ–પુરોહિતરૂપે ઠેરવેલા ત્વષ્ટ્રાના પુત્ર વિશ્વરૂપે ઇન્દ્રના પૂછવાથી તેને આ "નારાયણકવચ" કહ્યું હતું તે તમે અહીં સાવધાન થઇને સાંભળો. ૩

राचम्य सपवित्र उदङ्मुखः । कृतस्वाङ्गकरन्यासो मन्त्राभ्यां वाग्यतः शुचिः ॥ ४ ॥ नारायणमयं वर्म संनह्येद्भय आगते । (दैवभूतात्मकर्मभ्यो नारायणमयः पुमान्) । पादयोर्जानुनोरूर्वोरुदरे हृद्यथोरसि ॥ ५ ॥ मुखे शिरस्यानुपूर्व्यादोङ्कारादीनि विन्यसेत् । ॐनमो नारायणायेति विपर्ययमथापि वा ॥ ६ ॥ करन्यासं ततः कुर्याद्द्वादशाक्षरविद्यया । प्रणवादि यकारान्तमङ्गुल्य-

વિશ્વરૂપ કહે છેઃ–જ્યારે કોઇ ભયનો સમય પ્રાપ્ત થયો હોય ત્યારે મનુષ્યે હાથપગ ધોઇ, આચમન કરી, દર્ભની પવિત્રી ધારણ કરી, ઉત્તર દિશા તરફ મુખ રાખી, અષ્ટાક્ષર તથા દ્વાદશાક્ષર મંત્રથી હૃદયાદિ અંગન્યાસ તથા કરન્યાસ કરી, વાણીને નિયમમાં રાખી, પવિત્ર થઇને "નારાયણકવચ"ને ધારણ કરવું. તેમાં "ॐ नमो नारायणाय"એ અષ્ટાક્ષર મંત્રના ઓંકારાદિ અક્ષરોનો ક્રમે કરી બે પગ, બે ગોઠણ, બે સાથળ, પેટ, હૃદય, વક્ષઃસ્થળ, મુખ તથા મસ્તક એ આઠ અંગમાં ન્યાસ કરવો અથવા તો અવળા ક્રમથી એટલે 'य'થી માંડીને એક એક અક્ષરનો અવળા જ ક્રમે મસ્તક વગેરે અંગોમાં ન્યાસ કરવો. ૪–૬

ત્યાર પછી "ॐ नमो भगवते वासुदेवाय" એ દ્વાદશાક્ષર મંત્રવડે આંગળીઓ તથા અંગુઠાના પર્વોમાં 'ॐ' થી માંડી 'य' સુધીના [1]કરન્યાસ કરવા. ૭

---

૧ એનો ક્રમ એવો છે કે મંત્રના પ્રત્યેક અક્ષરને ॐકારથી યુક્ત કરીને જમણા હાથની તર્જનીથી આરંભી ડાબા હાથની તર્જની સુધી આઠ અક્ષરોનો અને અંગુઠાનાં ઉપરનાં બે પર્વ તથા નીચેનાં બે પર્વોમાં બાકીના ચાર અક્ષરોનો ન્યાસ કરવો. એમ દ્વાદશાક્ષરના કરન્યાસ કરવા.

ङ्गुष्ठपर्वसु ॥ ७ ॥ न्यसेद्धृदय ॐकारं विकारमनु मूर्धनि । षकारं तु भ्रुवोर्मध्ये णकारं शिखया न्यसेत् ॥८॥ वेकारं नेत्रयोर्युञ्ज्यान्नकारं सर्वसन्धिषु । मकारमस्त्रमुद्दिश्य मन्त्रमूर्तिर्भवेद्बुधः ॥ ९ ॥ सविसर्गं फडन्तं तत्सर्वदिक्षु विनिर्दिशेत् । ॐविष्णवे नमः॥१०॥ इत्यात्मानं परं ध्यायेद्ध्येयं षट्शक्तिभिर्युतम् । विद्यातेजस्तपोमूर्तिमिमं मन्त्रमुदाहरेत् ॥ ११ ॥ ॐ हरिर्विदध्यान्मम सर्वरक्षां न्यस्ताङ्घ्रिपद्मः पतगेन्द्रपृष्ठे । दरारिचर्मासिगदेषु-

ત્યાર પછી "ॐ विष्णवे नमः" એ મંત્રથી અંગન્યાસ કરવા. તેમાં ૐકારનો હૃદયમાં ન્યાસ કરવો. (ૐકાર બોલી હાથથી હૃદનો સ્પર્શ કરવો), વિકારનો મસ્તકમાં ન્યાસ કરવો, ષકારનો બે ભ્રકુટિઓની વચમાં ન્યાસ કરવો, ણકારનો શિખામાં ન્યાસ કરવો, વેકારનો નેત્રોમાં ન્યાસ કરવો, નકારનો સર્વ સંધિઓમાં ન્યાસ કરવો અને વિસર્ગસહિત મકારનો "मः अस्त्राय फट्" એમ ફટ્ પર્યંત બોલી સર્વ દિશાઓમાં ન્યાસ કરવો. આ પ્રમાણે જ્ઞાની મનુષ્યે (મંત્રોથી ન્યાસાદિ કરી) મંત્રવેત્તા થવું. એ પ્રમાણે "ॐ विष्णवे नमः" એ અંગન્યાસનો મંત્ર છે. ૮-૧૦

ત્યાર પછી ધ્યાન કરવા યોગ્ય, છ શક્તિઓ વડે યુક્ત અને વિદ્યા, તેજ તથા તપની મૂર્તિરૂપ એવા પરમાત્માનું ધ્યાન કરી આ 'નારાયણકવચ'રૂપી મંત્રનો પાઠ કરવો. ૧૧

ગરુડની પીઠ ઉપર જેમણે પોતાનાં ચરણકમળ રાખેલાં છે એવા, આઠ સિદ્ધિઓ વાળા, આઠ હાથવાળા અને તેમાં શંખ, ચક્ર, ઢાલ, તલવાર, ગદા, બાણ, ધનુષ્ય તથા પાશને ધારણ કરનાર શ્રીહરિ મારી સર્વ પ્રકારે રક્ષા કરો. ૧૨

चापपाशान्दधानोऽष्टगुणोऽष्टबाहुः ॥ १२ ॥ जलेषु मां रक्षतु मत्स्यमूर्तिर्यादोगणेभ्यो वरुणस्य पाशात् । स्थलेषु मायाबटुवामनोऽव्यात्त्रिविक्रमः खेऽवतु विश्वरूपः ॥ १३ ॥ दुर्गेष्वटव्याजिमुखादिषु प्रभुः पायान्नृसिंहोऽसुरयूथपारिः । विमुञ्चतो यस्य महाट्टहासं दिशो विनेदुर्न्यपतंश्च गर्भाः ॥ १४ ॥ रक्षत्वसौ माऽध्वनि यज्ञकल्पः स्वदंष्ट्रयोन्नीतधरो वराहः । रामोऽद्रिकूटेष्वथ विप्रवासे सलक्ष्मणोऽव्याद्भरताग्रजो माम् ॥ १५ ॥ मामुग्रधर्मादखिलात्प्रमादान्नारायणः पातु नरश्च हासात् । दत्तस्त्वयोगादथ

મત્સ્યાવતાર ધારણ કરનાર ભગવાન્ જલમાં જલના જંતુઓથી તથા વરુણના પાશથી મારી રક્ષા કરો, માયા વડે બટુકરૂપ બનેલા વામનજી સ્થળમાં મારી રક્ષા કરો અને વિશ્વરૂપ એવા ત્રિવિક્રમ ભગવાન્ આકાશમાં મારી રક્ષા કરો. ૧૩

અસુરોના અધિપતિઓના શત્રુ એવા નૃસિંહ કે જે નૃસિંહના ખડખડાટ હસવાથી દિશાઓ ગાજી ઉઠી હતી અને (ગર્ભિણીઓના) ગર્ભ પડી ગયા હતા તે નૃસિંહ ભગવાન્ દુઃખકારક એવા રણુવગડાઓમાં તથા સંગ્રામ વગેરેમાં મારી રક્ષા કરો. ૧૪

પોતાની દાઢવડે પાતાળમાંથી પૃથ્વીનો જેમણે ઉદ્ધાર કર્યો છે એવા ભગવાન્ યજ્ઞમૂર્તિ વરાહ માર્ગમાં મારી રક્ષા કરો, ભગવાન્ પરશુરામ પર્વતોનાં શિખરો ઉપર મારી રક્ષા કરો અને ભરતજીના જ્યેષ્ઠ ભ્રાતા રામ, લક્ષ્મણસહિત પ્રવાસમાં મારી રક્ષા કરો. ૧૫

ભગવાન્ નારાયણ અભિચાર વગેરે સર્વ ઉગ્ર ધર્મમાંથી તથા પ્રમાદમાંથી મારી રક્ષા કરો, નર ભગવાન્ ગર્વમાંથી મારી રક્ષા

योगनाथः पायाद्गुणेशः कपिलः कर्मबन्धात् ॥ १६ ॥ सनत्कुमारोऽवतु कामदेवाद्धयाननो मां पथि देवहेलनात् । देवर्षिवर्यः पुरुषार्चनान्तरात्कूर्मो हरिर्मां निरयादशेषात् ॥ १७ ॥ धन्वन्तरिर्भगवान्पात्वपथ्याद्द्वन्द्वाद्भयादृषभो निर्जितात्मा । यज्ञश्च लोकादवताज्जनान्ताद्बलो गणात्क्रोधवशादहीन्द्रः ॥ १८ ॥ द्वैपायनो भगवानप्रबोधाद्बुद्धस्तु पाषण्डगणात्प्रमादात् । कल्किः कलेः कालमलात्प्रपातु धर्मावनायोरुकृतावतारः ॥ १९ ॥ मां केशवो गदया

કરો, યોગના સ્વામી દત્તાત્રેય યોગભ્રષ્ટ સ્થિતિથી મારી રક્ષા કરો અને ગુણોના સ્વામી કપિલદેવ કર્મનાં બંધનોમાંથી મારી રક્ષા કરો.૧૬

સનત્કુમાર કામદેવથી મારી રક્ષા કરો, હયગ્રીવ ભગવાન્ રસ્તામાં જતા દેવોના અપરાધમાંથી મારી રક્ષા કરો, દેવર્ષિઓમાં શ્રેષ્ઠ એવા નારદમુનિ પરમાત્માની સેવામાં થતાં વિઘ્નોમાંથી મારી રક્ષા કરો અને કૂર્માવતારને ધારણ કરનાર શ્રીહરિ સર્વ પ્રકારનાં નરકમાંથી મારી રક્ષા કરો. ૧૭

ભગવાન્ ધન્વંતરિ કુપથ્યમાંથી મારી રક્ષા કરો, જિતેન્દ્રિય એવા ભગવાન્ ઋષભદેવ કામક્રોધાદિ દ્વન્દ્વોના ભયમાંથી મારી રક્ષા કરો, યજ્ઞપુરુષ ભગવાન્ લોકાપવાદથી મારી રક્ષા કરો, બલભદ્ર મનુષ્યો સંબંધી ઉપદ્રવોમાંથી મારી રક્ષા કરો અને ભગવાન્ શેષ ક્રોધવશ નામના સર્પોના ગણોથી મારી રક્ષા કરો. ૧૮

ભગવાન્ વેદવ્યાસ અજ્ઞાનથી મારી રક્ષા કરો, ભગવાન બુદ્ધ પાખંડીઓના ટોળાંથી અને પ્રમાદથી મારી રક્ષા કરો અને ધર્મના રક્ષણ માટે અવતાર ધારણ કરનાર કલ્કિ ભગવાન્ કાલના મલરૂપ એવા કલિયુગથી મારી રક્ષા કરો. ૧૯

प्रातरव्याद्गोविन्द आसङ्गव आत्तवेणुः । नारायणः प्राह्ण उदात्तशक्तिर्मध्यन्दिने विष्णुररीन्द्रपाणिः ॥ २० ॥ देवोऽपराह्णे मधुहोग्रधन्वा सायं त्रिधामावतु माधवो माम् । दोषे हृषीकेश उतार्धरात्रे निशीथ एकोऽवतु पद्मनाभः ॥ २१ ॥ श्रीवत्सधामाऽपररात्र ईशः प्रत्यूष ईशोऽसिधरो जनार्दनः । दामोदरोऽव्यादनुसन्ध्यं प्रभाते विश्वेश्वरो भगवान्कालमूर्तिः ॥ २२ ॥ चक्रं युगान्तानल-

કેશવ ભગવાન્ ગદાવડે પ્રભાતમાં મારી રક્ષા કરો, બંસીને ધારણ કરનાર ભગવાન્ ગોવિંદ સંગવ[1] કાળમાં મારી રક્ષા કરો, સાંગને ધારણ કરનાર ભગવાન્ નારાયણ પૂર્વ કાળમાં મારી રક્ષા કરો અને ચક્રને ધારણ કરનાર વિષ્ણુ ભગવાન્ મધ્યાહ્ન કાળમાં મારી રક્ષા કરો. ૨૦

ઉગ્ર ધનુષ્યને ધારણ કરનાર અને મધુ દૈત્યનો સંહાર કરનાર ભગવાન્ અપરાહ્ન કાળમાં મારી રક્ષા કરો, બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર સ્વરૂપી ભગવાન્ માધવ સાયંકાળમાં મારી રક્ષા કરો, હૃષીકેશ (ઇન્દ્રિયોના સ્વામી) ભગવાન્ પ્રદોષકાલમાં મારી રક્ષા કરો અને એક પદ્મનાભ પ્રભુ અર્ધ રાત્રિમાં તથા રાત્રિમાં મારી રક્ષા કરો. ૨૧

શ્રીવત્સનું જેમને ચિહ્ન છે એવા ભગવાન્ પાછલી રાત્રિએ મારી રક્ષા કરો, તલવારને ધારણ કરનાર જનાર્દન ભગવાન્ મળસકે મારી રક્ષા કરો, ભગવાન્ દામોદર દિવસરાત્રિની સર્વ સંધિઓમાં મારી રક્ષા કરો અને કાળસ્વરૂપ એવા ભગવાન્ વિશ્વેશ્વર પ્રભાતમાં મારી રક્ષા કરો. ૨૨

---

૧ પ્રાતઃકાલથી આરંભી ત્રણ મુહુર્ત સુધીના કાળને 'સંગવ' કાળ કહેવામાં આવે છે.

तिग्मनेमि भ्रमत्समंताद्भगवत्प्रयुक्तम् । दन्दग्धि दन्दग्ध्यरिसैन्य-माशु कक्षं यथा वातसखो हुताशः ॥ २३ ॥ गदेऽशनिस्पर्शन-विस्फुलिङ्गे निष्पिण्ढि निष्पिण्ढ्यजितप्रियासि । कूष्माण्डवैनाय-कयक्षरक्षोभूतग्रहांश्चूर्णय चूर्णयारीन् ॥ २४ ॥ त्वं यातुधानप्र-मथप्रेतमातृपिशाचविप्रग्रहघोरदृष्टीन् । नरेन्द्र विद्रावय कृष्णपूरितो भीमस्वनोऽरेर्हृदयानि कम्पयन् ॥२५॥ त्वं तिग्मधारासिवरारिसै-न्यमीशप्रयुक्तो मम छिन्धि छिन्धि । चक्षूंषि चर्मन् शतचन्द्र छादय द्विषामघानां हर पापचक्षुषाम् ॥ २६ ॥ यन्नो भयं ग्रहेभ्योऽभू-

હે પ્રલયકાળના અગ્નિસમાન તીક્ષ્ણ ધારવાળા ભગવાને મુકેલા ચક્ર! તું ચારે તરફ ભમીને વાયુનો મિત્ર (વાયુસહિત) અગ્નિ ઘાસની ગંજીને જેમ તુરત બાળી મુકે છે તે પ્રમાણે (મારા) શત્રુના સૈન્યને તુરત બાળી નાંખ બાળી નાંખ. ૨૩

હે વજ્રસમાન (તીક્ષ્ણ) સ્પર્શવાળી તણખાયુક્ત ગદા! કોઇથી પણ ન જીતાયલા એવા ભગવાન્‌ને તું પ્રિય છે માટે તું કૂષ્માંડ, વૈનાયક, યક્ષ, રાક્ષસ, ભૂત તથા ગ્રહોને કચડી નાંખ અને (મારા) શત્રુઓના ચૂરેચૂરા કરી નાંખ. ૨૪

હે શંખોમાં શ્રેષ્ઠ એવા પાંચજન્ય શંખ! શ્રીકૃષ્ણ ભગ-વાને ફૂંકવાથી ભયંકર શબ્દ કરનારો તું (મારા) શત્રુઓના હૃદયોને કંપાવતો થકો રાક્ષસ, પ્રમથ, પ્રેત, માતૃકાગણ, પિશાચ, બ્રહ્મ-રાક્ષસ, ગ્રહો તથા બીજા ભયંકર દૃષ્ટિવાળાઓને નસાડી મૂક. ૨૫

હે તીક્ષ્ણ ધારવાળી ઉત્તમ તલવાર! તું ભગવાનની પ્રેર-ણાથી મારા શત્રુઓનાં સૈન્યને કાપી નાખ કાપી નાખ; હે સો ચન્દ્રની સમાન જણાતી ઢાલ! તું મારા શત્રુઓનાં નેત્રોને ઢાંકી દે અને તે પાપી નજરવાળાઓની પાપમય દૃષ્ટિને હરી લે. ૨૬

त्केतुभ्यो नृभ्य एव च । सरीसृपेभ्यो दंष्ट्रिभ्यो भूतेभ्योऽघेभ्य एव च ॥ २७ ॥ सर्वाण्येतानि भगवन्नामरूपास्त्रकीर्तनात् । प्रयान्तु संक्षयं सद्यो येऽन्ये श्रेयःप्रतीपकाः ॥ २८ ॥ गरुडो भगवांस्तोत्रस्तोभश्छन्दोमयः प्रभुः । रक्षत्वशेषकृच्छ्रेभ्यो विष्वक्सेनः स्वनामभिः ॥ २९ ॥ सर्वापद्भ्यो हरेर्नामरूपयानायुधानि नः । बुद्धीन्द्रियमनःप्राणान् पान्तु पार्षदभूषणाः ॥ ३० ॥ यथा हि भगवानेव वस्तुतः सदसच्च यत् । सत्येनानेन नः सर्वे यान्तु नाशमुपद्रवाः ॥ ३१ ॥ यथैकात्म्यानुभावानां विकल्परहितः

વળી અમને ગ્રહોથી, કેતુઓથી કે મનુષ્યોથી જે ભય હોય તે, તેમ જ સર્પોથી, દાઢવાળાં પ્રાણીઓથી કે પાપોથી જે ભય હોય તે એમ એ સર્વ ભયો તેમ જ જેઓ અમારાં કલ્યાણમાં વિઘ્ન કરનારાં હોય તે સર્વ આ ભગવાનના નામરૂપી અસ્ત્રના કીર્તન થકી અર્થાત્ 'નારાયણકવચ'ના પાઠથી તત્કાળ વિનાશ પામો! ૨૭–૨૮

(સામવેદનાં) સ્તોત્રોથી સ્તુતિ કરાયલા, વેદમય તથા સમર્થ એવા ગરુડ ભગવાન્ સર્વ દુઃખોમાંથી મારી રક્ષા કરો, તેમ ભગવાન્ વિષ્વક્સેન પણ પોતાનાં નામસ્મરણવડે સર્વ દુઃખોમાંથી મારી રક્ષા કરો. ૨૯

શ્રીહરિનાં નામ, રૂપ, વાહન તથા આયુધો સર્વ આપત્તિઓમાંથી અમારી રક્ષા કરો અને તેમના શ્રેષ્ઠ પાર્ષદો અમારાં બુદ્ધિ, ઇન્દ્રિયો, મન અને પ્રાણોની રક્ષા કરો. ૩૦

સદ્–અસદ્રૂપ જે કંઈ વસ્તુમાત્ર છે તે ભગવાનરૂપ જ છે એમ જે કહેવાયલું છે એ સત્ય વડે અમારા સર્વ ઉપદ્રવો નાશ પામો. ૩૧

स्वयम्। भूषणायुधलिङ्गाख्या धत्ते शक्तीः स्वमायया ॥ ३२ ॥
तेनैव सत्यमानेन सर्वज्ञो भगवान् हरिः। पातु सर्वैः स्वरूपैर्नः
सदा सर्वत्र सर्वगः ॥ ३३ ॥ विदिक्षु दिक्षूर्ध्वमधः समन्तादन्त-
र्बहिर्भगवान्नारसिंहः। प्रहापयँल्लोकभयं स्वनेन स्वतेजसा ग्रस्तस-
मस्ततेजाः ॥ ३४ ॥ मघवन्निदमाख्यातं वर्म नारायणात्मकम्।
विजेष्यस्यञ्जसा येन दंशितोऽसुरयूथपान् ॥ ३५ ॥ एतद्धारय-
माणस्तु यं यं पश्यति चक्षुषा। पदा वा संस्पृशेत्सद्यः साध्व-

જેમ ભગવાન પોતે અભેદદૃષ્ટિવાળા મનુષ્યોને ભેદરહિત જોવામાં આવે છે અને તે પોતાની માયાવડે જ અલંકાર, આયુધ તથા ચિહ્ન નામની શક્તિઓને ધારણ કરે છે એ જે સત્ય છે તે સત્યના પ્રમાણવડે જ સર્વજ્ઞ તથા સર્વવ્યાપક એવા ભગવાન શ્રીહરિ (પોતાનાં) સર્વ પ્રકારનાં સ્વરૂપોવડે હમેશાં સર્વ ઠેકાણે મારી રક્ષા કરો. ૩૨–૩૩

પોતાની ગર્જનાથી લોકોના ભયનો નાશ કરનારા અને પોતાના તેજથી સમસ્ત દેવાદિનાં તેજને ગળી જનારા–નષ્ટ કરનારા–એવા ભગવાન્ નારસિંહ દિશાઓના ખુણાઓમાં, દિશાઓમાં, ઉપર, નીચે, ચારે બાજુ, અંદર અને બહાર સર્વત્ર મારી રક્ષા કરો. ૩૪

વિશ્વરૂપ કહે છે:–હે ઇન્દ્ર! મેં તમને આ 'નારાયણ' નામનું કવચ કહ્યું, કે જેને ધારણ કરવાથી તમે વિનાશ્રમે અસુરોના અધિપતિઓને જીતશો. ૩૫

આ "નારાયણકવચ"ને ધારણ કરનાર મનુષ્ય પોતાની દૃષ્ટિથી જેને જેને જુએ છે અથવા પગવડે સ્પર્શ કરે છે તે તત્કાળ ભયમાંથી મુક્ત થાય છે. ૩૬

सात्स विमुच्यते ॥ ३६ ॥ न कुतश्चिद्भयं तस्य विद्यां धारयतो भवेत् । राजदस्युग्रहादिभ्यो व्याघ्यादिभ्यश्च कर्हिचित् ॥ ३७॥ इमां विद्यां पुरा कश्चित्कौशिको धारयन् द्विजः । योगधारणया स्वाङ्गं जहौ स मरुधन्वनि ॥ ३८ ॥ तस्योपरि विमानेन गन्धर्वपतिरेकदा । ययौ चित्ररथः स्त्रीभिर्वृतो यत्र द्विजक्षयः ॥३९॥ गगनान्न्यपतत्सद्यः सविमानो ह्यवाक्शिराः । स वालखिल्यवचनादस्थीन्यादाय विस्मितः । प्रास्य प्राचीसरस्वत्यां स्नात्वा धाम स्वमन्वगात् ॥ ४० ॥ श्रीशुक उवाच । य इदं शृणुयात्काले

આ "નારાયણકવચ"ની વિદ્યા ધારણ કરનાર મનુષ્યને કયારે પણ રાજાઓ, ચોર કે ગ્રહો તરફથી કે વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓ તરફથી કે અથવા કોઇના તરફથી પણ ભય પ્રાપ્ત થતો નથી. ૩૭

પૂર્વે કોઇ એક કૌશિક નામના બ્રાહ્મણે આ વિદ્યાને ધારણ કરી હતી અને ત્યાર પછી મરુભૂમિમાં યોગધારણાવડે તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો હતો. ૩૮

ત્યાર પછી એક દિવસ ગન્ધર્વોનો રાજા ચિત્રરથ સ્ત્રીઓથી વિંટાઇને વિમાનમાં બેસીને જ્યાં આગળ પેલો કૌશિક બ્રાહ્મણ મૃત્યુ પામ્યો હતો ત્યાં ગયો. જેવો તે ત્યાં ગયો કે તત્કાલ આકાશમાંથી વિમાનસહિત ઉંધે મસ્તકે નીચે પડ્યો. ત્યાર પછી વાલખિલ્ય ઋષિના કહેવાથી (સર્વ ઇતિહાસ સાંભળી) તેણે તે કૌશિકનાં હાડકાં લઇને પ્રાચી સરસ્વતી નામની નદીમાં નાખ્યાં અને તેમાં સ્નાન કરી પછી આશ્ચર્ય પામતો પામતો તે પોતાના સ્થાન તરફ ગયો. ૩૯-૪૦

શ્રીશુકદેવજી કહે છેઃ-હે રાજન્! જે મનુષ્ય આ "નારાયણકવચ"ને યોગ્ય સમયે ભક્તિપૂર્વક સાંભળે છે અથવા ધારણ કરે છે

यो धारयति चादृतः । तं नमस्यन्ति भूतानि मुच्यते सर्वतो भयात् ॥ ४१ ॥ एतां विद्यामधिगतो विश्वरूपाच्छतक्रतुः । त्रैलोक्यलक्ष्मीं बुभुजे विनिर्जित्य मृधेऽसुरान् ॥ ४२ ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे नारायणवर्मकथनं नामाष्टमोऽध्यायः ।

## विष्णुपञ्जरस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ ॐ अस्य श्रीविष्णुपञ्जरस्तोत्रमन्त्रस्य नारद ऋषिः । अनुष्टुप् छन्दः । श्रीविष्णुः परमात्मा देवता । अहं बीजम् । सोहं शक्तिः । ॐ ह्रीं कीलकम् । मम सर्वदेहरक्षणार्थं जपे विनियोगः । नारदऋषये नमः मुखे । श्रीविष्णुपरमात्मदेवतायै

તેને સર્વ પ્રાણીઓ નમન કરે છે અને તે સર્વ પ્રકારના ભયમાંથી મુક્ત થાય છે. ૪૧

ઇન્દ્રે વિશ્વરૂપ પાસેથી આ "નારાયણકવચ"ની વિદ્યાને મેળવીને-ભણીને સંગ્રામમાં અસુરોને જીતી ત્રણે લોકની લક્ષ્મીને ભોગવી હતી. ૪૨

ઇતિ શ્રીમદ્‌ભાગવતમાં છઠ્ઠા સ્કંધમાં "નારાયણકવચ" નામનું સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીવિષ્ણુપંજરસ્તોત્ર

ૐ આ શ્રીવિષ્ણુપઞ્જરસ્તોત્રમન્ત્રના નારદ ઋષિ છે, અનુષ્ટુપ્ છન્દ છે, શ્રીવિષ્ણુ પરમાત્મા દેવતા છે, અહં બીજ છે, સોહં શક્તિ છે, ૐ હ્રીં કીલક છે અને મારા સર્વ દેહની રક્ષાને માટે જપ કરવામાં હું એનો વિનિયોગ કરું છું.

આમ ઉપર પ્રમાણે બોલી સંકલ્પ કરવો અને ત્યાર પછી નીચે પ્રમાણે ન્યાસ કરવાઃ

नमः हृदये । अर्हं बीजं गुह्ये । सोहं शक्तिः पादयोः । ॐ ह्रीं कीलकं पादाग्रे । ॐ ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः इति मन्त्रः । ॐ ह्रां अङ्गुष्ठाभ्यां नमः । ॐ ह्रीं तर्जनीभ्यां नमः । ॐ ह्रूं मध्यमाभ्यां नमः । ॐ ह्रैं अनामिकाभ्यां नमः । ॐ ह्रौं कनिष्ठिकाभ्यां नमः । ॐ ह्रः करतलकरपृष्ठाभ्यां नमः । इति करन्यासः । अथ हृदयादिन्यासः ॐ ह्रां हृदयाय नमः । ॐ ह्रीं शिरसे स्वाहा । ॐ ह्रूं शिखायै वषट् । ॐ ह्रैं कवचाय हुम् । ॐ ह्रौं नेत्रत्रयाय वौषट् । ॐ ह्रः अस्त्राय फट् । इति

'नारद ऋषये नमः' કહી મુખે સ્પર્શ કરવો. 'श्रीविष्णुपरमात्मदेवतायै नमः' કહી હૃદયે, 'अर्हं बीजम्' કહી ગુહ્યેન્દ્રિયે, 'सोहं शक्तिः' કહી બન્ને પગે અને 'ॐ ह्रीं कीलकम्' કહી પગોના અગ્રભાગે સ્પર્શ કરવો.

ત્યાર પછી 'ॐ ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः' એ એનો મંત્ર છે, અને એ મંત્રના નીચે પ્રમાણે ન્યાસ કરવા:

'ॐ ह्रां अङ्गुष्ठाभ्यां नमः' બોલી બે અંગુઠાને સ્પર્શ કરવો, 'ॐ ह्रीं तर्जनीभ्यां नमः' બોલી બે તર્જનીને, 'ॐ ह्रूं मध्यमाभ्यां नमः' બોલી બે વચલી આંગળીઓને, 'ॐ ह्रैं अनामिकाभ्यां नमः' બોલી બે અનામિકાઓને, 'ॐ ह्रौं कनिष्ठिकाभ्यां नमः' બોલી બે ટચલી આંગળીઓને અને 'ॐ ह्रः करतलकरपृष्ठाभ्यां नमः' બોલી બે હાથનાં તલીઆંમાં અને પૃષ્ઠભાગમાં સ્પર્શ કરવો.

આ પ્રમાણે કરન્યાસ થઇ ગયા પછી હૃદયાદિન્યાસ કરવા તે આ પ્રમાણે:-

'ॐ ह्रां हृदयाय नमः' બોલી હૃદયને સ્પર્શ કરવો, 'ॐ ह्रीं शिरसे स्वाहा' બોલી મસ્તકને, 'ॐ ह्रूं शिखायै वषट्' બોલી શિખાને, 'ॐ ह्रैं कवचाय हुम्' બોલી પરસ્પર બે ખભાને, 'ॐ ह्रौं नेत्रत्रयाय वौषट्' બોલી નેત્રોને અને 'ॐ ह्रः अस्त्राय फट्' બોલી હસ્તથી પ્રદક્ષિણા કરી બીજા હાથમાં તાલી આપવી.

अङ्गन्यासः। अहंबीजप्राणायामं मन्त्रत्रयेण कुर्यात्। अथ ध्यानम्। परं परस्मात्प्रकृतेरनादिमेकं निविष्टं बहुधा गुहायाम्। सर्वालयं सर्वचराचरस्थं नमामि विष्णुं जगदेकनाथम्॥ १॥ ॐविष्णुपञ्जरकं दिव्यं सर्वदुष्टनिवारणम्। उग्रतेजो महावीर्यं सर्वशत्रुनिकृन्तनम्॥ २॥ त्रिपुरं दहमानस्य हरस्य ब्रह्मणोदितम्। तदहं संप्रवक्ष्यामि आत्मरक्षाकरं नृणाम्॥ ३॥ पादौ रक्षतु गोविन्दो जङ्घे चैव त्रिविक्रमः। ऊरू मे केशवः पातु कटिं चैव जनार्दनः

આ પ્રમાણે અંગન્યાસ કરી ત્યાર પછી 'અહમ્' એ બીજયુક્ત ત્રણ મંત્રથી પ્રાણાયામ કરવો અને પછી ધ્યાન કરવું તે નીચે પ્રમાણે:—

જે પરથી પણ પર અને પ્રકૃતિથી પણ પર છે, જે અનાદિ અને એક હોવા છતાં અનેકસ્વરૂપે (દેહરૂપી) ગુફામાં પડેલા છે, સર્વ તત્ત્વોનું જેમનામાં સ્થાન છે અને જે પોતે પણ ચરાચર સર્વમાં રહેલા છે તે જગત્‌ના એક જ નાથ એવા ભગવાન્ વિષ્ણુને હું વંદન કરું છું. ૧

ૐ 'વિષ્ણુપંજર' નામનું જે આ સ્તોત્ર છે કે જે દિવ્ય, સર્વ દુષ્ટોનો નાશ કરનારું, ઉગ્રતેજયુક્ત, મહાબલિષ્ઠ, સર્વ શત્રુનો સંહાર કરનારું, ત્રિપુરાસુરને બાળવા માટે ભગવાન્ શંકરને બ્રહ્માએ કહેલું અને મનુષ્યોની પોતાની રક્ષા કરનારું છે તે હું તમને કહું છું (તે તમે સાંભળો). ૨–૩

ગોવિંદ મારા બે પગોનું અને ત્રિવિક્રમ મારી બે જાંઘોનું રક્ષણ કરો, કેશવ મારા બે સાથળોનું અને જનાર્દન મારી કટિનું રક્ષણ કરો. ૪

॥ ४ ॥ नाभिं चैवाच्युतः पातु गुह्यं चैव तु वामनः । उदरं पद्म-
नाभश्च पृष्ठं चैव तु माधवः ॥ ५ ॥ वामपार्श्वं तथा विष्णुर्दक्षिणं
मधुसूदनः । बाहू वै वासुदेवश्च हृदि दामोदरस्तथा ॥ ६ ॥ कण्ठं
रक्षतु वाराहः कृष्णश्च मुखमण्डलम् । माधवः कर्णमूले तु हृषी-
केशश्च नासिके ॥ ७ ॥ नेत्रे नारायणो रक्षेल्ललाटं गरुडध्वजः ।
कपोलौ केशवो रक्षेद्वैकुण्ठः सर्वतोदिशम् ॥ ८ ॥ श्रीवत्साङ्कश्च
सर्वेषामङ्गानां रक्षको भवेत् । पूर्वस्यां पुण्डरीकाक्ष आग्नेय्यां श्रीध-
रस्तथा ॥ ९ ॥ दक्षिणे नारसिंहश्च नैऋत्यां माधवोऽवतु । पुरु-

અચ્યુત મારી નાભિનું અને વામન મારા ગુહ્ય ભાગનું રક્ષણ કરો, પદ્મનાભ મારા ઉદરનું અને માધવ મારા પૃષ્ઠ ભાગનું રક્ષણ કરો. ૫.

વિષ્ણુ મારી ડાબી બાજુનું અને મધુસૂદન મારી જમણી બાજુનું રક્ષણ કરો, વાસુદેવ મારા બે હાથનું અને દામોદર મારા હૃદયનું રક્ષણ કરો. ૬

વારાહ મારા કંઠનું અને શ્રીકૃષ્ણ મારા મુખમંડલનું રક્ષણ કરો, માધવ મારા બે કાનના મૂલનું અને હૃષીકેશ મારી બે નાસિકાનું રક્ષણ કરો. ૭

નારાયણ મારાં બે નેત્રોનું અને ગરુડધ્વજ મારા લલાટનું રક્ષણ કરો, કેશવ મારા બે કપોલનું અને વૈકુંઠ ભગવાન્ મારું સર્વ દિશાએ રક્ષણ કરો. ૮

શ્રીવત્સાંક મારાં સર્વ અંગોનું રક્ષણ કરનારા થાઓ. અને પૂર્વ દિશામાં પુંડરીકાક્ષ અને અગ્નિકોણમાં શ્રીધર મારું રક્ષણ કરનારા થાઓ. ૯

षोत्तमो मे वारुण्यां वायव्यां च जनार्दनः ॥ १० ॥ गदाधरस्तु कौबेर्यामीशान्यां पातु केशवः। आकाशे च गदा पातु पाताले च सुदर्शनम् ॥ ११ ॥ सन्नद्धः सर्वगात्रेषु प्रविष्टो विष्णुपञ्जरः । विष्णुपञ्जरविष्टोऽहं विचरामि महीतले ॥ १२ ॥ राजद्वारेऽपथे घोरे संग्रामे शत्रुसंकटे । नदीषु च रणे चैव चोरव्याघ्रभयेषु च ॥ १३ डाकिनीप्रेतभूतेषु भयं तस्य न जायते। रक्ष रक्ष महादेव रक्ष रक्ष जनेश्वर ॥१४॥ रक्षन्तु देवताः सर्वा ब्रह्मविष्णुमहेश्वराः। जले रक्षतु वाराहः स्थले रक्षतु वामनः ॥ १५ ॥ अटव्यां नार-

દક્ષિણ દિશામાં નારસિંહ, નૈઋત્ય ખુણામાં માધવ, પશ્ચિમ દિશામાં પુરુષોત્તમ અને વાયવ્ય કોણમાં જનાર્દન મારું રક્ષણ કરો.૧૦

ઉત્તર દિશામાં ગદાધર અને ઇશાન કોણમાં કેશવ મારું રક્ષણ કરો, આકાશમાં ગદા અને પાતાળમાં સુદર્શન મારું રક્ષણ કરો. ૧૧

મારાં સર્વ ગાત્રોની આજુબાજુ બરાબર જડાઇને આ ‘વિષ્ણુ-પંજર’ રહેલું છે અને તેથી એ ‘વિષ્ણુપંજર’ની અંદર રહીને હું આ પૃથ્વીપર ફરું છું. ૧૨

રાજદ્વારમાં, દુષ્ટ માર્ગોમાં, ભયંકર સંગ્રામમાં, શત્રુસંબંધી પીડામાં, નદીઓમાં, રણમાં, ચોર, વાઘ વગેરેનો ભય હોય ત્યાં કે ડાકિની, પ્રેત, ભૂત વગેરેમાં પણ તેને (આ વિષ્ણુપંજરમાં રહેનારને) ભય પ્રાપ્ત થતો નથી. હે મહાદેવ! મારું રક્ષણ કરો, રક્ષણ કરો, હે જનેશ્વર! મારું રક્ષણ કરો. ૧૩-૧૪

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ સર્વ દેવો મારું રક્ષણ કરો. વળી જળમાં વરાહ મારું રક્ષણ કરો અને પૃથ્વીને વિષે વામન મારું રક્ષણ કરો. ૧૫

सिंहश्च सर्वतः पातु केशवः । दिवा रक्षतु मां सूर्यो रात्रौ रक्षतु चन्द्रमाः ॥ १६ ॥ पन्थानं दुर्गमं रक्षेत्सर्वमेव जनार्दनः । रोगविघ्नहतश्चैव ब्रह्महा गुरुतल्पगः ॥ १७ ॥ स्त्रीहन्ता बालघाती च सुरापो वृषलीपतिः । मुच्यते सर्वपापेभ्यो यः पठेन्नात्र संशयः ॥ १८ ॥ अपुत्रो लभते पुत्रं धनार्थी लभते धनम् । विद्यार्थी लभते विद्यां मोक्षार्थी लभते गतिम् ॥ १९ ॥ आपदो हरते नित्यं विष्णुस्तोत्रार्थसंपदा । यस्त्विदं पठते स्तोत्रं विष्णुपञ्जर-

જંગલમાં નારસિંહ અને સર્વ દિશામાં કેશવ મારું રક્ષણ કરો. વળી દિવસે સૂર્ય મારું રક્ષણ કરો અને રાત્રિમાં ચન્દ્ર મારું રક્ષણ કરો, અને સર્વ કઠિન માર્ગમાં જનાર્દન મારું રક્ષણ કરો.

રોગથી તથા વિઘ્નોથી હણાયલો, બ્રહ્મહત્યારો, ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારો, સ્ત્રીહત્યારો, બાલહત્યારો, મદિરાપાન કરનારો તેમ દુરાચારિણી સ્ત્રીનો સ્વામી, એ સર્વમાં જે આ સ્તોત્રનો પાઠ કરે છે તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે એમાં સંશય નથી. ૧૬–૧૮

વળી અપુત્ર પુત્રને મેળવે છે, ધનની ઇચ્છાવાળો ધનને પ્રાપ્ત કરે છે, વિદ્યાર્થી વિદ્યાને મેળવે છે અને મોક્ષની ઇચ્છાવાળો મોક્ષને પણ મેળવે છે. ૧૯

આ "વિષ્ણુપંજર" સ્તોત્રનો જો અર્થસહિત પાઠ કરવામાં આવે તો તે નિરંતર સર્વ આપત્તિઓનો નાશ કરનાર થાય છે. જે મનુષ્ય આ ઉત્તમ "વિષ્ણુપંજર" સ્તોત્રનો પાઠ કરે છે તે સર્વ પાપમાંથી મુક્ત થઇ વિષ્ણુલોકમાં જાય છે અને હજારો ગાયોના

मुत्तमम् ॥ २० ॥ मुच्यते सर्वपापेभ्यो विष्णुलोकं स गच्छति । गोसहस्रफलं तस्य वाजपेयशतस्य च ॥ २१ ॥ अश्वमेधसहस्रस्य फलं प्राप्नोति मानवः । सर्वकामं लभेदस्य पठनान्नात्र संशयः ॥ २२ ॥ जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके । ज्वाला-मालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥ २३ ॥

इति श्रीब्रह्माण्डपुराणे इन्द्रनारदसंवादे श्रीविष्णुपञ्जरस्तोत्रं संपूर्णम्

## अच्युताष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः॥ अच्युतं केशवं रामनारायणं कृष्णदामोदरं वासुदेवं हरिम् । श्रीधरं माधवं गोपिकावल्लभं जानकीनायकं रामचन्द्रं भजे ॥ १ ॥ अच्युतं केशवं सत्यभामाधवं माधवं

દાનનું ફળ, સેંકડો વાજપેય નામના યજ્ઞોનું ફલ અને હજારો અશ્વમેધ યજ્ઞોનું ફલ તે મનુષ્ય પ્રાપ્ત કરે છે, તેમ એ સ્તોત્રના પાઠથી સર્વ ઇચ્છિત કામનાઓને મેળવે છે એમાં સંશય નથી. ૨૦-૨૨

ભગવાન્ વિષ્ણુ જલમાં છે તેમ સ્થલમાં પણ છે, તેમ વિષ્ણુ પર્વતની ટોચપર કે અગ્નિથી વ્યાપ્ત એવા પ્રદેશમાં પણ વિષ્ણુ છે અને તેથી આ સર્વ જગત્ વિષ્ણુમય છે (એમ જાણો). ૨૩

ઇતિ શ્રીબ્રહ્માંડપુરાણે ઇન્દ્રનારદસંવાદમાં "શ્રીવિષ્ણુપંજર" સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીઅચ્યુતાષ્ટકસ્તોત્ર

અચ્યુત, કેશવ, રામ, નારાયણ, કૃષ્ણ, દામોદર, વાસુદેવ, હરિ, શ્રીધર, માધવ, ગોપિકાના પ્રિય અને જાનકીના સ્વામી એવા ભગવાન રામચન્દ્રનું હું ભજન કરું છું. ૧

श्रीधरं राधिकाराधितम् । इन्दिरामन्दिरं चेतसा सुन्दरं देवकी-
नन्दनं नन्दजं संदधे ॥ २ ॥ विष्णवे जिष्णवे शङ्खिने चक्रिणे
रुक्मिणीरागिणे जानकीजानये । बल्लवीवल्लभायार्चितायात्मने कंस-
विध्वंसिने वंशिने ते नमः ॥३॥ कृष्ण गोविन्द हे राम नारायण
श्रीपते वासुदेवाजित श्रीनिधे । अच्युतानन्त हे माधवाधोक्षज द्वार-
कानायक द्रौपदीरक्षक ॥ ४ ॥ राक्षसक्षोभितः सीतया शोभितो
दण्डकारण्यभूपुण्यताकारणः । लक्ष्मणेनान्वितो वानरैः सेवितो-

અચ્યુત, કેશવ, સત્યભામાના સ્વામી, લક્ષ્મીપતિ, શ્રીધર, રાધિકાવડે સેવાયલા, લક્ષ્મીના નિવાસરૂપ, સુંદર ચિત્તવાળા, દેવકીને આનંદ આપનાર અને નન્દના પુત્ર એવા કૃષ્ણનું હું ચિત્તને વિષે ધ્યાન કરું છું. ૨

વિષ્ણુરૂપ, વિજય મેલવનાર, શંખને ધારણ કરનાર, ચક્રને ધારણ કરનાર, રુકિમણીને વિષે પ્રીતિવાળા, જાનકી જેમનાં પત્ની છે એવા, ગોપિકાઓના પ્રિય, તેમના વડે સેવાયલા, આત્મસ્વરૂપ, કંસનો નાશ કરનાર અને બંસીને વગાડનાર એવા આપ કૃષ્ણને મારા પ્રણામ હો! ૩

હે કૃષ્ણ! હે ગોવિંદ! હે રામ! હે નારાયણ! હે શ્રીપતે! હે વાસુદેવ! હે અજિત! હે શ્રીનિધે! હે અચ્યુત! હે અનન્ત! હે માધવ! હે અધોક્ષજ! હે દ્વારકાનાયક! હે દ્રૌપદીરક્ષક! (આપને મારા પ્રણામ હો!) ૪

રાક્ષસોને ક્ષોભ પમાડનાર, સીતાવડે શોભાયમાન, દંડકારણ્યની ભૂમિની પવિત્રતામાં કારણરૂપ–તેને પવિત્ર કરનારા,

ऽगस्त्यसं जिता राघवः पातु माम् ॥ ५ ॥ धेनुकारिष्टकोऽनिष्ट-कृद्द्वेषिणां केशिहा कंसहृद्वंशिकावादकः । पूतनाकोपकः सूरजा-खेलनो बालगोपालकः पातु मां सर्वदा ॥ ६ ॥ विद्युदुद्द्योतवा-न्मस्फुरद्वाससं प्रावृडम्भोदवत्प्रोल्लसद्विग्रहम् । वन्यया मालया शोभितोरःस्थलं लोहिताङ्घ्रिद्वयं वारिजाक्षं भजे ॥ ७ ॥ कुञ्चितैः कुन्तलैर्भ्राजमानाननं रत्नमौलिं लसत्कुण्डलं गण्डयोः । हारकेयूरकं कङ्कणप्रोज्ज्वलं किङ्किणीमञ्जुलं श्यामलं तं भजे ॥ ८ ॥

લક્ષ્મણવડે યુક્ત, વાનરોવડે સેવાયલા અને અગસ્ત્ય મુનિવડે પૂજાયલા એવા રામચન્દ્ર મારું રક્ષણ કરો. ૫

ધેનુકાસુરનો નાશ કરનાર, શત્રુઓને સંહારનાર, કેશિ દૈત્યને વિનાશકર્તા, કંસનો સંહાર કરનાર, વાંસળીને વગાડનાર, પૂતના-પર કોપ કરનાર અને યમુના નદીમાં ક્રીડા કરનાર એવા બાલગોપાલ શ્રીકૃષ્ણ મારું સર્વદા રક્ષણ કરો. ૬

વીજળી સમાન કાન્તિવાળા, ઉત્તમ વસ્ત્રોને ધારણ કરનાર, વર્ષાઋતુના મેઘની સમાન સુંદર શરીરવાળા, વનમાલાવડે જેમનું વક્ષઃસ્થળ શોભાયમાન છે એવા, રાતાં ચરણકમળવાળા અને કમળસરખાં નેત્રવાળા ભગવાન્ શ્રીકૃષ્ણને હું ભજું છું. ૭

વાંકળા કેશોવડે શોભિતા મુખવાળા, રત્નયુક્ત મુગટવાળા, ગંડસ્થળોપર ચળકતાં કુંડલોવાળા, હાર અને બાજુબંધ પહેર-નાર, સુવર્ણનાં કડાંવડે શોભિતા, ઘુઘરીઓની સમાન મંજુલ શબ્દ કરતા અને શ્યામસ્વરૂપવાળા એવા તે ભગવાન્ શ્રીકૃષ્ણને હું ભજું છું. ૮

अच्युतस्याष्टकं यः पठेदिष्टदं प्रेमतः प्रत्यहं पूरुषः सस्पृहम्। वृत्ततः सुन्दरं कर्तृ विश्वंभरं तस्य वश्यो हरिर्जायते सत्वरम् ॥ ९ ॥

इति श्रीशंकराचार्यविरचितमच्युताष्टकस्तोत्रं संपूर्णम्।

## आचार्यविरचितषट्पदीस्तोत्रम्।

श्रीगणेशाय नमः ॥ अविनयमपनय विष्णो दमय मनः शमय विषयमृगतृष्णाम्। भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥१॥ दिव्यधुनीमकरन्दे परिमलपरिभोगसच्चिदानन्दे।श्रीपतिपदारविन्दे भवभयखेदच्छिदे वन्दे ॥ २ ॥ सत्यपि भेदापगमे नाथ तवाहं न

આ ઇષ્ટસિદ્ધિને આપનાર, વૃત્તમાં પણ સુંદર, સર્વના કર્તારૂપ અને વિશ્વનું ભરણ કરનાર એવા અચ્યુતાષ્ટકનો જે પુરુષ દરરોજ પ્રેમપૂર્વક ઇચ્છાયુક્ત થઇને પાઠ કરે છે તેને ભગવાન્ હરિ તત્કાળ વશ થાય છે. ૯

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "અચ્યુતાષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીષટ્પદીસ્તોત્ર

હે વિષ્ણુભગવન્! મારો અવિનય દૂર કરો, મારા મનનું દમન કરો અને મારી વિષયોસંબંધી મૃગતૃષ્ણિકાને શમાવો. પ્રાણિમાત્ર પર દયાનો વિસ્તાર કરો અને મને આ સંસારસાગરમાંથી તારો. ૧

સુરનદી ગંગા જેનો મકરંદ છે અને આ લોકનું તથા સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મનું સુખ જેનો પરિમલ છે એવા ભગવાન્ વિષ્ણુનાં ચરણકમલને સંસારનાં ભયથી ઉત્પન્ન થતા દુઃખના નાશને માટે હું વન્દન કરું છું. ૨

मामकीनस्त्वम् । सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥३॥
उद्धृतनग नगभिदनुज दनुजकुलामित्र मित्रशशिदृष्टे । दृष्टे भवति
प्रभवति न भवति किं भवतिरस्कारः ॥ ४ ॥ मत्स्यादिभिरवतारै-
रवतारवताऽवता सदा वसुधाम् । परमेश्वर परिपाल्यो भवता भव-
तापभीतोऽहम् ॥ ५ ॥ दामोदर गुणमन्दिर सुन्दरवदनारविन्द
गोविन्द । भवजलधिमथनमन्दर परमं दरमपनय त्वं मे ॥ ६ ॥

હે નાથ! જો કે આત્મા અને જીવમાં વસ્તુતઃ ભેદ નથી, છતાં પણ હું તમારો અંશ છું પણ તમે મારા અંશ નથી, કારણ કે સમુદ્રમાં ઉછળતો તરંગ એ જલરૂપે એક છે, છતાં સમુદ્રનો તરંગ એમ કહેવાય છે પરંતુ તરંગનો સમુદ્ર છે એમ કહેવાતું નથી. ૩

હે પર્વતને ધારણ કરનાર! હે ઇન્દ્રના નાના ભાઇ-ઉપેન્દ્ર! હે દૈત્યકુલના શત્રુ! હે ચંદ્ર અને સૂર્યરૂપી નેત્રવાળા! તમારા જેવા જગત્‌ના પ્રભુનું દર્શન થતાં શું મનુષ્યને સંસાર પર તિરસ્કાર નથી થતો? અર્થાત્ તેનો જન્મનો ફેરો નથી ટળતો શું? ટળે છે જ. ૪

હે પરમેશ્વર! મત્સ્યાદિ અવતારો વડે અવતાર ધારણ કરી પૃથ્વીનું સર્વદા રક્ષણ કરનારા આપે સંસારના તાપથી ભયભીત થએલા એવા મારું સદા પરિપાલન કરવું જોઇએ. ૫

હે દામોદર! હે ગુણોના મંદિર! હે સુંદરવદનકમળવાળા! હે ગોવિન્દ! હે સંસારરૂપી સમુદ્રનું મંથન કરવામાં મંદરાચલ સમાન પ્રભો! મારા મહાન સંસારભયને તમે દૂર કરો. ૬

नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ । इति षट्पदी मदीये वदनसरोजे सदा वसतु ॥ ७ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं षट्पदीस्तोत्रं संपूर्णम् ।

## नारायणस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ नारायण नारायण जय गोविन्द हरे । नारायण नारायण जय गोपाल हरे ॥ ध्रु० ॥ करुणापारावारा वरुणालयगम्भीरा । नारायण० ॥ १ ॥ घननीरदसंकाशा कृतकलिकल्मषनाशा । नारायण० ॥ २ ॥ यमुनातीरविहारा धृतकौस्तुभमणिहारा । नारायण० ॥ ३ ॥ पीताम्बरपरिधाना सुर-

હે નારાયણ! હે કરુણાળુ! હું તમારાં બંને ચરણકમલોને શરણે આવેલો છું અને પ્રાર્થના કરું છું કે, આ સ્તોત્રરૂપ ષટ્પદી એટલે ભ્રમરી તે મારા મુખરૂપી કમળને વિષે હમેશાં વાસ કરો. ૭

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિત "ષટ્પદી"સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીનારાયણસ્તોત્ર

હે નારાયણ! હે નારાયણ! હે ગોવિન્દ! હે હરે! આપ જય પામો! હે નારાયણ! હે નારાયણ! હે ગોપાલ! હે હરે! આપ જય પામો!

હે કરુણાના સાગર! હે સમુદ્રસમાન ગંભીર! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૧

હે મહામેઘસમાન કાન્તિવાળા! હે કલિયુગમાં કરેલાં પાપનો નાશ કરનાર! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૨

હે યમુનાના તીરપર વિહાર કરનાર! હે કૌસ્તુભમણિયુક્ત હારને પહેરનાર! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૩

कल्याणनिधाना । नारायण० ॥ ४ ॥ मञ्जुलगुञ्जाभूषा माया-मानुषवेषा । नारायण० ॥ ५ ॥ राधाऽधरमधुरसिका रजनीकरकुलतिलका । नारायण० ॥ ६ ॥ मुरलीगानविनोदा वेदस्तुतभूपादा । नारायण० ॥ ७ ॥ बर्हिनिबर्हापीडा नटनाटकफणिक्रीडा । नारायण० ॥ ८ ॥ वारिजभूषाभरणा राजीवरुक्मिणीरमणा । नारायण० ॥९॥ जलरुहदलनिभनेत्रा जगदारम्भ-

હે પીતામ્બર પહેરનારા ! હે દેવોના કલ્યાણરૂપ ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૪

હે સુંદર ચણોઠીનો અલંકાર ધારણ કરનાર ! હે માયાવડે મનુષ્યાવતાર ધરનાર ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૫

હે રાધાની અધરસુધાના રસિક ! હે ચન્દ્રવંશના તિલકરૂપ ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૬

હે મુરલીના ગાનથી વિનોદ કરનાર ! હે પૃથ્વીપર વેદોએ જેમનાં ચરણની સ્તુતિ કરેલી છે એવા ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૭

હે મયૂરનાં પિચ્છને ધારણ કરનાર ! હે નટના નાટકની સમાન ફણીપર ક્રીડા કરનાર ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૮

હે કમળના અલંકાર ધારણ કરનાર ! હે કમળસમાન કોમળ એવાં રુક્મિણીને આનંદ આપનાર ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૯

હે કમળના પત્રની સમાન કાંતિયુકત નેત્રવાળા ! હે જગત્(રૂપી નાટક)નો આરંભ કરનાર સૂત્રધાર ! હે નારાયણ!–૦–હે હરે ! આપ જય પામો ! ૧૦

कसूत्रा। नारायण० ॥ १० ॥ पातकरजनीसंहर करुणालय मामुद्धर । नारायण० ॥ ११ ॥ अघबकक्षय कंसारे केशव कृष्ण मुरारे। नारायण० ॥ १२ ॥ हाटकनिभपीताम्बर अभयं कुरु मे मावर। नारायण० ॥ १३ ॥ दशरथराजकुमारा दानवमदसंहारा। नारायण० ॥ १४ ॥ गोवर्धनगिरिरमणा गोपीमानसहरणा। नारायण० ॥ १५ ॥ शरयूतीरविहारा सज्जनऋषिमन्दारा। नारायण० ॥ १६ ॥ विश्वामित्रमखत्रा विविधपरा

હે પાપરૂપી અંધકારનો નાશ કરનાર! હે દયાળુ! મારો ઉદ્ધાર કરો! હે નારાયણુ!-૦-હે હરે! આપ જય પામો! ૧૧

હે અઘાસુર અને બકાસુરનો નાશ કરનાર! હે કંસના શત્રુ! હે કેશવ! હે કૃષ્ણુ! હે મુરારે! હે નારાયણુ!-૦-હે હરે! આપ જય પામો! ૧૨

હે સુવર્ણુસમાન કાન્તિયુક્ત પીતામ્બરવાળા! હે લક્ષ્મીપતિ! મને (સંસારમાંથી) નિર્ભય કરો! હે નારાયણુ!-૦-હે હરે! આપ જય પામો! ૧૩

હે દશરથ રાજાના કુમાર! હે દાનવોના મદને સંહારનાર! હે નારાયણુ!-૦-હે હરે! આપ જય પામો! ૧૪

હે ગોવર્ધન પર્વત ઉપર (અથવા તે વડે) ક્રીડા કરનાર! હે ગોપીઓનાં ચિત્તનું હરણુ કરનાર! હે નારાયણુ!-૦-હે હરે! આપ જય પામો! ૧૫

હે શરયૂના કિનારાપર વિહાર કરનાર! હે સજ્જન અને ઋષિઓને મન્દારરૂપી કલ્પવૃક્ષસમાન ફળ આપનાર! હે નારાયણુ!-૦-હે હરે! આપ જય પામો! ૧૬

सुचरित्रा । नारायण० ॥ १७॥ ध्वजवज्राङ्कुशपादा धरणीसुत-
सहमोदा । नारायण० ॥ १८ ॥ जनकसुताप्रतिपाला जय जय
संस्मृतिलीला । नारायण० ॥ १९ ॥ दशरथवाग्धृतिभारा दण्ड-
कवनसञ्चारा । नारायण० ॥ २० ॥ मुष्टिकचाणूरसंहारा मुनि-
मानसविहारा । नारायण० ॥ २१ ॥ वालिविनिग्रहशौर्या वर-
सुग्रीवहितार्या । नारायण० ॥ २२ ॥ मां मुरलीकर धीवर पालय
पालय श्रीधर । नारायण० ॥ २३ ॥ जलनिधिबन्धनधीरा राव-

હે વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરનાર! હે વિવિધ પ્રકારનાં કર્તવ્યો કરવામાં તત્પર! હે સુંદર ચરિત્રવાળા! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૧૭

હે પગને વિષે ધ્વજ, વજ્ર અને અંકુશના ચિહ્નવાળા! હે ધરણીના પુત્ર ભૌમાસુરની સાથે આનંદ ભોગવનાર! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૧૮

હે જનકરાજની પુત્રી સીતાનું પાલન કરનાર! હે સંસ્મરણરૂપે લીલા કરનાર! આપ જય પામો જય પામો! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૧૯

હે દશરથ રાજાની વાણીને માટે મહા ધૈર્ય ધરનાર! હે દંડકવનમાં ફરનારા! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૨૦

હે મુષ્ટિક અને ચાણુરનો સંહાર કરનાર! હે મુનિઓના ચિત્તને વિષે વિહાર કરનાર! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૨૧

હે વાલીનો નિગ્રહ કરવામાં પરાક્રમ કરનાર! હે શ્રેષ્ઠ એવા સુગ્રીવનું હિત કરવામાં મહાન્! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો!

હે મુરલીને હાથમાં ધારણ કરનારા! હે ઉત્તમ બુદ્ધિવાળા! હે શ્રીધર! મારું પાલન કરો પાલન કરો! હે નારાયણ!–૦–હે હરે! આપ જય પામો! ૨૩

णकण्ठाविदारा । नारायण० ॥ २४ ॥ ताटीमददलनाढ्या नटगुणविविधधनाढ्या । नारायण० ॥ २५ ॥ गौतमपत्नीपूजन करुणाघनावलोकन । नारायण० ॥ २६ ॥ संभ्रमसीताहारा साकेतपुरविहारा । नारायण० ॥ २७ ॥ अचलोद्धृतिचञ्चत्कर भक्तानुग्रहतत्पर । नारायण० ॥ २८ ॥ नैगमगानविनोदा रक्षःसुतप्रह्लादा । नारायण० ॥ २९ ॥ भारतियतिवरशंकर नामामृतमखिलान्तर । नारायण नारायण जय गोपाल हरे ॥ ३० ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं नारायणस्तोत्रं संपूर्णम् ।

હે સમુદ્રમાં સેતુ બાંધવામાં ધીર ! હે રાવણના કંઠનું વિદારણ કરનાર ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૨૪

હે તાટીના મદનો નાશ કરવામાં કુશળ ! હે નટના વિવિધ ગુણોથી પરિપૂર્ણ ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૨૫

હે ગૌતમની પત્ની અહલ્યાવડે પૂજાયલા ! હે અત્યંત દયાદૃષ્ટિથી જોનારા ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૨૬

હે સીતાના સંભ્રમનો નાશ કરનાર ! હે સાકેતપુરમાં વિહાર કરનારા ! હે નારાયણ !–૦–હે હરે ! આપ વિજય પામો ! ૨૭

હે પર્વત ઉંચકવામાં દૃઢ હાથવાળા ! હે ભક્ત પર દયા કરવામાં તત્પર ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૨૮

હે વેદાદિનું ગાન કરવામાં આનંદ માનનારા ! હે રાક્ષસના પુત્ર પ્રહ્લાદસ્વરૂપ ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો ! ૨૯

હે ભારતિ–નામધારી શ્રેષ્ઠ યતિનું કલ્યાણ કરનાર ! હે નામરૂપી અમૃતની અંદર સર્વરૂપે રહેનાર ! હે નારાયણ !–૦–હે હરે ! આપ જય પામો. ૩૦

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "નારાયણસ્તોત્ર" સંપૂર્ણ

## विष्णोर्नामाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ अच्युतं केशवं विष्णुं हरिं सत्यं जनार्दनम् । हंसं नारायणं चैवमेतन्नामाष्टकं पठेत् ॥ १ ॥ त्रिसंध्यं यः पठेन्नित्यं दारिद्र्यं तस्य नश्यति । शत्रुसैन्यं क्षयं याति दुःस्वप्नः सुखदो भवेत् ॥ २ ॥ गङ्गायां मरणं चैव दृढा भक्तिस्तु केशवे । ब्रह्मविद्याप्रबोधश्च तस्मान्नित्यं पठेन्नरः ॥ ३ ॥

इति श्रीवामनपुराणे विष्णोर्नामाष्टकस्तोत्रं संपूर्णम् ।

## શ્રીવિષ્ણોર્નામાષ્ટકસ્તોત્ર

અચ્યુત, કેશવ, વિષ્ણુ, હરિ, સત્ય, જનાર્દન, હંસ અને નારાયણ એ પ્રમાણેનાં એ આઠ નામનો મનુષ્યે પાઠ કરવો. ૧

જે મનુષ્ય ત્રણે કાળ આ આઠ નામનો પાઠ કરે છે તેનું દારિદ્રય નાશ પામે છે, શત્રુનું સૈન્ય નાશ પામે છે અને દુઃસ્વપ્ન આવ્યું હોય તો તે પણ સુખ આપનારું થાય છે. ૨

વળી આ આઠ નામના પાઠથી ગંગાને વિષે મનુષ્યનું મરણ થાય છે, ભગવાન્ કેશવને વિષે પરમ ભક્તિ થાય છે અને બ્રહ્મવિદ્યાના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે માટે મનુષ્યે હમેશાં એનો પાઠ કરવો. ૩

ઇતિ શ્રીવામનપુરાણે "વિષ્ણોર્નામાષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

---

## मुकुन्दमालास्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ वन्दे मुकुन्दमरविन्ददलायताक्षं कुन्देन्दुशङ्खदशनं शिशुगोपवेषम् । इन्द्रादिदेवगणवन्दितपादपीठं वृन्दावनालयमहं वसुदेवसूनुम् ॥ १ ॥ श्रीवल्लभेति वरदेति दयापरेति भक्तिप्रियेति भवलुण्ठनकोविदेति । नाथेति नागशयनेति जगन्निवासेत्यालापिनं प्रतिदिनं कुरु मां मुकुन्द ॥ २ ॥ जयतु जयतु देवो देवकीनन्दनोयं जयतु जयतु कृष्णो वृष्णिवंश-

### શ્રીમુકુન્દમાલાસ્તોત્ર

કમલનાં પત્રસમાન દીર્ઘ નેત્રવાળા, કુન્દનું પુષ્પ, ચન્દ્ર અને શંખની સમાન (શ્વેત) દાંતવાળા, બાળકરૂપે ગોપાળના વેશને ધારણ કરનારા, ઇન્દ્રાદિ દેવોના ગણે જેમની ચરણપીઠને વંદન કરેલું છે એવા, વૃંદાવનમાં સ્થાન કરીને રહેલા અને વસુદેવના પુત્ર એવા ભગવાન્ મુકુન્દને હું વંદન કરું છું. ૧

હે મુકુન્દ ! “ હે લક્ષ્મીના પ્રિય ! હે વર આપનાર ! હે દયાયુક્ત ! હે ભક્તિપ્રિય ! હે સંસારનું લુંઠન છેદવામાં કુશળ ! હે નાથ ! હે નાગપર શયન કરનાર ! હે જગત્માં વ્યાપીને રહેનાર અથવા જગત્ જેમાં નિવાસ કરી રહેલું છે એવા દેવ !” એ પ્રમાણે (આપને માટે) આલાપ કરનારો હું પ્રતિદિન થાઉં એવો મને આપ બનાવો. (આપની ભક્તિ આપી આપનું જ સ્મરણ પ્રતિદિન કરતો રહું તેવો કરો). ૨

હે દેવ ! દેવકીના પુત્ર એવા જે આ (આપ) દેવ તે વિજય પામો વિજય પામો! અને વૃષ્ણિવંશના દીપકરૂપ એવા પણ આપ) શ્રીકૃષ્ણ તે વિજય પામો વિજય પામો ! વળી મેઘ-

प्रदीपः । जयतु जयतु मेघश्यामलः कोमलाङ्गो जयतु जयतु पृथ्वीभारनाशो मुकुन्दः ॥ ३ ॥ मुकुन्द मूर्ध्ना प्रणिपत्य याचे भवन्तमेकान्तमियन्तमर्थम् । अविस्मृतिस्त्वच्चरणारविन्दे भवे भवे मेऽस्तु तव प्रसादात् ॥ ४ ॥ श्रीगोविन्दपदाम्भोजमधुनो महदद्भुतम् । यत्पायिनो न मुह्यन्ति मुह्यन्ति यदपायिनः ॥ ५ ॥ नाहं वन्दे तव चरणयोर्द्वन्द्वमद्वन्द्वहेतोः कुम्भीपाकं गुरुमपि हरे नारकं नापनेतुम् । रम्यारामामृदुतनुलतानन्दने नापि रन्तुं भावे भावे हृदय-
સમાન શ્યામ અને કોમલ અંગવાળા (આપ) વિજય પામો વિજય પામો! અને પૃથ્વીના ભારનો નાશ કરનાર (આપ) મુકુન્દ ભગવાન્ વિજય પામો વિજય પામો! ૩

હે મુકુન્દ! હું આપને મારા મસ્તક વડે પ્રણામ કરીને એકાન્તમાં માત્ર આટલી જ વસ્તુ આપની પાસેથી માગું છું કે, મારા જન્મોજન્મમાં આપની કૃપાથી આપનાં ચરણારવિન્દની ક્યારે પણ મને વિસ્મૃતિ થાય નહિ. ૪

ગોવિંદનાં ચરણકમળનું જે મધ છે તેમાં એક મહા આશ્ચર્ય છે, કે તેનું જે પાન કરનારા છે તે ક્યારે પણ મોહ પામતા નથી અને તેનું જે પાન કરનારા નથી તેઓ મોહ પામે છે. અર્થાત્ ભગવાનનાં ચરણકમળની પરમ ભક્તિથી સેવા કરનાર કદાપિ સંસારમાં મોહ પામતા નથી. ૫

હે ભગવન્! હું આપનાં બંને ચરણકમળને (જે વન્દન કરું છું તે) અદ્વૈત થવા માટે એટલે બ્રહ્મપ્રાપ્તિ માટે વન્દન કરતો નથી, તેમ હે હરે! કુંભીપાક નામના મહા ભયંકર નરકમાં (હું પડું તો તેમાં)થી મારો ઉદ્ધાર કરવા માટે પણ હું વન્દન કરતો નથી, અથવા તો મનોહર રમણીની કોમળ શરીરરૂપી લતાના

भवने भावयेयं भवन्तम् ॥ ६ ॥ नास्था धर्मे न वसुनिचये नैव कामोपभोगे यद्भाव्यं तद्भवतु भगवन्पूर्वकर्मानुरूपम्। एतत्प्रार्थ्यं मम बहुमतं जन्मजन्मान्तरेऽपि त्वत्पादाम्भोरुहयुगगता निश्चला भक्तिरस्तु ॥ ७ ॥ दिवि वा भुवि वा ममास्तु वासो नरके वा नरकान्तक प्रकामम् । अवधीरितशारदारविन्दौ चरणौ ते मरणे विचिन्तयामि ॥

નન્દનવનમાં ક્રીડા કરવા માટે પણ વન્દન કરતો નથી, પરંતુ હું તો માત્ર એટલાજ માટે વન્દન કરું છું કે મારા પ્રત્યેક જન્મમાં મારા હૃદયરૂપી ભવનમાં હું આપની જ ભાવના કરતો રહું એટલે આપનું જ ચિંતવન કરું. અર્થાત્ મારું હૃદય આપ એવું બનાવો. ૬

હે ભગવન્! મને ધર્મમાં આસ્થા નથી, દ્રવ્ય મેળવવાની પણ ઇચ્છા નથી, તેમ વિષયસુખો ભોગવવાની અપેક્ષા પણ નથી, કારણ કે તે સર્વ તો મારા પૂર્વકર્મ(ના ફલ)ને અનુસરીને જે થવાનું હોય તે થાઓ (એટલે તે મળે અથવા ન મળે જે થાય તે ખરું), પરંતુ હું તો મને અત્યંત પ્રિય એવું એટલું જ આપની પાસેથી અવશ્ય માગું છું કે, મારા પ્રત્યેક જન્મમાં પણ આપનાં ચરણ કમળના દ્વન્દ્વમાં જ મારી એક અવિચલ ભક્તિ થાય. ૭

હે નરકાસુરનો નાશ કરનાર અથવા તો નરકમાંથી ઉદ્ધાર કરનાર ભગવન્! મારો વાસ ભલે સ્વર્ગમાં, પૃથ્વીમાં કે નરકમાં ગમે ત્યાં થાઓ! તો પણ ત્યાં હું શરદ્ ઋતુનાં કમળોની શોભાને તિરસ્કાર કરનારાં એટલે તેમનાથી પણ સુંદર એવાં આપનાં જે બે ચરણકમળ છે તેમનું જ મારા મરણસમયમાં ચિંતવન કરું તેમ થાઓ! અર્થાત્ ગમે તે સ્થાનમાં પણ મૃત્યુવખતે આપનું જ ચિંતવન કરું એવી કૃપા કરો. ૮

न्तयामि ॥ ८ ॥ सरसिजनयने सशङ्खचक्रे मुरभिदि मा विरमेह चित्त रन्तुम् । सुखतरमपरं न जातु जाने हरिचरणस्मरणामृतेन तुल्यम् ॥ ९ ॥ मा भैर्मन्द मनो विचिन्त्य बहुधा यामीश्चिरं यातना नैवामी प्रभवन्ति पापरिपवः स्वामी ननु श्रीधरः । आलस्यं व्यपनीय भक्तिसुलभं ध्यायस्व नारायणं लोकस्य व्यसनापनोदनकरो दासस्य किं न क्षमः ॥ १० ॥ भवजलधिगतानां द्वन्द्ववाताहतानां सुतदुहितृकलत्रत्राणभारार्दितानाम् । विषमविषयतोये मज्ज-

હે ચિત્ત! કમળસરખાં નેત્રવાળા, શંખ અને ચક્રને ધારણ કરનારા અને મુરદૈત્યને મારનારા એવા ભગવાન્‌માં ક્રીડા કરતું કરતું તું અટકતું નહિ એટલે તેમાં જ તું રમણ કર, કારણ કે હરિનાં ચરણકમળના સ્મરણરૂપી અમૃતની સમાન અત્યંત સુખરૂપ મેં બીજું કંઇ કયારે પણ જોયું નથી, માટે તું તેનું રટણ કર. ૯

હે મન્દમન! તું લાંબા વખત યમની યાતનાઓ (ભોગવવી પડશે એવી જાત)નો અનેક પ્રકારે વિચાર કરી ભય ન પામ, કારણ જ્યાં ભગવાન્ શ્રીધર તારા સ્વામી છે ત્યાં એ પાપરૂપી શત્રુઓ તને કંઇ પણ કરવાને શકિતમાન્ થાય તેમ નથી. માટે આલસ્યને છોડીને ભકિતથી તત્કાળ પ્રાપ્ત થનારા એવા ભગવાન્ નારાયણનું તું ધ્યાન કર, કેમકે જે લોકોનાં દુઃખોને દૂર કરનારા છે તે શું પોતાના દાસનાં-ભકતનાં દુઃખો દૂર કરવાને યોગ્ય નથી? તે અવશ્ય ભકતનાં દુઃખ દૂર કરે છે માટે તું તેમનું જ ભજન કર. ૧૦

સંસારરૂપી સમુદ્રમાં પડેલા, સુખદુઃખ વગેરે દ્વન્દ્વોરૂપી વાયુથી હણાયલા, પુત્ર, પુત્રી, સ્ત્રી વગેરેનું પોષણ કરવાના ભારથી

तामप्लवानां भवति शरणमेको विष्णुपोतो नराणाम् ॥ ११ ॥ रजसि निपतितानां मोहजालावृतानां जननमरणदोलादुर्गसंसर्गाणाम् । शरणमशरणानामेक एवातुराणां कुशलपथनियुक्तश्चक्रपाणिर्नराणाम् ॥ १२ ॥ अपराधसहस्रसंकुलं पतितं भीमभवार्णवोदरे । अगतिं शरणागतं हरे कृपया केवलमात्मसात्कुरु ॥ १३ ॥ मा मे स्त्रीत्वं मा च मे स्यात्कुभावो मा मूर्खत्वं मा कुदेशेषु जन्म । मिथ्यादृष्टिर्मा च मे स्यात्कदाचिज्जातौ जातौ

દબાયલા અને તરતાં ન આવડવાથી ભયંકર એવા વિષયરૂપી જલને વિષે ડુબતાં મનુષ્યોને વિષ્ણુરૂપી હોડકું જ એક રક્ષણ કરનારું છે એમ સમજવું. ૧૧

રજોગુણમાં અથવા ધૂળમાં પડેલા, મોહજાળથી વીંટાયલા અને જન્મમરણરૂપી હીંદોળાના ભયંકર સંસર્ગમાં આવેલા અર્થાત્ પતનના ભયવાળા એવા રક્ષણ વિનાના નિરાધાર–રોગી મનુષ્યોનું (કલ્યાણ કરવારૂપી) ઉત્તમ માર્ગમાં જોડાયલા એવા ભગવાન્ ચક્રપાણિ વિષ્ણુ જ એક રક્ષણ કરનાર છે. અર્થાત્ સંસારમાંથી ઉદ્ધાર થવા ભગવાન્ વિષ્ણુનું જ ભજન કરવું યોગ્ય છે. ૧૨

હે હરે! હજારો અપરાધયુકત અને ભયંકર એવા સંસાર-સમુદ્રના મધ્યભાગમાં પડેલા નિરાધાર અને આપને શરણે આવેલા એવા (મને) કૃપા કરીને કેવળ આપના જ શરણમાં લ્યો. ૧૩

હે ભગવન્! કોઇપણ જન્મમાં મારું સ્રીપણું ન થાઓ, મારી બુદ્ધિ દુષ્ટ ન બનો, મૂર્ખપણું ન આવો, દુષ્ટ દેશોમાં મારો જન્મ ન થાઓ અને કયારે પણ મિથ્યાદૃષ્ટિ મારી ન બનો,

विष्णुभक्तो भवेयम् ॥ १४ ॥ कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वानुसृतः स्वभावात्। करोमि यद्यत्सकलं परस्मै नारायणायैव समर्पयामि ॥ १५ ॥ यत्कृतं यत्करिष्यामि तत्सर्वं न मया कृतम्। त्वया कृतं तु फलभुक्त्वमेव मधुसूदन ॥१६॥ भवजलधिमगाधं दुस्तरं निस्तरेयं कथमहमिति चेतो मा स्म गाः कातरत्वम्। सरसिजदृशि देवे तारकी भक्तिरेका नरकभिदि निषण्णा

પરંતુ જન્મોજન્મમાં હું આપ વિષ્ણુનોજ ભક્ત બનું! (એમ કૃપા કરો.) ૧૪

હું શરીર, વાણી, મન, ઇન્દ્રિયો, બુદ્ધિ અને ચિત્તથી મારી પ્રકૃતિને અનુસરીને જે જે કંઇપણ કર્મ કરું છું તે સર્વ પરમ પરમાત્મા એવા ભગવાન્ નારાયણને જ અર્પણ કરું છું. ૧૫

હે મધુસૂદન! મેં જે કંઇ કર્યું અથવા જે કંઇ હું કરીશ તે સર્વ મેં કર્યું નથી પણ તમે જ કર્યું છે અને તેનું ફલ ભોગવનારા પણ તમે જ છો. અર્થાત્ આત્મકલ્યાણની ઇચ્છાવાળાએ આ પ્રમાણેના ભાવથી કર્મ કરવાં. ૧૬

હે ચિત્ત! "આ ઉંડા અને ન તરી શકાય એવા સંસારસમુદ્રને હું કેવી રીતે તરી જઇશ ?" એમ વિચાર કરી તું કાયરપણાને ન પામતું, કારણ કે કમળ સરખાં નેત્રવાળા અને નરકાસુરનો નાશ કરનાર જે દેવ વિષ્ણુ ભગવાન્ છે તેમને વિષે રહેલી એક ભક્તિજ તને તારશે. (માટે તું બીજી ચિંતા છોડી તારા કલ્યાણ માટે માત્ર વિષ્ણુનું જ ભજન કર.) ૧૭

तारयिष्यत्यवश्यम् ॥ १७ ॥ तृष्णातोये मदनपवनोद्धूतमोहोर्मिमाले दारावर्ते तनयसहजग्राहसंघाकुले चासंसाराख्ये महति जलधौ मज्जतां नस्त्रिधामन्पादाम्भोजे वरद भवतो भक्तिभावं प्रदेहि ॥१८ पृथ्वी रेणुरणुः पयांसि कणिकाः फल्गुः स्फुलिङ्गो लघुस्तेजो निःश्वसनं मरुत्तनुतरं रन्ध्रं सुसूक्ष्मं नभः । क्षुद्रा रुद्रपितामहप्रभृतयः कीटाः समस्ताः सुरा दृष्टा यत्र स तारको विजयते श्रीपादधूलीकणः ॥ १९ ॥ आम्नायाभ्यसनान्यरण्यरुदितं कृच्छ्रव्रता-

તૃષ્ણારૂપી જલવાળા, કામરૂપી પવનવડે ઉછાળેલા મોહરૂપી તરંગોની માલાયુક્ત, સ્ત્રીરૂપી કુંડાળાવાળા, અને પુત્ર, ભાઈ વગેરે મગરોના સમુદાયથી વીટાયલા એવા આ સંસારનામના સમુદ્રને વિષે ડુબતા અમોને હે ત્રણ–સ્વર્ગ, મૃત્યુ અને પાતાળરૂપી–સ્થાનવાળા અને વર આપનાર ભગવન્! આપનાં ચરણકમળને વિષે ભક્તિ આપો. ૧૮

જે સ્થાનમાં તારનાર એવો ભગવાન્‌નાં ચરણની ધૂલિનો કણ પણ સ્ફૂરાયમાન હોય છે ત્યાં આ પૃથ્વી ધૂળના નાનામાં નાના પરમાણુ જેવી, જલો તે નાનાં બિંદુઓ જેવાં, તેજ તે એક નિરર્થક નાનો તણખો, વાયુ તે હલકામાં હલકો નિઃશ્વાસ, આકાશ નાનામાં નાના છિદ્ર જેવું, રુદ્ર અને બ્રહ્મા વગેરે ક્ષુદ્ર અને સર્વ દેવો તે કીડાસમાન જોવામાં આવે છે. અર્થાત્ ભગવાન્‌નાં ચરણથી ઉત્તમ અન્ય એકપણ વસ્તુ આ સંસારમાં નથી. ૧૯

જે નારાયણ ભગવાન્‌નાં ચરણકમળની ભક્તિ વિના વેદનો અભ્યાસ અરણ્યમાં રડવા સમાન છે, દરરોજ કૃચ્છ્ર વગેરે વ્રત

स्यन्वहं मेदश्छेदपदानि पूर्तविधयः सर्वं हुतं भस्मनि। तीर्थानामवगाहनानि च गजस्नानं विना यत्पदद्वन्द्वाम्भोरुहसंस्मृतिं विजयते देवः स नारायणः ॥ २० ॥ आनन्द गोविन्द मुकुन्द राम नारायणानन्त निरामयेति। वक्तुं समर्थोऽपि न वक्ति कश्चिदहो जनानां व्यसनानि मोक्षे ॥२१॥ क्षीरसागरतरङ्गसीकरासारतारकितचारुमूर्तये। भोगिभोगशयनीयशायिने माधवाय मधुविद्विषे नमः ॥ २२ ॥

इति श्रीकुलशेखरेण राज्ञा विरचितं मुकुन्दमालास्तोत्रं संपूर्णम्।

કરવાં તે મેદને કાપવા સમાન છે, પૂર્તની ક્રિયાઓ ભસ્મમાં હોમ કરવા સમાન છે અને તીર્થમાં સ્નાન કરવાં તે ગજના સ્નાન સમાન છે એટલે નિરર્થક છે તે દેવ નારાયણ (આ જગત્માં) વિજય પામે છે. ૨૦

"હે આનન્દરૂપ! હે ગોવિંદ! હે મુકુન્દ! હે રામ! હે નારાયણ! હે અનન્ત! હે રોગરહિત!" એ પ્રમાણે બોલવાને સમર્થ હોવા છતાં પણ કોઇ કાંઇ પણ બોલી શકતુ નથી એ આશ્ચર્ય છે. ખરેખર મોક્ષ મેળવવામાં મનુષ્યોને ઘણાં દુ:ખો છે. ૨૧

ક્ષીરસાગરના તરઙ્ગોનાં બિંદુઓના અત્યંત છંટકાવથી ચળકતી છે સુંદર મૂર્તિ જેની એવા અને સર્પના શરીરરૂપી શય્યાપર સુતેલા એવા મધુદૈત્યના શત્રુ ભગવાન્ માધવને હું પ્રણામ કરું છું. ૨૨

ઇતિ શ્રીકુલશેખર રાજાએ રચેલું "મુકુન્દમાલાસ્તોત્ર" સંપૂર્ણ

## श्रीविष्णोः षोडशनामस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ औषधे चिन्तयेद्विष्णुं भोजने च जनार्दनम् । शयने पद्मनाभं च विवाहे च प्रजापतिम् ॥ १ ॥ युद्धे चक्रधरं देवं प्रवासे च त्रिविक्रमम् । नारायणं तनुत्यागे श्रीधरं प्रियसङ्गमे ॥ २ ॥ दुःस्वप्ने स्मर गोविन्दं संकटे मधुसूदनम् । कानने नारसिंहं च पावके जलशायिनम् ॥ ३ ॥ जलमध्ये वराहं च पर्वते रघुनन्दनम् । गमने वामनं चैव सर्वकार्येषु माधवम् ॥४॥

### શ્રીવિષ્ણુષોડશનામસ્તોત્રમ્

ઔષધના સમયમાં વિષ્ણુનું ચિંતવન કરવું, ભોજનસમયે જનાર્દનનું ચિંતવન કરવું, શયનસમયે પદ્મનાભનું અને વિવાહ-સમયે પ્રજાપતિનું ચિંતવન કરવું. ૧

યુદ્ધના સમયે ચક્રધારણ કરનાર દેવનું, પ્રવાસમાં ત્રિવિક્રમનું, મૃત્યુસમયમાં નારાયણનું અને પ્રિય વસ્તુના સંગમસમયે શ્રીધરનું ચિંતવન કરવું. ૨

ખરાબ સ્વપ્ન આવ્યું હોય ત્યારે ગોવિંદનું સ્મરણ કરવું, સંકટસમયે મધુસૂદનનું સ્મરણ કરવું, વનમાં નૃસિંહ ભગવાન્‌નું સ્મરણ કરવું અને અગ્નિને વિષે જલમાં સુનારા શેષશાયીનું સ્મરણ કરવું. ૩

જલના મધ્યમાં વરાહનું સ્મરણ કરવું, પર્વત ઉપર રઘુનંદનનું સ્મરણ કરવું. ગમનસમયમાં વામન ભગવાન્‌નું સ્મરણ કરવું અને સર્વ કાર્યોને વિષે માધવનું સ્મરણ કરવું. ૪

षोडशैतानि नामानि प्रातरुत्थाय यः पठेत् । सर्वपापविनिर्मुक्तो विष्णुलोके महीयते ॥ ५ ॥

इति श्रीविष्णोः षोडशनामस्तोत्रं संपूर्णम् ।

## हरिमीडेस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ स्तोष्ये भक्त्या विष्णुमनादिं जगदादिं यस्मिन्नेतत्संसृतिचक्रं भ्रमतीत्थम् । यस्मिन् दृष्टे नश्यति तत्संसृतिचक्रं तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १ ॥ यस्यैकांशादित्थमशेषं जगदेतत्प्रादुर्भूतं येन पिनद्धं पुनरित्थम् । येन व्याप्तं

આ પ્રમાણે આ ભગવાન્‌નાં સોલ નામને જે મનુષ્ય સવારમાં ઉઠીને પાઠ કરે છે તે સર્વ પાપમાંથી મુક્ત થઈ અંતે વિષ્ણુ-લોકને વિષે જાય છે. ૫

ઇતિ શ્રી "વિષ્ણુષોડશનામસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીહરિમીડસ્તોત્ર

હું સર્વવ્યાપક, જેનો કોઇ આદિ નથી એવા અને જગત્‌ના આદિભૂત તે પરમાત્માની ભકિત વડે સ્તુતિ કરૂં છું કે જેને વિષે આ સંસારનું ચક્ર આવી રીતે (જોવામાં આવે છે તે પ્રમાણે) ભ્રમણ કરે છે અને જેને જોવાથી (જેનું જ્ઞાન થવાથી) એ સંસાર-ચક્રનો નાશ થાય છે (એટલે મનુષ્ય તેમાંથી મુકત થાય છે) તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિની હું સ્તુતિ કરૂં છું. ૧

જેના એક અંશ વડે આ (જોવામાં આવતું) સમગ્ર જગત્ ઉત્પન્ન થએલું છે અને જેણે તેને એ પ્રમાણે (પ્રપંચમાં) બંધન-યુકત કરેલું છે, જેના વડે એ જગત્ વ્યાપ્ત છે તથા જેણે સુખ-

येन विबुद्धं सुखदुःखैस्तं संसार० ॥ २ ॥ सर्वज्ञो यो यश्च हि सर्वः सकलो यो यश्चानन्दोऽनन्तगुणो यो गुणधामा । यश्चाव्यक्तो व्यस्तसमस्तः सदसद्यस्तं संसार० ॥ ३ ॥ यस्मादन्याऽस्त्यपि नैनं परमार्थं दृश्यादन्यो निर्विषयज्ञानमयत्वात् । ज्ञातृज्ञानज्ञेयविहीनोऽपि सदा ज्ञस्तं संसार० ॥ ४ ॥ आचार्येभ्यो लब्धसुसूक्ष्माच्युततत्त्वा वैराग्येणाभ्यासबलाच्चैव द्रढिम्ना। भक्त्यैका-

દુઃખો વડે તેને વ્યાપ્ત કરેલું છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨

જે સર્વને જાણનાર, સર્વરૂપ અને સર્વ કલાઓયુકત છે; જે આનન્દસ્વરૂપ, અનન્ત ગુણવાળા તથા ગુણોના સ્થાનરૂપ છે અને જે (મન વાણી વગેરેથી) ન જાણી શકાય તેવા, ભિન્ન અને અભિન્નરૂપે રહેલા તથા કાર્ય અને કારણરૂપ છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩

જેનાથી વાસ્તવિક રીતે ભિન્ન વસ્તુ કોઇ છે જ નહિ અને જે ઇન્દ્રિઓના વિષયથી રહિત જ્ઞાનરૂપ હોવાથી દૃશ્ય વસ્તુમાત્રથી ભિન્ન છે, તેમ જે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય (એટલે જાણવા યોગ્ય વસ્તુ) એ ત્રણેથી રહિત હોવા છતાં જે જ્ઞાતા–સર્વજ્ઞ છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૪

સદ્ગુરુઓ પાસેથી જેમણે પરમાત્માનું સૂક્ષ્મ તત્ત્વ જાણેલું છે અને ત્યારપછી પ્રબલ વૈરાગ્ય અને અભ્યાસના બલથી તેમ ભક્તિવડે જેઓ એકાગ્ર દૃષ્ટિથી ધ્યાનનિષ્ઠ થએલા છે એવા

मध्यानपरा यं विदुरीशं तं संसार० ॥ ५ ॥ प्राणानायम्योमिति चित्तं हृदि रुद्ध्वा नान्यत्स्मृत्वा तत्पुनरत्रैव विलाप्य । क्षीणे चित्ते भाहशिरस्मीति विदुर्यं तं संसार० ॥ ६ ॥ यं ब्रह्माख्यं देवमनन्यं परिपूर्णं हृत्स्थं भक्तैर्लभ्यमजं सूक्ष्ममतर्क्यम् । ध्यात्वाऽऽत्मस्थं ब्रह्मविदो यं विदुरीशं तं संसार० ॥ ७ ॥ मात्रातीतं स्वात्मविकाशात्मविबोधं ज्ञेयातीतं ज्ञानमयं हृद्युपलभ्यम् । भाव-
યોગીઓ જેને 'ઇશ્વર' એ પ્રમાણે જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૫

પ્રાણોને-ઇન્દ્રિયોને નિયમમાં રાખી, ઓમ્ એ પ્રણવોચ્ચારથી ચિત્તને હૃદયને વિષે રોકીને, બીજી કોઇ પણ વસ્તુનું સ્મરણ ન કરતાં તે ચિત્તને તે પરમાત્મામાં લય પમાડી, તે ચિત્ત જ્યારે ક્ષય પામે ત્યારે તે 'સ્વયંપ્રકાશ ચૈતન્યસ્વરૂપ પરમાત્મા હું છું' એ પ્રમાણે (યોગીઓ) જેને જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૬

જે સ્વયંપ્રકાશ, જેનાથી અન્ય કાંઇ છે જ નહિ એવા, જે પરિપૂર્ણ, સર્વના હૃદયને વિષે રહેલા, ભકતોવડે પ્રાપ્ત થઇ શકે તેવા, જન્મરહિત, સૂક્ષ્મ, વિચારમાં ન આવી શકે તેવા અને જેને 'બ્રહ્મ' એ પ્રમાણે કહેવામાં આવે છે તેમ બ્રહ્મવેત્તાઓ પોતાના આત્માને વિષે રહેલા એવા જે પરમાત્માનું ધ્યાન કરીજેને 'ઇશ્વર' એ પ્રમાણે જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૭

જેને યોગીઓ "શબ્દાદિ તન્માત્રાઓથી પર રહેલા, સ્વયંપ્રકાશ હોવાથી આત્મજ્ઞાનરૂપ, દૃશ્યમાન જ્ઞેય વસ્તુઓથીપર, જ્ઞાનમય, હૃદયને વિષે પ્રાપ્ત થવા યોગ્ય, વિશુદ્ધ ભાવથી મળી શકે તેવા

ग्राह्यानन्दमनन्यं च विदुर्यं तं संसार० ॥ ८ ॥ यद्यद्वेद्यं वस्तु सतत्त्वं विषयाख्यं तत्तद्ब्रह्मैवेति विदित्वा तदहं च । ध्यायंत्येवं यं सनकाद्या मुनयोऽजं तं संसार० ॥ ९ ॥ यद्यद्वेद्यं तत्तदहं नेति विहाय स्वात्मज्योतिर्ज्ञानमयानन्दमवाप्य । तस्मिन्नस्मीत्यात्मविदो यं विदुरीशं तं संसार० ॥ १० ॥ हित्वा हित्वा दृश्यमशेषं सविकल्पं मत्वा शिष्टं भादृशिमात्रं गगनाभम् । त्यक्त्वा देहं

અને તેથી જ આનન્દરૂપ અને જેનાથી ભિન્ન કંઇ છે જ નહિ" એવા જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૮

સનકાદિ મુનિયો, "શબ્દાદિ વિષયરૂપે રહેલી જે જે તત્ત્વ-સહિત જાણવાયોગ્ય વસ્તુ છે તે તે સર્વ બ્રહ્મજ છે" એમ જાણીને ત્યારપછી 'તે બ્રહ્મરૂપજ હું છું' એમ જેનું ધ્યાન કરે છે તેમ જે જન્મરહિત છે એવા તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૯

'આ સંસારની સર્વ જાણવાયોગ્ય જે જે વસ્તુઓ છે તે હું નથી' એમ સમજી તે સર્વનો ત્યાગ કરી, સ્વયંપ્રકાશરૂપ એવા જ્ઞાનમય આનંદને પામી, 'તેને વિષે હું રહેલો છું' એમ આત્મ-જ્ઞાની પુરુષો જેને 'ઇશ્વરરૂપ' જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૦.

"કલ્પનામાત્રરૂપે રહેલી આ સમગ્ર દૃશ્ય વસ્તુમાત્રનો-જગત્-નો-વારંવાર ત્યાગ કરીને હવે આકાશસ્વરૂપ સ્વયંપ્રકાશ બ્રહ્મ જ શેષ રહેલું છે" એમ માની પરમાત્માના પરમભક્તો પોતાના દેહનો

यं प्रविशन्त्यच्युतभक्तास्तं संसार० ॥ ११ ॥ सर्वत्रास्ते सर्वशरीरी न च सर्वः सर्वं वेत्त्येवेह न यं वेत्ति च सर्वः । सर्वत्रान्तर्यामितयेत्थं यमयन्यस्तं संसार० ॥ १२ ॥ सर्वं दृष्ट्वा स्वात्मनि युक्त्या जगदेतद्दृष्ट्वात्मानं चैवमजं सर्वजनेषु । सर्वात्मैकोऽस्मीति विदुर्यं जनहृत्स्थं तं संसार० ॥ १३ ॥ सर्वत्रैकः पश्यति जिघ्रत्यथ भुङ्क्ते स्प्रष्टा श्रोता बुद्ध्यति चेत्याहुरिमं यम् । साक्षी चास्ते

ત્યાગ કરી જેને વિષે પ્રવેશે છે–લય પામે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૧

જે સર્વનાં શરીરમાં રહીને સર્વત્ર–સર્વ વ્યાપક–રહેલા છે છતાં જે તે સર્વરૂપે નથી, જે પોતે આ જગત્‌માં રહી સર્વને જાણે છે, છતાં જેને સર્વ જાણી શકતાં નથી તેમ જે સર્વના અંતરમાં નિયામક તરીકે રહીને એ પ્રમાણે સર્વને નિયમમાં રાખે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૨.

'આ સમગ્ર જગત્ પોતાને જ વિષે રહેલું છે' એમ યુક્તિપૂર્વક જોઇને તેમ 'જન્મરહિત એવો પોતાનો આત્મા પણ સર્વ જનોને વિષે રહેલો છે' એમ જોઇને "સર્વના આત્મસ્વરૂપ હું એક જ બ્રહ્મરૂપ છું" એમ જાણી યોગીઓ જેને પોતાના હૃદયને વિષે રહેલા જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૩

"જે એક તત્ત્વ સર્વમાં રહીને પોતે જુએ છે, સુંઘે છે તથા ખાય છે, જે સ્પર્શ કરે છે, જે સાંભળે છે તથા જે જાણે છે" એમ જે એ પરમાત્માને યોગીઓ કહે છે તથા કેટલાક જેમને

कर्तृषु पश्यन्निति चान्ये तं संसार० ॥ १४ ॥ पश्यन् शृण्वन्नत्र विजानन्रसयन् सन् जिघ्रन्बिभ्रद्देहमिमं जीवतयेत्थम् । इत्यात्मानं यं विदुरीशं विषयज्ञं तं संसार० ॥ १५ ॥ जाग्रद्दृष्ट्वा स्थूलपदार्थानथ मायां दृष्ट्वा स्वप्नेऽथापि सुषुप्तौ सुखनिद्राम् । इत्यात्मानं वीक्ष्य मुदास्ते च तुरीये तं संसार० ॥ १६ ॥ पश्यन् शुद्धोऽप्यक्षर एको गुणभेदान्नानाकारान् स्फाटिकवद्भाति विचित्रः ।

'કાર્યોના જોનારા સાક્ષિરૂપે એ રહેલા છે' એમ કહે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૪

જે આત્મા જોતો, સાંભળતો, જાણતો, સ્વાદ લેતો તથા સુંઘતો થકો આ દેહને જીવપણાના હેતુથી આ જોવામાં આવે છે તે પ્રમાણે ધારણ કરે છે એમ વિષયને જાણનાર આત્માને જે યોગીઓ 'ઇશ્વર' માને છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૫

જાગ્રત્ અવસ્થામાં આ સ્થૂલ પદાર્થોને જોઇ ત્યાર પછી સ્વપ્નાવસ્થામાં તેની જ માયાનું દર્શન કરી, સુષુપ્તિ અવસ્થામાં તે માયાથી થતી સુખની નિદ્રાનો અનુભવ લઇ તુરીય–ચતુર્થ–અવસ્થામાં આત્મદર્શન કરી જેનાથી યોગીઓ આનંદ પામે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૬

જે સાક્ષિરૂપે જોતા, શુદ્ધ, અવિનાશી અને એક હોવા છતાં સાત્ત્વિકાદિ ગુણોથી નાના પ્રકારના ભેદોને પામી સ્ફટિક મણિની સમાન વિચિત્ર પ્રકારના જોવામાં આવે છે, તેમ જે જન્મરહિત

भिन्नश्छिन्नश्चायमजः कर्मफलैर्यस्तं संसार० ॥ १७ ॥ ब्रह्मा विष्णू रुद्रहुताशौ रविचन्द्राविन्द्रो वायुर्यज्ञ इतीत्थं परिकल्प्य । एकं सन्तं यं बहुधा दुर्मतिभेदात्तं संसार० ॥ १८ ॥ सत्यं ज्ञानं शुद्धमनन्तं व्यतिरिक्तं शान्तं गूढं निष्कलमानन्दमनन्यम् । इत्याहादौ यं वरुणोऽसौ भृगवेऽजं तं संसार० ॥ १९ ॥ कोशानेतान्पञ्चरसादीनतिहाय ब्रह्मास्मीति स्वात्मनि निश्चित्य दृशिस्थः ।

હોવા છતાં પોતાનાં કર્મોવડે (સ્ફટિકની સમાન) છિન્ન વિચ્છિન્ન થએલા જણાય છે તે (આત્મસ્વરૂપે રહેલા) સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૭

બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, ઇન્દ્ર, વાયુ અને યજ્ઞ એ પ્રમાણે ભિન્ન ભિન્ન રીતે કલ્પના કરીને, એક હોવા છતાં દુર્બુદ્ધિના ભેદથી જેમને અનેકરૂપે મનુષ્યો કહે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૮

"જે ત્રણે કાલમાં સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, શુદ્ધ, અન્તરહિત, સર્વેથી ભિન્ન, શાન્ત, ગૂઢ, અવયવ વિશેષથી રહિત, આનન્દસ્વરૂપ, અને અદ્વિતીય છે" એ પ્રમાણે આદિમાં જે જન્મરહિત પરમાત્માના સ્વરૂપને વરુણદેવે ભૃગુ નામના મહર્ષિને કહ્યું હતું તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૧૯

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશો અને તેમના પંચ રસ વગેરેનો ત્યાગ કરીને "હું બ્રહ્મ છું" એમ પોતાના આત્માને વિષે નિશ્ચય કરીને, વરુણ

पित्रादिष्टो वेद भृगुर्यं यजुरन्ते तं संसार० ॥ २० ॥ येनाविष्टो यस्य च शक्त्या यदधीनः क्षेत्रज्ञोऽयं कारयिता जन्तुषु कर्तुः । कर्ता भोक्ताऽऽत्माऽत्र हि चिच्छक्त्यधिरूढस्तं संसार० ॥२१॥ सृष्ट्वा सर्वं स्वात्मतयैवेत्थमतर्क्यं व्याप्याथान्तः कृत्स्नमिदं सृष्टमशेषम् । सच्च त्यच्चाभूत्परमात्मा स य एकस्तं संसार० ॥ २२ ॥ वेदान्तैश्चाध्यात्मिकशास्त्रैश्च पुराणैः शास्त्रैश्चान्यैः सात्वततन्त्रैश्च

નામના પિતાએ યજુર્વેદના અંતને વિષે જેનો ઉપદેશ આપવાથી જે ભૃગુ નામના ઋષિ બ્રહ્મદૃષ્ટિવાળા થઈ જેને જાણતા હતા તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૦

જેમના વડે આ જીવાત્મા દેહાદિમાં પ્રવિષ્ટ થએલો છે અને જેમને આધીન થઈ જેમની શક્તિવડે યુક્ત થઈને પોતે પ્રાણીઓને વિષે કાર્ય કરાવનાર, કર્તાનો પણ કર્તા અને ભોક્તા મનાય છે તેમ એ જીવાત્મા જે ચિચ્છક્તિ વડે વ્યાપ્ત છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૧

જે પરમાત્મા પોતે એક છે, છતાં પણ જેમણે પોતાના સ્વરૂપસ્વરૂપે તર્કથી પણ ન જાણી શકાય એવું આ સમગ્ર જગત્ રચ્યું છે અને તે રચી તેની અંદર સર્વત્ર વ્યાપ્ત થઈને જે એકાકી પ્રત્યક્ષ તથા પરોક્ષરૂપે રહેલા છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૨

જે પરમાત્માને જ્ઞાનીઓ ઉપનિષદો વડે, બીજાં આધ્યાત્મિક શાસ્ત્રો વડે, પુરાણો વડે તથા અન્ય શાસ્ત્રો અને સાત્વત તંત્રો વડે જાણીને પછી આન્તરિક રીતે પોતાના ચિત્તને વિષે પણ

यमीशम् । दृष्ट्वाथान्तश्चेतसि बुद्ध्या विविशुर्यं तं संसार०॥२३॥ श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानैर्ज्ञातुं शक्यो देव इहैवाशु य ईशः । दुर्विज्ञेयो जन्मशतैश्चापि विना तैस्तं संसार० ॥ २४ ॥ यस्यातर्क्यं स्वात्मविभूतेः परमार्थं सर्वं खल्वित्यत्र निरुक्तं श्रुतिविद्भिः । तज्जातित्वादब्धितरङ्गागमभिन्नं तं संसार० ॥ २५ ॥ दृष्ट्वा गीतास्वक्षरतत्त्वं विधिनाजं भक्त्या गुर्व्यालभ्य हृदिस्थं दृशिमात्रम् ।

ઓળખી જેમાં પ્રવેશ કરે છે-બ્રહ્મમય થાય છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૩

જે પરમાત્મા શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન તથા શમદમાદિ સાધનો વડે યત્ન કરનાર પુરુષો વડે જ આ લોકને વિષે જાણવાને યોગ્ય છે-જેમનું સ્વરૂપ સમજી શકાય તેવું છે-અને એ સાધનો વિના સેંકડો જન્મોએ પણ જેમનું સ્વરૂપ સમજી શકાય તેવું નથી તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૪

જે પરમાત્માની આત્મવિભૂતિનું સત્યસ્વરૂપ તર્કથી જાણી શકાય તેવું નથી તથા જેને વેદને જાણનાર મહાપુરુષોએ "सर्वं खल्विदं ब्रह्म-આ સર્વ બ્રહ્મ છે" એ સૂત્રને વિષે સમજાવેલું છે અને જેમનાથી ઉત્પન્ન થએલ વસ્તુમાત્રનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય સમુદ્રથી સમુદ્રના તરંગો જેમ જુદા નથી તે પ્રમાણે જેમનાથી જુદાં નથી તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૫

ગીતાને વિષે કહેલા જન્મરહિત તથા અવિનાશી એવા એ પરમાત્માના તત્ત્વને વિધિવડે જાણીને, અનન્ય ભક્તિવડે શરીરમાં દ્રષ્ટારૂપે રહેલા તે પરમાત્માને પોતાના હૃદયને વિષે રહેલા

ध्यात्वा तस्मिन्नस्म्यहमित्यत्र विदुर्यं तं संसार० ॥ २६ ॥ क्षेत्रज्ञत्वं प्राप्य विभुः पञ्चमुखैर्यो भुङ्क्तेऽजस्रं भोग्यपदार्थान्प्रकृतिस्थः । क्षेत्रे क्षेत्रेष्विन्दुवदेको बहुधाऽऽस्ते तं संसार० ॥ २७ ॥ युक्त्यालोड्य व्यासवचांस्यत्र हि लभ्यः क्षेत्रक्षेत्रज्ञान्तरविद्भिः पुरुषाख्यः । योऽहं सोऽसौ सोऽस्म्यहमेवेति विदुर्यं तं संसार० ॥ २८ ॥

સમજીને અને તેમનું ધ્યાન કરીને "હું તે પરમાત્મામાં રહેલો છું" એ પ્રમાણે જે પરમાત્માને આ લોકમાં યોગીઓ માને છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૬

જે સર્વવ્યાપક પરમાત્મા પ્રકૃતિમાં પ્રતિબિંબરૂપે રહી ક્ષેત્રજ્ઞ-જીવ–પણાને પામીને પાંચ ઇન્દ્રિયોવડે ભોગ્ય પદાર્થોનો હમેશાં ઉપભોગ કરે છે અને જે (એક છતાં) દરેક શરીરોને વિષે (ભિન્ન ભિન્ન) જલોને વિષે ચન્દ્ર જેમ જુદો જુદો જોવામાં આવે છે તે પ્રમાણે અનેકરૂપે જણાય છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૭

ભગવાન્ વેદવ્યાસનાં બ્રહ્મસૂત્રાદિ વચનોનું યુક્તિપુરઃસર મન્થન કરવાથી જે પ્રાપ્ત થઇ શકે છે તેમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ–દેહ અને જીવાત્મા–ના અંતરને જાણનારા મહાપુરુષો જેમને "પુરુષ" એ પ્રમાણે કહે છે અને "જે હું છું તેજ તે પરમાત્મા છે અને જે પરમાત્મા છે તેજ હું છું" એ પ્રમાણે જેને જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની સ્તુતિ કરું છું. ૨૮

एकीकृत्यानेकशरीरस्थमिमं ज्ञं यं विज्ञायेहैव स एवाशु भवन्ति ।
यस्मिँल्लीना नेह पुनर्जन्म लभन्ते तं संसार० ॥ २९ ॥ द्वन्द्वैकत्वं
यच्च मधुब्राह्मणवाक्यैः कृत्वा शक्रोपासनमासाद्य विभूत्या ।
योऽसौ सोऽहं सोऽस्म्यहमेवेति विदुर्यं तं संसार० ॥ ३० ॥
योऽयं देहे चेष्टयिताऽन्तःकरणस्थः सूर्ये चासौ तापयिता सोऽस्म्य-
हमेव । इत्यात्मैक्योपासनया यं विदुरीशं तं संसार० ॥ ३१ ॥

અનેક શરીરોમાં રહેલા તે સર્વજ્ઞ પરમાત્માને 'સર્વમાં એકજ-રૂપે રહેલા છે' એમ સમજીને અને ત્યાર પછી તેમને અનુભવથી જાણીને જે યોગીઓ તે પરમાત્મસ્વરૂપ થઈ જાય છે અને જેમાં લીન થએલા તે યોગીઓ ફરીને આ સંસારમાં જન્મ પામતા નથી તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૯

બ્રાહ્મણ વિભાગમાં કહેલાં મધુ વાકયો વડે આ સર્વ દ્વન્દ્વોને એકરૂપ જ સમજી અને ઐશ્વર્ય વડે (સમાનતાથી) ઈન્દ્રરૂપ પરમાત્માની ઉપાસના કરીને યોગીઓ "જે એ પરમાત્મા છે તે હું છું અને જે હું છું તે તે છે" એમ જેમને જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૦

"જે આ દેહને વિષે અન્તઃકરણમાં રહીને સર્વ પ્રકારની ચેષ્ટા કરાવી રહેલા છે તેમ જે સૂર્યમાં રહીને તાપ પમાડનાર છે તે હું જ છું" એમ આત્માની એકતા સમજી તે પ્રમાણે ઉપાસના કરી યોગીઓ જેમને ઈશ્વર જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૧

विज्ञानांशो यस्य सतः शक्त्यधिरूढो बुद्धिर्बुद्ध्यत्यत्र बहिर्बोध्यपदार्थान्। नैवान्तःस्थं बुद्ध्यति यं बोधयितारं तं संसार० ॥३२॥ कोऽयं देहे देव इतीत्थं सुविचार्य ज्ञाता श्रोताऽऽनन्दयिता चैष हि देवः। इत्यालोच्य ज्ञांशमिहास्मीति विदुर्यं तं संसार०॥३३॥ को ह्येवान्यादात्मनि न स्यादयमेष ह्येवानन्दः प्राणिति चापानिति चेति। इत्यस्तित्वं वक्त्युपपत्त्या श्रुतिरेषा तं संसार० ॥३४॥ प्राणो वाहं

જે સદ્રૂપ પરમાત્માના વિજ્ઞાનાંશરૂપ બુદ્ધિ જેમની શક્તિને આધીન થઈને બહારના જાણવા યોગ્ય પદાર્થોને જાણે છે, પરંતુ અંતરમાં રહેલા તે જ્ઞાન કરાવનાર પરમાત્માને જાણી શકતી નથી તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૨

આ દેહને વિષે કોણ દેવ રહેલા છે તેનો સારી રીતે વિચાર કરીને જાણનાર, સાંભળનાર તથા આનંદ આપનાર આજ દેવ–પરમાત્મા છે એમ બરાબર સમજી, "તે જ્ઞાનરૂપ પરમાત્માનો અંશ જ આ દેહને વિષે હું છું" એમ જેને યોગીઓ જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૩

આ આનંદરૂપ પરમાત્મા જો આ શરીરમાં ન હોત તો પ્રાણ તથા અપાન વાયુઓની ક્રિયા બીજો કોણ કરત? (માટે એ કોઈ પરમાત્મા છે) એ પ્રમાણે 'को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्" આ શ્રુતિ યુક્તિપુરઃસર જેના અસ્તિત્વનું પ્રતિપાદન કરે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૪

वाक्श्रवणादीनि मनो वा बुद्धिर्वाहं व्यस्त उताहोपि समस्तः। इत्यालोच्य ज्ञप्तिरिहास्मीति विदुर्यं तं संसार० ॥३५॥ नाहं प्राणो नैव शरीरं न मनोऽहं नाहं बुद्धिर्नाहमहंकारधियौ च । योऽत्र ज्ञांशः सोऽस्म्यहमेवेति विदुर्यं तं संसार० ॥ ३६ ॥ सत्तामात्रं केवलविज्ञानमजं सत् सूक्ष्मं नित्यं तत्त्वमसीत्यात्मसुताय । नाम्नामन्ते प्राह पिता यं विभुमाद्यं तं संसार० ॥ ३७ ॥ मूर्तामूर्ते पूर्वम-

"હું પ્રાણ છું અથવા હું વાણી છું, હું શ્રવણાદિ ઇન્દ્રિઓરૂપ છું અથવા તો મનરૂપ છું, કે બુદ્ધિરૂપ છું, હું એકજ છું અથવા તો સમસ્તરૂપ છું" એમ સર્વનો વિચાર કરી 'આ દેહમાં હું જ્ઞાનરૂપ છું' એમ જે પરમાત્માને (યોગીઓ) જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૫

હું પ્રાણ પણ નથી, હું શરીર નથી, હું મનરૂપ નથી, હું ચિત્તસ્વરૂપ પણ નથી તેમ હું અહંકાર કે બુદ્ધિરૂપ પણ નથી, પરંતુ 'જે જ્ઞાતા પરમાત્મા છે તેના અંશરૂપે આ શરીરમાં હું રહેલો છું' એમ જેમને (યોગીઓ) જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૬

જે સત્તામાત્ર, કેવળ વિજ્ઞાન–ચિત્સ્વરૂપ–રૂપ, ઉત્પત્તિરહિત, અવિનાશી, સૂક્ષ્મ અને નિત્યરૂપ છે તેમ "तत्त्वमसि–તે બ્રહ્મસ્વરૂપ તું છે" એમ સામવેદના અન્તમાં છાન્દોગ્યોપનિષદ્‌ને વિષે ઉદ્દાલક નામના પિતાએ પોતાના પુત્રને જે વ્યાપક અને સર્વના આદિભૂત પરમાત્માનું સ્વરૂપ કહ્યું હતું તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૭

पोह्याथ समाधौ दृश्यं सर्वं नेति च नेतीति विहाय। चैतन्यांशे स्वात्मनि सन्तं च विदुर्यं तं संसार० ॥ ३८ ॥ ओतं प्रोतं यत्र च सर्गं गगनान्तं यो स्थूलानण्वादिषु सिद्धोऽक्षरसंज्ञः। ज्ञाताऽतोऽन्यो नेत्युपलभ्यो न च वेद्यस्तं संसार० ॥ ३९ ॥ तावत्सर्वं सत्यमिवाभाति यदेतद्यावत्सोऽस्मीत्यात्मनि यो ज्ञो नहि दृष्टः। दृष्टे तस्मिन् सर्वमसत्यं भवतीदं तं संसार० ॥ ४० ॥ रागामुक्तं लोह-

પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એવાં મૂર્તામૂર્ત પંચભૂતોનો સમાધિને વિષે ત્યાગ કરી, આ સર્વ દૃશ્ય વસ્તુ તે બ્રહ્મરૂપ નથી–નથી જ એમ માની તેમનો પણ ત્યાગ કરી, ચૈતન્યના અંશરૂપ પોતાના આત્માને વિષે રહેલા જે પરમાત્માને(યોગીઓ) જાણે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૮

જે પરમાત્માને વિષે (પૃથિવીથી આરંભી) આકાશ સુધીનું સર્વ એકાકાર થઇ ગએલું છે અને જે સ્થૂલ તથા સૂક્ષ્મ વગેરે સર્વ પદાર્થોમાં અક્ષર નામથી પ્રસિદ્ધ થઇને રહેલા છે તેમ જ્ઞાતા, મેળવવા યોગ્ય અને જાણવા યોગ્ય જેમનાથી બીજો કોઇ પણ નથી તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૩૯

"હું તે બ્રહ્મ–પરમાત્મ–સ્વરૂપ છું" એમ પોતાના આત્માને વિષે જ્યાં સુધી તે જ્ઞાનસ્વરૂપ પરમાત્માને જોયા નથી ત્યાં સુધી જ આ સર્વ દૃશ્ય વસ્તુમાત્ર (મનુષ્યને) સત્ય જણાય છે, પરંતુ જેમને જોયા પછીથી 'આ સર્વ અસત્ય છે' એમ જ્ઞાન થાય છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ–પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૪૦

युतं हेम यथाऽग्नौ योगाष्टाङ्गैरुज्ज्वलितज्ञानमयाग्नौ । दग्ध्वात्मानं ज्ञं परिशिष्टं च विदुर्यं तं संसार० ॥ ४१ ॥ यं विज्ञानज्योतिषमाद्यं सुविभागं हृद्यर्केन्द्वग्न्योकसमीड्यं तडिदाभम् । भक्त्याराध्येहैव विशन्त्यात्मनि सन्तं तं संसार० ॥ ४२ ॥ पायाद्भक्तं स्वात्मनि सन्तं पुरुषं यो भक्त्या स्तौतीत्याङ्गिरसं विष्णुरिमं माम् । इत्यात्मानं स्वात्मनि संहृत्य सदैकस्तं संसार० ॥ ४३ ॥

જેમ લોહુથી યુકત સુવર્ણ અગ્નિને વિષે નાખવાથી (તેને વિકાર નાશ પામી) શુદ્ધ થાય છે તેજ પ્રમાણે યોગનાં આઠ અંગોથી પ્રદીપ્ત થએલા જ્ઞાનરૂપ અગ્નિને વિષે ચિત્તને બાળીને-શુદ્ધ કરીને-બાકી રહેલા જ્ઞાનસ્વરૂપ આત્માને જે પરમાત્મ-સ્વરૂપે (યોગીઓ) કહે છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૪૧

જે વિજ્ઞાનરૂપ તેજવાળા, આદિભૂત, સારી રીતે પ્રકાશમાન થતા હૃદયને વિષે સૂર્ય, ચન્દ્ર અને અગ્નિની સમાન તેજઃસ્વરૂપે નિવાસ કરી રહેલા, સર્વને સેવવા યોગ્ય, વિજળી સમાન કાન્તિ-વાળા અને ભકિતવડે આરાધના કરી (યોગીઓ) આ શરીરમાંજ જે આત્મસ્વરૂપને વિષે પ્રવેશ કરે છે તે સત્‌સ્વરૂપ અને સંસાર-ના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું.

જે વ્યાપક પરમાત્મા પોતાને વિષે સત્‌સ્વરૂપે રહેલા પુરુષ-રૂપ ભકતનું "અંગના સારભૂત એવા આ મારી ભકિતથી સ્તુતિ કરે છે." એમ સમજી રક્ષણ કરે છે અને એ પ્રમાણે (યોગીઓ) જે એ આત્મસ્વરૂપ પરમાત્માને પોતાના આત્માને વિષે મેળવે છે તેમ જે સત્‌સ્વરૂપ તથા એકરૂપજ છે તે સંસારના અંધકારનો નાશ કરનાર હરિ-પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૪૩

इत्थं स्तोत्रं भक्तजनेड्यं भवभीतिध्वान्तार्काभं भगवत्पादीयमिदं यः । विष्णोर्लोकं पठति शृणोति व्रजति ज्ञो ज्ञानं ज्ञेयं स्वात्मनि चाप्नोति मनुष्यः ॥ ४४ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं हरिमीडेस्तोत्रं संपूर्णम्।

## श्रीहरिशरणाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ ध्येयं वदन्ति शिवमेव हि केचिदन्ये शक्तिं गणेशमपरे तु दिवाकरं वै । रूपैस्तु तैरपि विभासि यतस्त्वमेव तस्मात्त्वमेव शरणं मम शङ्खपाणे ॥ १ ॥ नो सोदरो न जनको

આ પ્રમાણે ભકતજનો વડે સ્તુતિ કરવા યોગ્ય, સંસારના ભયરૂપ અંધકારને નાશ કરવામાં સૂર્યસમાન તેજસ્વી અને ભગવત્સ્વરૂપને જણાવવાવાળા આ સ્તોત્રને જે ભણે છે અથવા સાંભળે છે તે મનુષ્ય પરમાત્માના વિષ્ણુલોકને વિષે જાય છે અને અન્તે જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેય (જાણવા યોગ્ય) સ્વરૂપ જે પરમાત્મા તેમને પોતાના આત્માને વિષે પ્રાપ્ત કરે છે અર્થાત્ તે પરમાત્મસ્વરૂપને પામવારૂપ મુકિતને મેળવે છે. ૪૪

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિત "હરિમીડેસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીહરિશરણાષ્ટકસ્તોત્ર

કેટલાક શિવનું ધ્યાન કરવું એમ કહે છે જ્યારે બીજા કેટલાક શક્તિનું તો બીજા ગણેશનું કે સૂર્યનું ધ્યાન કરવું એમ કહે છે, પરંતુ તે સ્વરૂપો વડે પણ આપ જ પ્રકાશમાન છો એટલે તે પણ આપનાં જ સ્વરૂપ છે માટે શંખ જેમના હાથમાં છે એવા હે ભગવન્! આપ જ મારું રક્ષણ થાઓ! ૧

जननी न जाया नैवात्मजो न च कुलं विपुलं बलं वा। संदृश्यते न किल कोऽपि सहायको मे तस्मा० ॥ २ ॥ नोपासिता मदमपास्य मया महान्तस्तीर्थानि चास्तिकधिया नहि सेवितानि। देवार्चनं च विधिवन्न कृतं कदापि तस्मा० ॥ ३ ॥ दुर्वासना मम सदा परिकर्षयन्ति चित्तं शरीरमपि रोगगणा दहन्ति। संजीवनं च परहस्तगतं सदैव तस्मा० ॥ ४ ॥ पूर्वं कृतानि दुरितानि मया तु यानि स्मृत्वाऽखिलानि हृदयं परिकम्पते मे। ख्याता च ते पतितपावनता तु यस्मात्तस्मा० ॥ ५ ॥ दुःखं जराजननजं विवि-

ભાઈ, પિતા, માતા, સ્ત્રી, પુત્ર, કુલ કે મોટું સૈન્ય એ સર્વમાંથી કોઈપણ મારું સહાયક હોય એમ મને જણાતું નથી માટે હે શંખપાણે! આપજ મારું રક્ષણ થાઓ! ૨

મેં મદનો ત્યાગ કરી મોટા દેવોની ઉપાસના કરી નથી, તેમ આસ્તિક બુદ્ધિથી તીર્થોનું સેવન પણ કર્યું નથી, કે વિધિ પ્રમાણે દેવાર્ચન પણ કયારેક કર્યું નથી માટે હે શંખપાણે! આપજ મારું રક્ષણ થાઓ! ૩

દુષ્ટ વાસના મારા ચિત્તને હંમેશાં ખેંચી રહેલી છે અને અનેક રોગો મારા શરીરને બાળી રહેલા છે અને મારું જીવન તે હંમેશાં પરાધીન છે માટે હે શંખપાણે! આપ જ મારું રક્ષણ થાઓ! ૪

પૂર્વમાં મેં જે પાપકર્મો કર્યાં છે તે સર્વનું સ્મરણ થતાં મારું હૃદય કમ્પે છે અને આપ તો 'પતિતને પાવન કરનારા છો' એવી રીતે પ્રસિદ્ધ છો માટે હે શંખપાણે! આપજ મારું રક્ષણ થાઓ! ૫

धाश्च रोगाः काकश्वसूकरजनिर्निरये च पातः। त्वद्विस्मृतेः फल-
मिदं विततं हि लोके तस्मा० ॥ ६ ॥ नीचोपि पापवलितोऽपि
विनिन्दितोऽपि ब्रूयात्तवाहमिति यस्तु किलैकवारम्। तं यच्छ-
सीश निजलोकमिति व्रतं ते तस्मा० ॥ ७ ॥ वेदेषु धर्मवचनेषु
तथागमेषु रामायणेऽपि च पुराणकदम्बके वा। सर्वत्र सर्वविधिना
गदितस्त्वमेव तस्मात्त्वमेव शरणं मम शङ्खपाणे ॥ ८ ॥

इति श्रीमत्परमहंसस्वामिब्रह्मानन्दविरचितं श्रीहरिशरणाष्टकस्तोत्रं संपूर्णम्।

ઘડપણ અને જન્મનાં દુઃખ ભોગવવાં, વિવિધ પ્રકારના રોગો થવા અને કાગડા, કૂતરા કે ડુક્કર વગેરેની યોનિમાં જન્મ થવો કે નરકમાં પડવું એ બધું લોકમાં આપનું સ્મરણ ન કરી આપને જે ભૂલી જવા તેનું જ ફલ ગણાયલું છે માટે હે શંખપાણે! આપ જ મારું રક્ષણ થાઓ! ૬

જે કોઇ નીચ હોય, પાપયુક્ત હોય, કે નિન્દાને પાત્ર થએલો હોય, પણ જો એકવાર પણ આપને "હું તમારો છું" એ પ્રમાણે કહે છે તેને હે ઇશ! આપ આપનો લોક આપો છો એટલે આપના લોકમાં લઇ જાઓ છો એવું આપનું વ્રત છે માટે હે શંખપાણે! આપ મારું રક્ષણ થાઓ! ૭

વેદોમાં, ધર્મશાસ્ત્રોમાં, આગમોમાં, રામાયણમાં કે પુરાણોના સમુદાયમાં પણ સર્વ ઠેકાણે સર્વ વિધિવડે આપનું જ વર્ણન કરવામાં આવેલું છે માટે હે શંખપાણે! આપજ મારું રક્ષણ થાઓ! ૮

ઇતિશ્રી સ્વામિબ્રહ્માનંદવિરચિત "શ્રીહરિશરણાષ્ટકસ્તોત્ર" સંપૂર્ણ.

## संकष्टनाशनविष्णुस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ नारद उवाच । पुनर्दैत्यं समायान्तं दृष्ट्वा देवाः सवासवाः । भयप्रकम्पिताः सर्वे विष्णुं स्तोतुं प्रचक्रमुः ॥ १ ॥ देवा ऊचुः । नमो मत्स्यकूर्मादिनानास्वरूपैः सदाभक्तकार्योद्यतायार्तिहन्त्रे । विधात्रादिसर्गस्थितिध्वंसकर्त्रे गदाशङ्खपद्मारिहस्ताय तेऽस्तु ॥ २ ॥ रमावल्लभायासुराणां निहन्त्रे भुजङ्गारियानाय पीताम्बराय । मखादिक्रियापाककर्त्रे विकर्त्रे शरण्याय तस्मै नताः स्मो नताः स्मः ॥ ३ ॥ नमो दैत्यसंतापिता-

### શ્રીસંકષ્ટનાશન વિષ્ણુસ્તોત્ર

નારદ બોલ્યાઃ–ફરી પાછો દૈત્યને આવતો જોઇ ઇન્દ્રસહિત સર્વ દેવો ભયથી કમ્પાયમાન થઇને વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા. ૧

દેવો બોલ્યાઃ–મત્સ્ય, કૂર્મ વગેરે નાના પ્રકારનાં સ્વરૂપને ધારણ કરીને હમેશાં ભક્તના કાર્યને માટેજ પ્રયત્નશીલ, દુઃખોને દૂર કરનાર, બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રરૂપે જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર અને હાથને વિષે ગદા, શંખ, પદ્મ અને ચક્રને ધારણ કરનાર આપ વિષ્ણુને અમારા પ્રણામ હો. ૨

લક્ષ્મીના પ્રિય! અસુરોનો સંહાર કરનાર, સર્પના શત્રુ એવા ગરુડ ઉપર બેસનાર, પીતામ્બરને ધારણ કરનાર, યજ્ઞાદિક ક્રિયાઓને પરિપૂર્ણ કરનાર, સર્વના એક જ કર્તારૂપ અને શરણે આવેલાનું રક્ષણ કરનાર એવા જે વિષ્ણુ તેમને અમે વારંવાર પ્રણામ કરીએ છીએ. ૩

मर्त्यदुःखाचलध्वंसदम्भोलये विष्णवे ते । भुजङ्गेशतल्पेशयायार्कचन्द्रद्विनेत्राय तस्मै नताः स्मो नताः स्मः ॥ ४ ॥ नारद उवाच । संकष्टनाशनं नाम स्तोत्रमेतत्पठेन्नरः । स कदाचिन्न संकष्टैः पीड्यते कृपया हरेः ॥ ५ ॥

इति श्रीपद्मपुराणे सुरनारदसंवादे संकष्टनाशनं नाम
विष्णुस्तोत्रं संपूर्णम् ।

## पञ्चमहायुधस्तोत्रम् ।

श्रीगणेशाय नमः । विष्णोर्मुखोत्थानिलपूरितस्य यस्य ध्वनिर्दानवदर्पहन्ता । तं पाञ्चजन्यं शशिकोटिशुभ्रं शंखं सदाहं शरणं

દૈત્યોવડે પીડાયલા દેવોના દુઃખરૂપી પર્વતનો નાશ કરવામાં એક વજ્ર જેવા આપ વિષ્ણુને અમારા પ્રણામ હો ! તેમ જ સર્પરાજ શેષની શય્યાપર સુનારા અને સૂર્ય અને ચન્દ્રરૂપી બે નેત્રવાળા આપ વિષ્ણુને અમો વારંવાર પ્રણામ કરીએ છીએ. ૪

નારદ બોલ્યાઃ—આ "સંકષ્ટનાશન" નામના સ્તોત્રનો જે મનુષ્ય પાઠ કરે છે તે હરિ–વિષ્ણુ ભગવાન્‌ની કૃપાથી કયારે પણ સંકટોવડે પીડાતો નથી. ૫

ઇતિ શ્રીપદ્મપુરાણે સુરનારદસંવાદે "સંકષ્ટનાશન" નામનું વિષ્ણુસ્તોત્ર સંપૂર્ણ

## શ્રીપંચમહાયુધસ્તોત્ર

વિષ્ણુ પરમાત્માના મુખના વાયુથી પૂરાયલા જે શંખનો ધ્વનિ દૈત્યોના ગર્વનો નાશ કરે છે તે કરોડો ચન્દ્રની સમાન શુભ્ર એવા પાંચજન્ય નામના શંખને શરણે હું સર્વદા જાઉં છું. ૧

प्रपद्ये ॥ १ ॥ स्फुरत्सहस्रारशिखातितीव्रं सुदर्शनं भास्करकोटि-
तुल्यम्। स्फुरद्विषां प्राणविनाशदक्षं चक्रं सदाहं शरणं प्रपद्ये
॥ २ ॥ हिरण्मयीं मेरुसमानसारां कौमोदकीं दैत्यकुलस्य
हन्त्रीम्। वैकुण्ठवामाग्रकराभिमृष्टां गदां सदाहं शरणं प्रपद्ये ॥
॥ ३ ॥ रक्षोऽसुराणां कठिनोग्रकण्ठच्छेदोच्छलच्छोणितदिग्ध-
धारम्। तं नन्दकं नाम हरेः प्रदीप्तं खड्गं सदाहं शरणं प्रपद्ये ॥
॥ ४ ॥ यस्यातिनादश्रवणात्सुराणां चेतांसि निर्मुक्तभयानि
सद्यः। भवन्ति दैत्याशनिबाणवर्षं शार्ङ्गं सदाहं शरणं प्रपद्ये ॥ ५ ॥

દેદીપ્યમાન એવા હજારો આરાઓની જ્વાલાઓથી અત્યંત તીવ્ર જણાતા, કરોડો સૂર્યની સમાન કાન્તિવાળા અને આવેશવાળા શત્રુઓના તત્કાલ પ્રાણ લેનારા એવા સુદર્શન ચક્રને શરણે હું સર્વદા જાઉં છું. ૨

સુવર્ણની બનાવેલી, મેરુની સમાન દૃઢ, દૈત્ય કુલનો સંહાર કરનારી તથા વિષ્ણુ પરમાત્માએ ડાબા હાથને વિષે ધારણ કરેલી એવી કૌમોદકી નામની ગદાને શરણે હું સર્વદા જાઉં છું. ૩

રાક્ષસ અને અસુરોના કઠિન અને ઉગ્ર એવા કંઠોનું છેદન કરવાથી નીકળેલા લોહીથી જેની ધાર ભરી ગયેલી છે એવા ભગવાન્ વિષ્ણુના તે દેદીપ્યમાન નંદક નામના ખડ્ગને હું સર્વદા શરણે જાઉં છું. ૪

જેના ઘોર નાદના શ્રવણથી દેવોનાં ચિત્તો તત્કાલ ભયરહિત થઇ જાય છે અને દૈત્યોના ઉપર જે વજ્રસમાન બાણોનો વરસાદ વરસાવે છે તે શાર્ઙ્ગ નામના ધનુષ્યને શરણે હું સર્વદા જાઉં છું. ૫

प्रातर्हरेः पञ्चमहायुधानां स्तवं पठेद्यः कृतसर्वरक्षः। जीवेच्छतं सर्वजनैः स पूज्यो निर्वाणकाले विशतीह विष्णुम् ॥ ६ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं पञ्चमहायुधस्तोत्रं संपूर्णम् ॥

## श्रीपरमात्मस्तुतिः ॥

श्रीगणेशाय नमः॥श्रीशुक उवाच॥नमः परस्मै पुरुषाय भूयसेऽसदुद्भवस्थाननिरोधलीलया। गृहीतशक्तित्रितयाय देहिनामन्तर्भवायानुपलक्ष्यवर्त्मने ॥ १ ॥ भूयो नमः सद्वृजिनच्छिदेऽसतामसंभवायाखिलसत्त्वमूर्तये। पुंसां पुनः पारमहंस्य आश्रमे व्यव-

પ્રાતઃકાલમાં જે મનુષ્ય આ ભગવાન્‌ના પાંચ મહાઆયુધોના સ્તોત્રનો પાઠ કરે છે તે સર્વ તરફથી પોતાની રક્ષા કરી સો વર્ષ જીવે છે અને સર્વ માણુસોએ પૂજવા યોગ્ય થઇ અંતમાં ભગવાન્ વિષ્ણુના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૬

ઇતિ શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્યશ્રીમચ્છંકરાચાર્યવિરચિત "પંચમહાયુધ-સ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીપરમાત્મસ્તુતિ

આ અનિત્ય જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કાર્યરૂપ લીલામાત્ર કરવા માટે જેમણે ત્રણ શક્તિઓને ધારણ કરી છે એવા અને પ્રાણીઓના અન્તઃકરણમાં વસતા છતાં પણ જેનો માર્ગ કોઇથી જોઇ શકાતો નથી એવા સર્વવ્યાપક પરમપુરુષને મારા નમસ્કાર હો! ૧

સત્પુરુષોનાં દુઃખોને કાપવા માટે અને દુષ્ટોના વિનાશને માટે જેમણે પૂર્ણ સત્ત્વગુણી મૂર્તિ ધારણ કરી છે એવા અને ચોથા

स्थितानामनुमृग्यदायुषे ॥ २ ॥ नमो नमस्तेऽस्त्वृषभाय सात्वतां विदूरकाष्ठाय मुहुः कुयोगिनाम् । निरस्तसाम्यातिशयेन राधसा स्वधामनि ब्रह्मणि रंस्यते नमः ॥ ३ ॥ यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम् । लोकस्य सद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥ ४ ॥ विचक्षणा यच्चरणोपसादनात् सङ्गं व्युदस्योभयतोऽन्तरात्मनः । विन्दन्ति हि ब्रह्मगतिं गतक्लमास्तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥ ५ ॥ तपस्विनो

સંન્યસ્તાશ્રમમાં રહેનારા પુરુષો વડે શોધતાં જ જેમની પ્રાપ્તિ થઇ શકે છે એવા પરમાત્માને મારા પુનઃ નમસ્કાર હો! ૨

અનુચિત રીતે યોગાભ્યાસ કરનારા પુરુષોને અત્યંત દૂર જણાતા એવા યાદવોમાં શ્રેષ્ઠ પ્રભુને મારા વારંવાર નમસ્કાર હો! અને જેની સમાન સંસારમાં કોઇ પણ નથી એવા વૈભવથી પોતાના બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં જ રમનારા એવા પરમાત્માને મારા નમસ્કાર હો! ૩

જેમનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ અને પૂજન લોકોનાં પાપોનો તત્કાલ નાશ કરે છે એવા અને કલ્યાણકારક જેમનું કીર્તન છે એવા તે પરમાત્માને મારા વારંવાર નમસ્કાર હો! ૪

વિદ્વાન્ પુરુષો જેમનાં ચરણકમલની પ્રાપ્તિ થતાં પૃથ્વી તથા સ્વર્ગ તરફ આસક્ત એવા પોતાના અન્તઃકરણની ઉપાધિઓનો ત્યાગ કરીને શ્રમરહિત થઇ બ્રહ્મગતિને પામે છે તે કલ્યાણ કરનારા પરમાત્માને મારા વારંવાર નમસ્કાર હો! ૫

दानपरा यशस्विनो मनस्विनो मन्त्रविदः सुमङ्गलाः । क्षेमं न विन्दन्ति विना यदर्पणं तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥ ६ ॥ किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा आभीरकङ्का यवनाः खसादयः । येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः शुद्धयन्ति तस्मै प्रभविष्णवे नमः ॥ ७ ॥ स एष आत्मात्मवतामधीश्वरस्त्रयीमयो धर्ममयस्तपोमयः । गतव्यलीकैरजशङ्करादिभिर्वितर्क्यलिङ्गो भगवान् प्रसीदताम् ॥ ८ ॥ श्रियःपतिर्यज्ञपतिः प्रजापतिर्धियां पतिर्लोकपतिर्धरापतिः । पतिर्गतिश्चान्धकवृष्णिसात्वतां प्रसीदतां मे

તપસ્વીઓ, દાન કરનારાઓ, યશસ્વીઓ, વિદ્વાનો, મન્ત્રવેત્તાઓ કે માંગલિક કર્મ કરનારા પણ જેઓ પોતાનું કર્મ પ્રભુને અર્પણ કર્યા વિના કલ્યાણ પ્રાપ્ત કરી શકતા નથી તે કલ્યાણ કરનારા પરમાત્માને મારા વારંવાર નમસ્કાર હો ! ૬

કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આભીર, કંક, યવન અને ખસ વગેરે તેમ જ બીજી જે અધમ જાતિઓ છે તે સર્વ જેમનો આશ્રય કરીને પવિત્ર થાય છે તે પ્રભાવશાલી પરમાત્માને મારા નમસ્કાર હો ! ૭

તે આ જ્ઞાનિઓના આત્મરૂપ, સર્વના ઈશ્વર, વેદમાં જેમનું સ્વરૂપ પ્રતિપાદન કરેલું છે એવા, ધર્મરૂપ, તપોમય તેમ જ બ્રહ્મા તથા શંકર વગેરે દેવોવડે પણ કપટનો ત્યાગ કરવા છતાં જેમનું સત્ય સ્વરૂપ જણાતું નથી એવા ભગવાન્ મને પ્રસન્ન થાઓ ! ૮

લક્ષ્મીના સ્વામી, યજ્ઞના ભોક્તા, પ્રજાના પાલક, બુદ્ધિના પ્રેરક, લોકોના રક્ષક, પૃથ્વીના સ્વામી અને તે જ પ્રમાણે અન્ધક,

भगवान् सतां पतिः ॥ ९ ॥ यदङ्घ्र्यनुध्यानसमाधिधौतया धियाऽनुपश्यन्ति हि तत्त्वमात्मनः । वदन्ति चैतत्कवयो यथारुचं स मे मुकुन्दो भगवान् प्रसीदताम् ॥ १० ॥ प्रचोदिता येन पुरा सरस्वती वितन्वताऽजस्य सती स्मृतिं हृदि । स्वलक्षणा प्रादुरभूत् किलास्यतः स मे ऋषीणामृषभः प्रसीदताम् ॥ ११ ॥ भूतैर्महद्भिर्य इमाः पुरो विभुर्निर्माय शेते यदमूषु पूरुषः । भुङ्क्ते गुणान् षोडश षोडशात्मकः सोऽलंकृषीष्ट भगवान् वचांसि मे

વૃષ્ણિ અને યાદવોના સ્વામી એટલે રક્ષક અને ગતિરૂપ તથા સાધુઓના પાલક એવા ભગવાન્ મને પ્રસન્ન થાઓ! ૯

જ્ઞાની પુરુષો જેમનાં ચરણકમલનું ધ્યાન કરી સમાધિયોગથી નિર્મલ થએલી બુદ્ધિવડે આત્મતત્ત્વને જાણી શકે છે તથા જેમનું વર્ણન તે જ્ઞાનીઓ પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે તે મુકુન્દ ભગવાન્ મને પ્રસન્ન થાઓ! ૧૦

પૂર્વે બ્રહ્મદેવના હૃદયમાં સ્મૃતિ ઉત્પન્ન કરવા માટે જેમણે સરસ્વતીને પ્રેરણા કરી હતી અને જેમનાથી પ્રેરાયલી સરસ્વતી તે બ્રહ્મદેવના મુખમાંથી પોતાનાં લક્ષણસહિત ઉત્પન્ન થઇ હતી તે ઋષિઓમાં શ્રેષ્ઠ એવા પરમાત્મા મને પ્રસન્ન થાઓ! ૧૧

પંચમહાભૂતોથી આ શરીરોનું નિર્માણ કરીને જે વિભુ તેમને વિષે રહીને 'પુરુષ' એ પ્રમાણે કહેવાય છે અને જે સોલ સ્વરૂપે રહીને સોલ ગુણોનો ઉપભોગ કરે છે તે પરમાત્મા મારી વાણીને ઉત્તમ ગુણોથી અલંકૃત કરો. ૧૨

॥ १२ ॥ नमस्तस्मै भगवते व्यासायामिततेजसे । पपुर्ज्ञानमयं सौम्या यन्मुखाम्बुरुहासवम् ॥ १३ ॥ एतदेवात्मभू राजन् नारदाय विपृच्छते । वेदगर्भोऽभ्यधात् साक्षाद्यदाह हरिरात्मनः ॥ १४ ॥

इति श्रीमद्भागवते द्वितीयस्कन्धे श्रीशुकदेवकृतपरमात्मस्तुतिर्नाम चतुर्थोऽध्यायः ।

## श्रीविष्णुमाहिम्नः स्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ महिम्नस्ते पारं विधिहरफणीन्द्रप्रभृतयो विदुर्नाद्याप्यज्ञश्चलमतिरहं नाथ नु कथम् । विजानीयामद्धा नलिननयनात्मीयवचसो विशुद्ध्यै वक्ष्यामीषदपि तु तथापि स्वमतितः

તે અત્યંત તેજસ્વી એવા ભગવાન્ વ્યાસને મારા નમસ્કાર છે, કે જેમના મુખકમલમાંથી નીકળેલા જ્ઞાનમય આસવનું ઉત્તમ જનો પાન કરતા હતા. ૧૩

હે રાજન્! પ્રશ્ન કરતા એવા નારદને પણ વેદગર્ભ બ્રહ્માએ આજ પ્રમાણે કહ્યું હતું, કે જે આત્મસ્વરૂપને ભગવાન્ પોતે પણ સાક્ષાત્ કહે છે. ૧૪

ઇતિશ્રી શુકદેવજીએ કરેલી 'પરમાત્મસ્તુતિ' સંપૂર્ણ.

## શ્રીવિષ્ણુમહિમ્ન: સ્તોત્ર

હે નાથ! આપના મહિમાના પારને બ્રહ્મા, શંકર કે શેષ વગેરે પણ હજી સુધી જાણુતા નથી તો ચંચળ બુદ્ધિવાળો હું તો ખરેખર કેવી રીતે જાણી શકું? તોપણ હે કમળ સરખાં નેત્રવાળા! હું મારી બુદ્ધિ અનુસાર થોડું ઘણું પણ (આપની સ્તુતિરૂપ) બોલું તો તે માત્ર મારી વાણીને પવિત્ર થવા માટે જ બોલું છું. અર્થાત્ દેવો વગેરે પણ આપના મહિમાનું વર્ણન કરી શકે તેમ નથી તો હું તો કેવી રીતેજ કરી શકું? ૧

॥ १ ॥ यदाहुर्ब्रह्मैके पुरुषमितरे कर्म च परेऽपरे बुद्धं चान्ये शिवमपि च धातारमपरे। तथा शक्तिं केचिद् गणपतिमुतार्कं च सुधियो मतीनां वै भेदात्त्वमसि तदशेषं मम मतिः ॥ २ ॥ शिवः पादाम्भस्ते शिरसि धृतवानादरयुतं तथा शक्तिश्चासौ तव तनुजतेजोमयतनुः। दिनेशं चैवामुं तव नयनमूचुस्तु निगमास्त्वदन्यः को ध्येयो जगति किल देवो वद विभो ॥ ३ ॥ क्वचिन्मत्स्यः कूर्मः क्वचिदपि वराहो नरहरिः क्वचित्खर्वो रामो दशरथसुतो

કેટલાક જેને 'બ્રહ્મ' કહે છે, કેટલાક 'પુરુષ' કહે છે, બીજા વળી 'કર્મ' એ પ્રમાણે કહે છે તો કેટલાક 'બુદ્ધ' તો બીજા 'શિવ' તથા કેટલાક 'ધાતા' એ પ્રમાણે કહે છે; વળી કેટલાક 'શક્તિ' તેમ કેટલાક સદ્બુદ્ધિવાળા 'ગણપતિ' કે 'સૂર્ય' એ પ્રમાણે કહે છે, પરંતુ (હે પ્રભો!) મારું તો એવું માનવું છે કે આપ તો માત્ર તેઓની બુદ્ધિના ભેદ થકીજ ભિન્નભિન્ન રૂપે વર્ણન કરાએલા છો, નહિ તો આપ તો એ સર્વસ્વરૂપે જ રહેલા છો. ૨

હે પ્રભો! શંકરે આપનાં ચરણકમળના જલને મસ્તકપર આદરપૂર્વક ધારણ કરેલું છે, તેમ જે શક્તિ છે તે પણ આપના શરીરથી ઉત્પન્ન થએલા તેજોમય શરીરને ધારણ કરવાવાળી છે; વળી આ સૂર્યને પણ વેદો આપના નેત્રરૂપ કહે છે તો હે વિભો! આપ કહો, કે જગત્‌માં ખરેખર આપનાથી અન્ય બીજા કયા દેવ ધ્યાન કરવા યોગ્ય છે? અર્થાત્ આપજ સર્વોત્કૃષ્ટ દેવ છો એમ હું માનું છું. ૩

હે પ્રભો! સ્વતંત્ર, અજન્મા, નિત્ય અને વ્યાપક એવા આપ, કોઇ વખત 'મત્સ્ય' કે 'કૂર્મ' તો કોઇ વખત 'વરાહ' કે 'નરહરિ',

नन्दतनयः। क्वचिद्बुद्धः कल्किर्विहरसि कुभारापहतये स्वतन्त्रोऽजो नित्यो विभुरपि तवाक्रीडनमिदम् ॥ ४ ॥ हृताम्नायेनोक्तं स्तवनवरमाकर्ण्य विधिना द्रुतं मात्स्यं धृत्वा वपुरजर शङ्खासुरमथो। क्षयं नीत्वा मृत्योर्निगमगणमुद्धृत्य जलधेरशेषं संगुप्तं जगदपि च वेदैकशरणम् ॥ ५ ॥ निमज्जन्तं वार्धौ नगवरमुपालोक्य सहसा हितार्थं देवानां कमठवपुषाऽविश्य गहनम्। पयोराशिं पृष्ठे तमजित सलीलं धृतवतो जगद्धातुस्तेऽभूत्किमु सुलभ भाराय गिरिकः

કોઈ વખત 'વામન', દશરથના પુત્ર 'રામ' કે નન્દના પુત્ર 'શ્રીકૃષ્ણ' તો કોઇ વખત 'બુદ્ધ' કે 'કલ્કિ'રૂપે પૃથ્વીનો ભાર નાશ કરવા માટે વિહાર કરો છો, પરંતુ એ સર્વ આપની ક્રીડા–લીલાજ માત્ર છે. ૪

હે અજર! વેદોનું જ્યારે હરણ થયું ત્યારે બ્રહ્માએ આપની કરેલી ઉત્તમ પ્રકારની સ્તુતિ સાંભળી તત્કાળ આપે 'મત્સ્ય'નું સ્વરૂપ ધારણ કર્યું અને શંખાસુરનો વિનાશ કરી, સમુદ્રમાંથી મૃત્યુથકી વેદોનો ઉદ્ધાર કરી સમગ્ર જગતનું સંરક્ષણ કર્યું અને તેથી એ જગત્ પણ અત્યારે આપનેજ એક રક્ષણરૂપ માને છે. અર્થાત્ આપના જેવા રક્ષણકર્તા અન્ય કોઇપણ નથી એમ જ માને છે. ૫

સમુદ્રમાં જ્યારે પર્વતોમાં શ્રેષ્ઠ એવો મંદરાચલ બુડવા લાગ્યો તે સમયે તેને બુડતો જોઇ દેવોના હિતને માટે તત્કાળ કૂર્મનું સ્વરૂપ ધારણ કરી મહા ગંભીર એવા પણ સમુદ્રમાં પ્રવેશ કરી પોતાની પીઠપર એક લીલાપૂર્વક તેને આપે ધારણ કર્યો તે હે અજિત! હે સુલભ! જગતના ધાતા અથવા જગત્‌ને ધારણ કરનાર એવા આપને તે પર્વત શું ભારરૂપ થાય તેમ હતો? કદી નહિ. અર્થાત્ દેવોના કલ્યાણ માટે આપ અપૂર્વ કર્મ કરનાર મહાન્ દેવ છો. એમાં સંશય નથી. ૬

॥ ६ ॥ हिरण्याक्षः क्षोणीमविशदसुरो नक्रनिलयं समादायामर्त्यैः कमलजमुखैरम्बरगतैः । स्तुतेनानन्तात्मन्नचिरमवभाति स्म विधृता त्वया दंष्ट्राग्रेऽसाववनिरखिला कन्दुक इव ॥ ७ ॥ हरिः क्वास्तीत्युक्ते दनुजपतिनाऽऽपूर्य निखिलं जगन्नादैः स्तम्भान्नरहरिशरीरेण करजैः । समुत्पत्याशूरावसुरवरमादारितवतस्तवाख्याता भूमन्किमु जगति नो सर्वगतता ॥ ८ ॥ विलोक्याजं द्वार्गं कपटल-

હે વિષ્ણો! હિરણ્યાક્ષ નામનો અસુર જ્યારે પૃથ્વીને લઇને સમુદ્રને વિષે પેસી ગયો ત્યારે બ્રહ્મા વગેરે દેવોએ આપની આકાશમાં રહીને સ્તુતિ કરી તે સમયે, હે અન્તર્હિત આત્મસ્વરૂપ! એ સમગ્ર પૃથ્વી તત્કાળ જમ એક દડો હોયની તેની માફક આપે આપની દાઢના અગ્રભાગને વિષે ધારણ કરેલી જોવામાં આવી. અર્થાત્ તે સમયે વરાહરૂપ ધારણ કરી આપે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો એવા આપ દયાળુ છો. ૭

હે પ્રભો! “હરિ ક્યાં છે?” એ પ્રમાણે દાનવોના પતિ એવા હિરણ્યકશિપુએ જ્યારે પૂછ્યું તે સમયે તત્કાળ ગર્જનાઓવડે સમગ્ર જગત્‌ને પૂરીને ‘નરહરિ’રૂપ ધારણ કરી સ્તંભમાંથી આપ કુદકો મારીને નીકળ્યા અને પોતાના નખો વડે અસુરોમાં શ્રેષ્ઠ એવા હિરણ્યકશિપુને ઉરઃસ્થલમાં ચીરી નાખ્યો. હે સર્વવ્યાપક! આથી જ આપની જગત્‌માં રહેલી સર્વવ્યાપકતા પ્રસિદ્ધ નથી થઇ શું? અર્થાત્ આપ સર્વવ્યાપક છો તે આ પરથીજ સિદ્ધ થઇ શકે છે એમાં સંદેહ નથી. ૮

હે દેવ! કપટથી ‘વામન’ સ્વરૂપને ધારણ કરનાર એવા આપ અજન્મા ભગવાનને પોતાના દ્વારપર આવેલા જોઇને આપને

घुकायं सुररिपुर्निषिद्धोपि प्रादादसुरगुरुणात्मीयमखिलम् । प्रसन्नस्तद्भक्त्या त्यजसि किल नाद्यापि भवनं बलेर्भक्ताधीन्यं तव विदितमेवामरपते ॥ ९ ॥ समाधावासक्तं नृपतितनयैर्वीक्ष्य पितरं हतं बाणै रोषाद्गुरुतरमुपादाय परशुम् । विना क्षत्रं विष्णो क्षितितलमशेषं कृतवतोऽसकृत्किं भूभारोद्धरणपटुता ते न विदिता ॥ ॥ १० ॥ समाराध्योमेशं त्रिभुवनमिदं वासवमुखं वशे चक्रे

દેવોના શત્રુ એવા બલિરાજાએ પોતાના ગુરુ શુક્રાચાર્યે અટકાવેલો છતાં પોતાનું સમગ્ર અર્પણ કર્યું અને તેથી તેની એ ભક્તિથી પ્રસન્ન થઇને આપ હજી સુધી પણ તે બલિના ભવનને છોડતા નથી, તો હે દેવોના સ્વામી! આપ ભકતાધીન છો તે આ પરથી જ જાણી શકાય તેવું છે. અર્થાત્ આપ ભકતને આધીન થઇ સર્વદા તેનું કલ્યાણ કરવામાં જ તત્પર રહો છો એ નિઃસંશય છે. ૯

સમાધિનિષ્ઠ એવા પોતાના પિતાને રાજપુત્રોએ બાણોવડે મારી નાખેલા જોઇ મહાન્ કોપથી પરશુને ગ્રહણ કરી, હે વિષ્ણો! આપે આ સમગ્ર પૃથ્વીને અનેકવાર ક્ષત્રિયરહિત કરી એથીજ પૃથ્વીનો ભાર ઉતારવામાં રહેલી આપની કુશળતા શું જાણી શકાય તેવી નથી? અર્થાત્ સમયે પૃથ્વીનો ભાર ઉતારવામાં આપ જરા પણ સંકોચ ન પામતાં તે ઉતારી જગતનું કલ્યાણ કરવામાંજ આપ સર્વદા ઉદ્યુકત રહો છો. ૧૦

હે ચક્રને ધારણ કરનાર પ્રભો! ભગવાન્ શંકરનું મહત્ આરાધન કરી ઇન્દ્રસહિત આ ત્રણે લોકને જેણે પોતાને વશ કર્યા અને જે

.चक्रिन्नगणयदनीशं जगदिदम् । गतोऽसौ लङ्केशस्त्वचिरमथ ते बाणविषयं न केनाप्तं त्वत्तः फलमविनयस्यासुररिपो ॥ ११ ॥ क्वचिद्दिव्यं शौर्यं क्वचिदपि रणे कापुरुषता क्वचिद्गीताज्ञानं क्वचिदपि परस्त्रीविहरणम् । क्वचिन्मृत्स्नाशित्वं क्वचिदपि च वैकुण्ठविभवश्चरित्रं ते नूनं शरणद विमोहाय कुधियाम् ॥ १२ ॥ न हिंस्यादित्येतद्ध्रुवमवितथं वाक्यमबुधैरथाग्नीषोमीयं पशुमिति तु

આ જગત્‌ને નિરંતર સ્વામી વિનાનું ગણુતો હુતો અર્થાત્ પોતે જ તેનો અધિપતિ છે એમ માનતો હુતો તે એ લંકાધિપતિ રાવણુ થોડા જ સમયમાં આપના બાણુનો વિષય થઇ પડ્યો અર્થાત્ આપનાથી મૃત્યુ પામ્યો, તેથી હે દૈત્યોના શત્રુ એવા ભગવન્! અવિનયનું ફળ કોણે આપની પાસેથી મેળવ્યું નથી ? અર્થાત્ અવિનયથી જગત્‌ને ત્રાસ આપતા સર્વને આપ દંડ આપો છો અને લોકોનું કલ્યાણુ કરો છો. ૧૧

હે રક્ષણુ આપનાર પ્રભો ! કોઇ વખત રણુને વિષે મોટું શૌર્ય બતાવવું તો કોઇ વખત કાયરપણું દાખવવું, કોઇ વખત ગીતાનું જ્ઞાન આપવું તો કોઇ વખત પરસ્ત્રીની સાથે વિહાર કરવો, કોઈ વખત માટી ખાવી તો કોઇ વખત વૈકુંઠસમાન વૈભવ ભોગવવો એ પ્રમાણે આપનું જે (વિવિધ પ્રકારનું) ચરિત્ર છે તે ખરેખર દુષ્ટબુદ્ધિવાળા મનુષ્યોને મોહ ઉત્પન્ન કરવા માટે છે. સત્ય રીતે જ્ઞાની મનુષ્યોને તો આપનાં ચરિત્રમાં વિવિધ પ્રકારની વિશુદ્ધ ભાવનાઓનું જ દર્શન થાય છે. ૧૨

હે પ્રભો! "હિંસા ન કરવી" એ પ્રમાણે આપે (બુદ્ધસ્વરૂપે) સત્ય વચન કહ્યું તો પણુ અજ્ઞાની (પુરોહિતાદિ) બ્રાહ્મણોએ તો "અગ્નિષ્ટોમ

विप्रैर्निगदितम् । तवैतन्नास्थानेऽसुरगणविमोहाय गदतः समृद्धि-नींचानां नयकर हि दुःखाय जगतः ॥ १३ ॥ विभागे वर्णानां निगमनिचये चावनितले विलुप्ते संजातो द्विजवरगृहे शम्भलपुरे । समारुह्याश्वं लसदसिकरो म्लेच्छनिकरान्निहन्तास्युन्मत्तान्कल कलियुगान्ते युगपते ॥ १४ ॥ गभीरे कासारे जलचरवराकृष्ट-चरणो रणेऽशक्तो मज्जन्नभयद जलेऽचिन्तयदसौ । यदा नागे-

ન્દ્રના પશુની હિંસા કરવી" એ પ્રમાણે કહ્યું, પરંતુ (યજ્ઞ કરતા) અસુરોને મોહ ઉપજાવવા માટે બોલતા એવા આપનું એ વચન અનુચિત નથી કારણ કે, હે નીતિશાસ્ત્રના કર્તા! ખરેખર નીચોની જે સમૃદ્ધિ છે તે (હિંસાદિથી) જગત્‌ને દુઃખ ઉત્પન્ન કરવા માટેજ થાય છે. ૧૩

વર્ણોનો જેમાં વિભાગ પાડવામાં આવેલો છે એવો શાસ્ત્રોનો સમૂહ જ્યારે જગત્‌માંથી લુપ્ત થઇ ગયો અર્થાત્ વર્ણાશ્રમવ્યવસ્થાનો જ્યારે નાશ થયો ત્યારે શંભલપુર નામના ગામને વિષે શ્રેષ્ઠ એવા બ્રાહ્મણને ઘેર જન્મ લઇને અશ્વ ઉપર આરોહણ કરી હાથને વિષે ચળકતી તલવાર ધારણ કરીને હે યુગપતે! કલિયુગના અંતને વિષે ઉન્મત્ત એવા મ્લેચ્છોના સમૂહોનો આપ નાશ કરનારા છો. ૧૪

હે અભય આપનાર! ઉંડા એવા તલાવને વિષે મોટા મગરે જેના પગને ખેંચેલો છે એવો હાથી જ્યારે (મગર સાથે) યુદ્ધ કરવામાં અશક્ત થઇ ગયો અને તેથી જલમાં ડુબતાં જ્યારે આપનું ચિંત્વન કરવા લાગ્યો તે સમયે તત્કાળ પગના પાશમાંથી

न्द्रस्त्वां सपदि पदपाशादपगतो गतः स्वर्गं स्थानं भवति विपदां ते किमु जनः ॥ १५ ॥ सुतैः पृष्टो वेधाः प्रतिवचनदानेऽप्रभु-रसावथात्मन्यात्मानं शरणमगमत्त्वां त्रिजगताम् । ततस्तेऽस्तातङ्का ययुरथ मुदं हंसवपुषा त्वया ते सार्वज्ञ्यं प्रथितममरेशेह किमु नो ॥ १६ ॥ समाविद्धो मातुर्वचनविशिखैराशु विपिनं तपश्चक्रे गत्वा तव परम तोषाय परमम् । ध्रुवो लेभे दिव्यं पदमचलमल्पेऽपि

મુકત થઇ અર્થાત્ ચિંતવન કરતા માત્રમાં જ આપની કૃપાથી મગરના મુખમાંથી મુકત થઇ સ્વર્ગમાં ગયો. ખરેખર આપનો જે ભકતજન છે તે વિપત્તિઓના સ્થાનરૂપ એટલે કે આપત્તિઓને ભોગવનારો થાય છે શું? કદી નહિ. અર્થાત્ આપનું ચિંતવન કરનાર તત્કાળ દુઃખમાંથી મુકત થઇ પરમગતિને પામે છે! ૧૫

હે વિભો! બ્રહ્માને જ્યારે તેમના પુત્રોએ-સનકાદિકોએ (જ્ઞાનવિષયક) પ્રશ્ન કર્યો તે સમયે પ્રત્યુત્તર આપવાને માટે બ્રહ્મા અસમર્થ થયા એટલે પોતાના ચિત્તને વિષે આત્મસ્વરૂપ અને ત્રણે જગત્ના શરણરૂપ આપ વિષ્ણુને શરણે તે આવ્યા અર્થાત્ આપનું રક્ષણ માગ્યું એટલે આપે હંસસ્વરૂપ ધારણ કરી તે શરીર વડે (તે સનકાદિકને જ્ઞાન આપવાથી) તેઓ શંકારહિત થઇ પરમ આનંદને પામ્યા. હે અમરેશ! એપરથી જ આ સંસારમાં આપનું સર્વજ્ઞપણું પ્રસિદ્ધ નથી થતું શું? અર્થાત્ આપ સર્વજ્ઞ છો એ એ પરથી જ સ્પષ્ટ થાય છે. ૧૬

હે પરમ! ઓરમાન માતાનાં વચનબાણો વડે વિદ્ધ થએલા ધ્રુવે તત્કાલ વનમાં જઇ આપને પ્રસન્ન કરવા માટે પરમ તપ કર્યું અને અલ્પ વયમાં પણ અચલ અને દિવ્ય એવું પરમપદ પ્રાપ્ત કર્યું, તો હે વરદ! આપ જો પ્રસન્ન થયા તો પછી આ જગત્માં

**वयसि किमस्त्यस्मिँल्लोके त्वयि वरद तुष्टे दुरधिगम् ॥ १७ ॥ वृकाद्भीतस्तूर्णं स्वजनभयभित्त्वां पशुपतिर्भ्रमँल्लोकान्सर्वाच्छरण-मुपयातोऽथ दनुजः । स्वयं भस्मीभूतस्तव वचनभङ्गोद्गतमती रमे-शाहो माया तव दुरनुमेयाऽखिलजनैः ॥ १८ ॥ हृतं दैत्यैर्दृष्ट्वाऽ-मृतघटमजय्यैस्तु नयतः कटाक्षैः संमोहं युवतिवरवेषेण दितिजान् । समग्रं पीयूषं सुभग सुरपूगाय ददतः समस्यापि प्रायस्तव खलु**

કઇ વસ્તુ દુર્લભ છે? અર્થાત્ આપ પ્રસન્ન થાઓ તો સર્વ દુર્લભ વસ્તુ પણ મનુષ્યાદિક મેળવી શકે છે એમાં સંશય નથી. ૧૭

હે વિષ્ણો! પોતાના ભક્તોના ભયને ટાળનાર એવા શંકર પણ વૃકાસુરથી ભય પામી સર્વલોકમાં ભમતા ભમતા તત્કાળ આપને શરણે આવ્યા એટલે તે અસુર (આપ બટુસ્વરૂપને આપેલા વચન પ્રમાણે) વચનભંગ કરવામાં જેની બુદ્ધિ પ્રેરાયલી છે એવો થકો પોતાની મેળે જ ભસ્મીભૂત થઇ ગયો. હે રમેશ! આ પરથી આપની માયા સર્વજનો વડે ન સમજી શકાય તેવી છે. અર્થાત્ આપ માયાથી અનેક સ્વરૂપો ધારણ કરી શંકર જેવા મહાન્ દેવોનું પણ સંરક્ષણ કરવા સમર્થ થાઓ છો એ આપની માયા ખરેખર અલૌકિક છે. ૧૮

હે વિભો! ન જિતી શકાય એવા દૈત્યો વડે અમૃતનો ઘડો હરણ કરાતો જોઇને ઉત્તમ પ્રકારનો યુવતી(મોહિની)નો વેષ ધારણ કરી કટાક્ષો વડે દૈત્યોને મોહ ઉત્પન્ન કરી, હે કલ્યાણ કરનાર! આપે સમગ્ર અમૃત દેવોના સમુદાયને પાયું. આથી ખરેખર સમાન દૃષ્ટિવાળા હોવા છતાં પણ આપનો પ્રેમ પોતાના સેવકો પર જ હોય છે. અર્થાત્ હે પ્રભો! આપ નિરંતર અસુરોની વિરુદ્ધ-તાથી દેવોનું કલ્યાણ કરવામાં જ તત્પર રહો છો. ૧૯

हि भृत्येष्वभिरतिः ॥ १९ ॥ समाकृष्टा दुष्टैर्द्रुपदतनयाऽलब्धशरणा सभायां सर्वात्मँस्तव शरणमुच्चैरुपगता। समक्षं सर्वेषामभवदचिरं चीरनिचयः स्मृतेस्ते साफल्यं नयनविषये नो किमु सताम् ॥ २० ॥ वदन्त्येके स्थानं तव वरद वैकुण्ठमपरे गवां लोकं लोकं फणिनिलयपातालमितरे। तथान्ये क्षीरोदं हृदयनलिनं चापि तु सतां न मन्ये तत्स्थानं त्वहमिह च यत्रासि न विभो

હે સર્વાત્મન્! સભાને વિષે નિરાધાર એવી દ્રૌપદીને જ્યારે દુષ્ટો ખેંચી લાવ્યા અને તે સમયે જ્યારે તે પરમ ભાવથી આપને શરણે આવી એટલે તેનું વસ્ત્ર ખેંચાતાં લજ્જાના સંરક્ષણ માટે જ્યારે તેણે આપની પ્રાર્થના કરી ત્યારે સર્વની સમક્ષમાંજ વસ્ત્રોનો સમૂહ ઉત્પન્ન થયો (અને દ્રૌપદીની લજ્જાનું સંરક્ષણ થયું). એથી (હે પ્રભો!) સજ્જનોને આપના સ્મરણનું ફલ શું પ્રત્યક્ષ નથી થતું? થાય છેજ. અર્થાત્ આપનું સ્મરણ કરનારને આપ તેની ઇચ્છા પરિપૂર્ણ કરવા રૂપ ઉત્તમ ફળ તત્કાળ આપો છો એમાં સંશય નથી. ૨૦

હે વરદ! કેટલાક આપનું સ્થાન 'વૈકુંઠ' છે એમ કહે છે, જ્યારે બીજા કેટલાક 'ગોલોક' આપનું સ્થાન છે એમ કહે છે, જ્યારે ત્રીજા વળી સર્પોના સ્થાનરૂપ 'પાતાળ' આપનો લોક છે એમ જણાવે છે; વળી બીજા કેટલાક 'ક્ષીરસમુદ્ર' કહે છે, જ્યારે કેટલાક સજ્જનોનું 'હૃદયકમળ' આપનું સ્થાન છે એમ કહે છે, પરંતુ હે વિભો! હું તો આ જગત્માં એવું એક પણ સ્થાન માનતો નથી કે જ્યાં આપ રહેલા ન હો. અર્થાત્ બીજા ગમે તે માને પણ હું તો આપને સર્વત્ર નિવાસ કરી રહેલા સર્વવ્યાપકજ માનું છું. ૨૧

॥ २१ ॥ शिवोऽहं रुद्राणामहममरराजो दिविषदां मुनीनां व्यासोऽहं सुरवर समुद्रोऽस्मि सरसाम् । कुबेरो यक्षाणामिति तव वचो मन्दमतये न जाने तज्जातं जगति ननु यन्नासि भगवन् ॥ २२ ॥ शिरो नाको नेत्रे शशिदिनकरावम्बरमुरो दिशः श्रोत्रे वाणी निगमनिकरस्ते कटिरिला। अकूपारो बस्तिश्चरणमपि पातालमिति वै स्वरूपं तेऽज्ञात्वा नृतनुमवजानन्ति कुधियः ॥ २३ ॥

હે સુરવર–દેવોમાં શ્રેષ્ઠ! "રુદ્રોમાં હું શંકર છું, સ્વર્ગમાં નિવાસ કરનાર દેવોમાં હું ઈન્દ્ર છું, મુનિઓમાં હું વ્યાસ છું, જલાશયોમાં હું સમુદ્ર છું અને યક્ષોમાં હું કુબેર છું" એ પ્રમાણેની જે આપની વાણી તે મંદબુદ્ધિવાળાઓને (સમજાવવા) માટે છે, બાકી હે ભગવન્! હું તો આ જગત્‌માં એવી એક પણ વસ્તુ ઉત્પન્ન થએલી જોતો નથી કે જે સ્વરૂપે આપ ન હો. અર્થાત્ મન્દમતિવાળાને સમજાવવા માટે આપ આપની વિભૂતિરૂપે ગમે તેમ કહો, પણ હું તો સર્વસ્વરૂપે જ આપને માનું છું એ નિઃસંશય છે. ૨૨

હે દેવ! સ્વર્ગ એ આપનું શિર, ચન્દ્ર અને સૂર્ય એ આપનાં બે નેત્રો, આકાશ આપનું ઉરઃસ્થલ, દિશાઓ આપના કાન, શાસ્ત્રસમુદાય એ આપની વાણી, પૃથ્વી એ આપની કટિ, અકૂપાર–સમુદ્ર એ આપનો બસ્તિવિભાગ અને પાતાળ એ આપના ચરણ એ પ્રમાણેના આપના સ્વરૂપને ન જાણીનેજ દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યો આપને મનુષ્યોનો અવતાર ધારણ કરનારા માને છે. અર્થાત્ વિરાટ્ સ્વરૂપને ધારણ કરનાર આપ પરમ ઈશ્વરને મનુષ્યાદિદેહ ધારણ કરવા એ લીલામાત્રજ છે, પરંતુ તેને અજ્ઞ મનુષ્યો સમજી શકતા નથી. ૨૩.

.शरीरं वैकुण्ठं हृदयनलिनं वाससदनं मनोवृत्तिस्ताक्ष्यों मतिरियमथो सागरसुता। विहारस्तेऽवस्थात्रितयमसवः पार्षदगणो न पश्यंत्यज्ञास्त्वामिह बहिरहो याति जनता ॥२४॥ सुघोरं कान्तारं विशति च तडागं सुगहनं तथोत्तुङ्गं शृङ्गं सपदि च समारोहति गिरेः। प्रसूनार्थं चेतोम्बुजममलमेकं त्वयि विभो समर्प्याज्ञस्तूर्णं बत न च सुखं विन्दति जनः ॥ २५॥ कृतैकान्तावासा विगत-

હે પ્રભો! વૈકુંઠ એ આપનું શરીર, હૃદયકમલ એ આપનું નિવાસસ્થાન, ગરુડ એ આપની મનોવૃત્તિ, સમુદ્રસુતા લક્ષ્મી એ આપની બુદ્ધિ, જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા એ આપનો વિહાર અને પાર્ષદોનો સમુદાય એ આપના પ્રાણ (એ પ્રમાણે આપનું સ્વરૂપ) છે, પરંતુ અજ્ઞાન મનુષ્યો આપને (એ પ્રમાણે) જોઇ શકતા નથી. ખરેખર જનસમુદાય (જાણવા યોગ્ય વસ્તુને છોડી તેનાથી) બહાર ચાલ્યો જાય છે એ આશ્ચર્યકારક છે. અર્થાત્ મનુષ્યો બાહ્યસ્વરૂપને જ જોવાવાળાં છે, પરંતુ આપ પરમાત્માના આંતરિક સ્વરૂપને સમજવા યત્ન કરતાં નથી એ આશ્ચર્ય છે. ૨૪

હે વિભો! અજ્ઞ મનુષ્ય (આપની પૂજાને માટે) પુષ્પ ખોળવાના હેતુથી ભયંકર એવા વનમાં પ્રવેશ કરે છે, ઉંડા તલાવમાં પેસે છે અને પર્વતના ઊંચામાં ઊંચા શિખરપર પણ ચઢે છે, પરંતુ નિર્મળ એવું પોતાનું એક હૃદયકમળ તત્કાળ આપને અર્પણ કરી સુખ પામતો નથી એ ખેદની વાત છે. અર્થાત્ પોતાની પાસે રહેલા હૃદયકમળમાં આપનું ચિંતવન ન કરતાં મનુષ્ય બહારનાં પુષ્પો ખોળવા દોડે છે એ એની કેટલી અજ્ઞતા છે તે જણાવે છે. ૨૫

निखिलाशाः शमपरा जितश्वासोच्छ्वासास्त्रुटितभवपाशाः सुयमिनः। परं ज्योतिः पश्यन्त्यनघ यदि पश्यन्तु मम तु श्रियाश्लिष्टं भूयान्नयनविषयं ते किल वपुः ॥२६ ॥ कदा गङ्गोत्तुङ्गामलतरतरङ्गाच्छपुलिने वसन्नाशापाशादखिलखलदाशादपगतः । अये लक्ष्मीकान्ताम्बुजनयन तातामरपते प्रसीदेत्याजल्पन्नमरवर नेष्यामि

હે પાપરહિત પ્રભો! એકાન્તમાં નિવાસ કરનારા, જેમની આશાઓ નાશ પામેલી છે એવા, શાંતિવાળા, શ્વાસોચ્છ્વાસને જેમણે જીતેલા છે એવા અર્થાત્ પ્રાણાયામ વગેરે સાધનસંપૂર્ણ અને તેથી સંસારરૂપ બંધન જેમનું તુટી ગએલું છે એવા યોગીઓ પરમ જ્યોતીરૂપ જે બ્રહ્મ તેને ભલે જુઓ અર્થાત્ તેઓ બ્રહ્મસ્વરૂપને ભલે પામો, પરંતુ મને તો લક્ષ્મીથી આલિંગન કરાએલું એવું આપનું શરીર જ વારંવાર દૃષ્ટિગોચર થાઓ! અર્થાત્ હું તો લક્ષ્મીયુક્ત એવા આપનાં જ દર્શનની અભિલાષા રાખી બ્રહ્મથી પણ આપનાં દર્શનને જ વિશેષ ઉત્તમ માનું છું અને તેથી તેજ મને નિરંતર પ્રાપ્ત થાઓ! ૨૬

હે અમરવર! ગંગાના ઉન્નત એવા સ્વચ્છ તરઙ્ગોથી વ્યાપ્ત થએલા કિનારાપર નિવાસ કરતો હું અનેક પાપોને ઉત્પન્ન કરનાર આશાના પાશમાંથી મુક્ત થઇને, " "હે લક્ષ્મીકાન્ત!", "હે કમલનયન!", "હે તાત!", "હે અમરપતિ!" (મારાપર) પ્રસન્ન થાઓ!" એ પ્રમાણે બોલતો (મારા) સમયને કયારે ગાળીશ? અર્થાત્ વૈરાગ્યયુક્ત થઇ ગંગાના તટપર નિવાસ કરી આપનું જ સ્મરણ નિરંતર કરતો રહું તેવી કૃપા આપ મારાપર કરો. ૨૭

समयम् ॥२७॥ कदा शृङ्गैः स्फीते मुनिगणपरीते हिमनगे द्रुमावीते शीते सुरमधुरगीते प्रतिवसन् । क्वचिद्ध्यानासक्तो विषयसुविरक्तो भवहर स्मरँस्ते पादाब्जं जनिहर समेष्यामि विलयम् ॥ २८ ॥ सुधापानं ज्ञानं न च विपुलदानं न निगमो न यागो नो योगो न च निखिलभोगोपरमणम् । जपो नो नो तीर्थं व्रतमिह न चोग्रं त्वयि तपो विना भक्तिं तेऽलं भवभयविनाशाय मधुहन् ॥ २९ ॥ नमः सर्वेष्टाय श्रुतिशिखरदृष्टाय च नमो नमोऽ-

હે જન્મને ટાળનાર પ્રભો! શિખરોવડે સુંદર જણાતા, મુનિઓના સમુદાયવડે વ્યાપ્ત, વૃક્ષોથી વીંટાયલા, ઠંડા અને દેવોનાં મધુર ગાન વડે યુકત એવા હિમાલય પર્વતપર નિવાસ કરીને કોઈ વખત ધ્યાનમાં આસકત થઇ વિષયોથી વિરકત થએલો હું સંસારનો નાશ કરનાર અર્થાત્ તેમાંથી મુકત કરનાર એવાં આપનાં ચરણકમળનું સ્મરણ કરતો કયારે વિલય પામીશ!–કયારે મુકિત પામીશ? અર્થાત્ હું સત્વર મુક્તિ પામું એવો અનુગ્રહ આપ મારાપર કરો. ૨૮

હે મધુ દૈત્યનો નાશ કરનાર! આપની ભકિત વિના સંસારના ભયનો નાશ કરવા માટે અમૃતનું પાન, જ્ઞાન, મોટું દાન, વેદ, યજ્ઞ, યોગ, અનેક પ્રકારના ભોગવિલાસ, જપ, તીર્થસેવન, વ્રત કે તમારે માટે કરાતું ઉગ્ર તપ એ કંઇ પણ આ સંસારમાં સમર્થ નથી. અર્થાત્ સંસારના બંધનમાંથી છુટવા માટે આપની ભકિત વિના બીજું કંઇ પણ કરવું મનુષ્ય માટે યોગ્ય નથી. ૨૯

હે સર્વાત્મન્! સર્વના ઇષ્ટ એવા આપને મારા નમસ્કાર છે તેમ વેદના અગ્રભાગને વિષે જણાયલા અર્થાત્ તેના મુખ્ય તત્વ-

**सश्लिष्टाय त्रिभुवननिविष्टाय च नमः । नमो विस्पष्टाय प्रणवपरिमृष्टाय च नमो नमस्ते सर्वात्मन्पुनरपि पुनस्ते मम नमः॥३०॥ कणान्कश्चिद्वृष्टेर्गणननिपुणस्तूर्णमवनेस्तथाशेषान्पांसूनमित कलयेच्चापि तु जनः । नभः पिण्डीकुर्यादचिरमपि चेच्चर्मवदिदं तथापीशासौ ते कलयितुमलं नाखिलगुणान् ॥ ३१ ॥ क्व माहात्म्यं सीमोज्झितमविषयं वेदवचसां विभो ते मे चेतः क्व च विविधता-**

રૂપ એવા આપને મારા નમસ્કાર છે;(સંસારમાં)આસકત ન થએલા એવા આપને મારા નમસ્કાર છે તેમ ત્રિભુવનમાં (વ્યાપકપણાથી) નિવાસ કરી રહેલા આપને મારા નમસ્કાર છે. વળી (જ્ઞાનીઓને) સ્પષ્ટ જણાતા એવા આપને મારા નમસ્કાર છે તેમ ૐકાર વડે વ્યાપ્ત અર્થાત્ ૐકારસ્વરૂપે રહેલા આપને મારા નમસ્કાર છે, એટલું જ નહિ પણ આપને વારંવાર વારંવાર મારા નમસ્કાર છે.૩૦

હે ન માપી શકાઓ એવા દેવ! કોઇ ઉત્તમ ગણના કરનાર મનુષ્ય કવચિત્ વૃષ્ટિના બિંદુઓને ગણી શકે, તેમ સત્વર પૃથ્વીની ધુળના પરમાણુઓને પણ ગણવા સમર્થ થાય અથવા તો તત્કાળ આ આકાશનો એક ચામડાની માફક ગોળો પણ બનાવે તો પણ હે ઇશ ! તે મનુષ્ય આપના સમગ્ર ગુણોની ગણના કરવાને શકિતમાન્ થઇ શકે નહિ. અર્થાત્ આપના ગુણોનો સમુદાય એટલો છે કે તેનો કોઇ પણ પાર પામી શકે તેમ નથી. ૩૧

હે વિભો ! વેદની વાણી વડે પણ અગોચર-ન સમજી શકાય તેવું અને તેથી જ સીમાને ઓળંગી ગએલું-સીમારહિત એવું આપનું માહાત્મ્ય કયાં? અને વિવિધ પ્રકારના તાપો વડે બળીઝળી રહેલું મારું ચિત્ત કયાં? અને તેથી હે ગુરો! બાલકપણાથી

प्राहृतमिदम् । मयेदं यत्किंचिद्गदितमथ बाल्येन तु गुरो गृहाणैतच्छुद्धार्पितमिह न हेयं हि महताम् ॥ ३२ ॥ इति हरिस्तवनं सुमनोहरं परमहंसजनेन समीरितम् । सुगमसुन्दरसारपदास्पदं तदिदमस्तु हरेरनिशं मुदे ॥ ३३ ॥ गदारथाङ्गाम्बुजकम्बुधारिणो रमासमाश्लिष्टतनोस्तनोतु नः । बिलेशयाधीशशरीरशायिनः शिवं स्तवोऽजस्रमयं परं हरेः ॥ ३४ ॥ पठेदिमं यस्तु नरः परं स्तवं

આ જે કંઈ (સ્તુતિરૂપ) હું બોલ્યો છું તે શુદ્ધભાવથી આપને અર્પણ કરેલું છે માટે આપ તેનો સ્વીકાર કરો, કારણ કે શુદ્ધબુદ્ધિથી અર્પણ કરેલાનો મહાન્ પુરુષો કદી પણ ત્યાગ કરતા નથી અને તો પછી આપ તો તેનો ત્યાગ કેવી જ રીતે કરી શકો ? એટલે મારી સ્તુતિનો સ્વીકાર કરવારૂપ કૃપા કરી મારાપર પ્રસન્ન થાઓ ! ૩૨.

આ પ્રમાણે પરમહંસજન એવા મેં (સ્વામી બ્રહ્માનંદે) કહેલું અત્યંત મનોહર એવું આ હરિનું સ્તવન કે જેમાં સુગમ અને સુંદર સારરૂપ પદો રહેલાં છે તે નિરંતર ભગવાન્ હરિની પ્રસન્નતાને માટે થાઓ ! અર્થાત્ સ્તવનના પાઠથી હરિ નિરંતર પ્રસન્ન રહો. ૩૩.

ગદા, ચક્ર, કમળ અને શંખને ધારણ કરનાર, લક્ષ્મીને પોતાના શરીરનું જેમણે આલિંગન આપેલું છે એવા અને સર્પોના અધિપતિ શેષની ઉપર શયન કરનારા હરિનું આ ઉત્તમ સ્તવન તે નિરંતર અમારું કલ્યાણ કરનારું થાઓ ! ૩૪.

જે મનુષ્ય આ એકઠાં કરેલાં પાપોના સમુદાયને મૂળથી જ

समाहितोघौघघनप्रभञ्जनम् । स विन्दतेऽत्राखिलभोगसंपदो मही-
यते विष्णुपदे ततो ध्रुवम् ॥ ३५ ॥

इति श्रीमत्परमहंसस्वामिब्रह्मानंदविरचितं श्रीविष्णुमहिम्नः स्तोत्रं संपूर्णम् ॥

## श्रीहरिनामाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ श्रीकेशवाच्युत मुकुन्द रथाङ्गपाणे गोविन्द माधव जनार्दन दानवारे। नारायणामरपते त्रिजगन्निवास जिह्वे जपेति सततं मधुराक्षराणि ॥ १ ॥ श्रीदेवदेव मधुसूदन शार्ङ्गपाणे दामोदरार्णवनिकेतन कैटभारे। विश्वंभराभरण भूषित-

વિનાશ કરનાર એવી ( હરિની ) પરમ સ્તુતિનો પાઠ કરે છે તે આ લોકમાં સંપૂર્ણ ભોગ અને સંપત્તિને મેળવી ત્યાર પછી નિશ્ચય રીતે વિષ્ણુલોકને વિષે જાય છે. ૩૫.

ઈતિ શ્રીમત્પરમહંસ સ્વામિબ્રહ્માનંદવિરચિત "વિષ્ણુમહિમ્નઃ સ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીહરિનામાષ્ટકસ્તોત્ર.

"હે કેશવ! હે અચ્યુત! હે મુકુન્દ! હે હાથમાં ચક્રને ધારણ કરનાર! હે ગોવિન્દ! હે માધવ! હે જનાર્દન! હે દાનવોના શત્રુ! હે નારાયણ! હે અમરપતિ! હે ત્રણે જગત્માં નિવાસ કરનાર!" એ પ્રમાણે હે જિહ્વા! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૧.

"હે દેવોના પણ દેવ! હે મધુદૈત્યનો નાશ કરનાર! હે હાથમાં શાર્ઙ્ગ ધનુષ્યને ધારણ કરનાર! હે દામોદર! હે સમુદ્રરૂપી ઘરવાળા! હે કૈટભના શત્રુ! હે વિશ્વનું ભરણ કરવારૂપી અલં-

भूमिपाल जिह्वे० ॥ २ ॥ श्रीपद्मलोचन गदाधर पद्मनाभ पद्मेश पद्मपद पावन पद्मपाणे । पीताम्बराम्बररुचे रुचिरावतार जिह्वे० ॥ ३ ॥ श्रीकान्त कौस्तुभधरार्तिहराब्जपाणे विष्णो त्रिविक्रम महीधर धर्मसेतो । वैकुण्ठवास वसुधाधिप वासुदेव जिह्वे० ॥ ४ ॥ श्रीनारसिंह नरकान्तक कान्तमूर्ते लक्ष्मीपते गरुडवाहन शेषशायिन् । केशिप्रणाशन सुकेश किरीटमौले जिह्वे० ॥ ५ ॥ श्रीव-

કારને ધારણ કરનાર! હે રાજાઓને શોભાવનાર!" એ પ્રમાણે હે જિહ્વા! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૨.

"હે કમલસરખાં નેત્રવાળા! હે ગદાધર! હે પદ્મનાભ! હે પદ્માના પતિ! હે કમલસરખા ચરણવાળા! હે જગત્‌ને પવિત્ર કરનાર! હે હાથમાં કમળને ધારણ કરનાર! હે પીતામ્બર! હે આકાશસમાન કાંતિવાળા! હે સુંદર અવતારોને ધારણ કરનાર!" એ પ્રમાણે હે જિહ્વા! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૩.

"હે લક્ષ્મીપતિ! હે કૌસ્તુભ મણિને ધારણ કરનાર! હે દુઃખોને હરનાર! હે હાથમાં કમળને ધારણ કરનાર! હે વિષ્ણો! હે ત્રિવિક્રમ! હે પૃથ્વીને ધારણ કરનાર! હે ધર્મના સેતુ! હે વૈકુંઠમાં નિવાસ કરનાર! હે પૃથ્વીપતિ! હે વાસુદેવ!" એ પ્રમાણે હે જિહ્વા! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૪.

"હે નારસિંહ! હે નરકાસુરનો નાશ કરનાર! હે સુંદર સ્વરૂપવાળા! હે લક્ષ્મીપતિ! હે ગરુડના વાહનયુક્ત! હે શેષપર શયન કરનાર! હે કેશિદૈત્યનો નાશ કરનાર! હે સુંદર કેશવાળા! હે મસ્તકપર મુગટને ધારણ કરનાર!" એ પ્રમાણે હે જિહ્વા! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૫.

त्सलाञ्छन सुरर्षभ शङ्खपाणे कल्पान्तवारिधिविहार हरे मुरारे ।
यज्ञेश यज्ञमय यज्ञभुगादिदेव जिह्वे० ॥ ६ ॥ श्रीराम रावणरिपो
रघुवंशकेतो सीतापते दशरथात्मज राजसिंह । सुग्रीवमित्र मृगवे-
धन चापपाणे जिह्वे० ॥ ७॥ श्रीकृष्ण वृष्णिवर यादव राधिकेश
गोवर्धनोद्धरण कंसविनाश शौरे । गोपाल वेणुधर पाण्डुसुतैक-
बन्धो जिह्वे० ॥८॥ इत्यष्टकं भगवतः सततं नरो यो नामाङ्कितं

હે શ્રીવત્સના ચિન્હવાળા ! હે દેવોમાં શ્રેષ્ઠ ! હે હસ્તમાં શંખને ધારણ કરનાર ! હે કલ્પના અંતમાં સમુદ્રમાં વિહાર કરનાર ! હે હરિ ! હે મુર નામના દૈત્યના શત્રુ ! હે યજ્ઞપતિ ! હે યજ્ઞમય ! હે યજ્ઞને ભોગવનાર ! હે આદિદેવ !" એ પ્રમાણે હે જિહ્વા ! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૬.

હે શ્રીરામ ! હે રાવણના શત્રુ ! હે રઘુવંશના કેતુરૂપ ! હે સીતાપતિ ! હે દશરથના પુત્ર ! હે રાજાઓમાં સિંહરૂપ ! હે સુગ્રીવના મિત્ર ! હે મૃગનો વેધ કરનાર ! હે હાથમાં ધનુષ્ય ધારણ કરનાર !" એ પ્રમાણે હે જિહ્વા ! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૭.

"હે શ્રીકૃષ્ણ ! હે યાદવોમાં શ્રેષ્ઠ ! હે યદુવંશમાં જન્મ ધારણ કરનાર ! હે રાધિકાના સ્વામી ! હે ગોવર્ધનને ધારણ કરનાર ! હે કંસનો વિનાશ કરનાર ! હે શૂરસેનના વંશમાં ઉત્પન્ન થએલા ! હે ગોપાળ ! હે વેણુને ધારણ કરનાર ! હે પાંડવોના (હિતકર્તા હોવાથી) એક બંધુરૂપ !" એ પ્રમાણે હે જિહ્વા ! તું નિરંતર મધુરાક્ષરોનો જપ કર. ૮.

જે મનુષ્ય એકચિત્ત થઈને હમેશાં આ ભગવાનના નામ-

पठति नित्यमनन्यचेताः । विष्णोः परं पदमुपैति पुनर्न जातु मातुः पयोधररसं पिबतीह सत्यम् ॥ ९ ॥

इति श्रीमत्परमहंसस्वामिब्रह्मानन्दविरचितं श्रीहरिनामाष्टकं स्तोत्रं संपूर्णम् ।

## श्रीदीनबन्ध्वष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ यस्मादिदं जगदुदेति चतुर्मुखाद्यं यस्मिन्नवस्थितमशेषमशेषमूले । यत्रोपयाति विलयं च तमस्तमन्ते दृग्गोचरो भवतु मेऽद्य स दीनबन्धुः ॥ १ ॥ चक्रं सहस्रकरचारु करारविन्दे गुर्वी गदा दरवरश्च विभाति यस्य । पक्षीन्द्रपृष्ठपरि-

યુક્ત એવા અષ્ટકનો પાઠ કરે છે તે વિષ્ણુ ભગવાનના પરમ પદને પામે છે અને ફરીને ક્યારે પણ આ સંસારમાં માતાના સ્તનોના દુગ્ધનું પાન કરતો નથી એ સત્ય છે. અર્થાત્ ફરીને ક્યારે પણ તે જન્મ પામતો નથી, પણ પરમાત્માના પરમ પદને પ્રાપ્ત થાય છે. ૯.

ઈતિ શ્રીમત્પરમહંસસ્વામિબ્રહ્માનંદવિરચિત "શ્રીહરિનામાષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રી દીનબન્ધ્વષ્ટક સ્તોત્ર.

બ્રહ્માથી માંડીને આ (સર્વ) જગત્ જેમનાથી ઉત્પન્ન થયું છે, સર્વ વસ્તુમાત્રના મૂલરૂપ એવા જેમને વિષે એ સમગ્ર જગત્ રહેલું છે અને અંતમાં અંધકારરૂપે જેમાં લય પામી જાય છે તે દીનોના બંધુ એવા (ભગવાન્) આજે મને દૃષ્ટિગોચર–પ્રત્યક્ષ થાઓ ! ૧.

હજારો કિરણો વડે સુંદર જણાતું ચક્ર, ભારે ગદા અને શ્રેષ્ઠ એવો શંખ જેમના કરકમલને વિષે શોભી રહ્યાં છે તેમ ગરુડની પીઠપર જેમણે પોતાનાં ચરણકમલ રાખેલાં છે તે દીનોના

रोपितपादपद्मो दृग्गो० ॥ २ ॥ येनोद्धृता वसुमती सलिले निमग्ना नग्ना च पाण्डववधूः स्थगिता दुकूलैः । संमोचितो जलचरस्य मुखाद्गजेन्द्रो दृग्गो० ॥ ३ ॥ यस्यार्द्रदृष्टिवशतस्तु सुराः समृद्धिं कोपेक्षणेन दनुजा विलयं व्रजन्ति । भीताश्चरन्ति च यतोऽर्कयमानिलाद्या दृग्गो० ॥ ४ ॥ गायन्ति सामकुशला यमजं मखेषु ध्यायन्ति धीरमतयो यतयो विविक्ते । पश्यन्ति योगिपुरुषाः पुरुषं शरीरे दृग्गो० ॥ ५ ॥ आकाररूपगुणयोगविवर्जितोऽपि

બંધુ એવા (ભગવાન્) આજે મને દૃષ્ટિગોચર થાઓ! ૨.

જલને વિષે ડુબેલી પૃથ્વીનો જેમણે ઉદ્ધાર કર્યો છે, નગ્ન કરાતી પાંડવવધૂ દ્રૌપદીને જેમણે વસ્ત્રોથી ઢાંકી દીધી છે અને અજગરના મુખમાંથી હાથીને જેમણે મુકત કર્યો છે તે દીનોના બંધુ એવા (ભગવાન્) આજે મને દૃષ્ટિગોચર થાઓ! ૩.

જેમની દયાર્દ્રદૃષ્ટિને વશ થઈ દેવો સમૃદ્ધિને પામે છે, જેમની કોપદૃષ્ટિથી દૈત્યો નાશ પામે છે અને સૂર્ય, યમ તથા વાયુ વિગેરે જેમનાથી ભયભીત થઇને ફરે છે તે દીનોના બંધુ એવા (ભગવાન્) આજે મને દૃષ્ટિગોચર થાઓ! ૪.

સામગાનમાં કુશળ એવા વૈદિકો યજ્ઞોને વિષે જેમને અજન્મા તરીકે ગાય છે, ધીરબુદ્ધિવાળા યોગીઓ એકાન્તમાં જેમનું ધ્યાન કરે છે અને યોગી પુરુષો–બ્રહ્મનિષ્ઠો પોતાના શરીરને વિષે જે પુરુષને જુએ છે તે દીનોના બંધુ એવા (ભગવાન્) આજે મને દૃષ્ટિગોચર થાઓ! ૫.

જે આકાર, રૂપ અને ગુણોના સંયોગથી રહિત છે, છતાં પણ ભકતોની ઉપર દયા કરવાના હેતુથી જેમણે મૂર્તિઓને–

भक्तानुकम्पननिमित्तगृहीतमूर्तिः । यः सर्वगोऽपि कृतशेषशरीरशय्यो दृग्गो० ॥ ६ ॥ यस्याङ्घ्रिपङ्कजमनिद्रमुनीन्द्रवृन्दैराराध्यते भवदवानलदाहशान्त्यै । सर्वापराधमविचिन्त्य ममाखिलात्मा दृग्गो० ॥ ७ ॥ यन्नामकीर्तनपरः श्वपचोऽपि नूनं हित्वाखिलं कलिमलं भुवनं पुनाति । दग्ध्वा ममाघमखिलं करुणेक्षणेन दृग्गो० ॥ ८ ॥ दीनबन्ध्वष्टकं पुण्यं ब्रह्मानन्देन भाषितम् । यः पठेत्प्रयतो नित्यं तस्य विष्णुः प्रसीदति ॥ ९ ॥

इति श्रीमत्परमहंसस्वामिब्रह्मानन्दविरचितं श्रीदीनबन्ध्वष्टकं स्तोत्रं संपूर्णम् ।

અવતારોને–ધારણ કરેલી છે, અને સર્વવ્યાપક હોવા છતાં પણ જેમણે શેષના શરીરની શય્યા કરેલી છે તે દીનોના બંધુ એવા ( ભગવાન્ ) આજે મને દૃષ્ટિગોચર થાઓ! ૬.

સંસારરૂપી દાવાનલની બળતરાની શાંતિને માટે (નિરંતર) જાગતા એવા મુનિઓના સમૂહો જેમનાં ચરણારવિન્દનું આરાધન કરે છે અને જે સર્વના આત્મારૂપ છે તે દીનોના બંધુ એવા ( ભગવાન્ ) મારા અપરાધોનો વિચાર ન કરીને આજે મને દૃષ્ટિગોચર થાઓ! ૭.

જેમના નામકીર્તનથી ચાંડાલ હોય તો તે પણ ખરેખર પોતાનાં સર્વ પાપોનો નાશ કરીને આ ભુવનને પવિત્ર કરે છે તેજ દીનોના બંધુ એવા ( ભગવાન્ ) દયાદૃષ્ટિથી મારાં સર્વ પાપ બાળીને આજે મને દૃષ્ટિગોચર–પ્રત્યક્ષ થાઓ! ૮.

બ્રહ્માનંદે કહેલા આ પવિત્ર ‘દીનબંધ્વાષ્ટક’ નો જે મનુષ્ય નિયમપૂર્વક નિરંતર પાઠ કરે છે તેના પર ભગવાન્ વિષ્ણુ પ્રસન્ન રહે છે. ૯.

ઈતિ શ્રીપરમહંસસ્વામિબ્રહ્માનંદવિરચિત “દીનબન્ધ્વષ્ટક” સ્તોત્ર સંપૂર્ણ.

## श्रीगजेंद्रमोक्षस्तोत्रम् ।

श्री शुकउवाच । एवं व्यवसितो बुद्ध्या समाधाय मनो हृदि । जजाप परमं जाप्यं प्राग्जन्मन्यनुशिक्षितम् ॥ १ ॥ गजेन्द्र उवाच । नमो भगवते तस्मै यत एतच्चिदात्मकम् । पुरुषायादिबीजाय परेशायाभिधीमहि ॥ २ ॥ यस्मिन्निदं यत-

## શ્રીગજેન્દ્રમોક્ષસ્તોત્ર.

શ્રીશુકદેવજી કહે છેઃ—(હે પરીક્ષિત્ રાજન્!) એ પ્રમાણે ગજેન્દ્ર બુદ્ધિપૂર્વક નિશ્ચય કરીને મનને હૃદયને વિષે સ્થિર કરી, પૂર્વજન્મમાં અનુભવથી શીખેલું ઉત્તમ પ્રકારનું જે જપ કરવા યોગ્ય સ્તોત્ર હતું તેનો જપ કરવા લાગ્યો. ૧.

ગજેન્દ્ર સ્તુતિ કરે છેઃ—"જેમનાથી આ સમગ્ર વિશ્વ ચૈતન્યયુક્ત થાય છે, જે પુરુષ એટલે અન્તર્યામિરૂપે રહેલા છે, જે સર્વના આદિકારણ છે અને દેવોના પણ પરમ પરમાત્મારૂપે રહેલા છે તે ભગવાન્‌ને હું (મનને વિષે) નમસ્કાર કરું છું. ૨.

---

૧. એક સમયે મલયાચલ પર્વત ઉપર દ્રવિડ દેશનો ઈંદ્રદ્યુમ્ન નામનો રાજા જટા ધારણ કરી, મૌનનું સેવન કરી, અચ્યુત ભગવાનનું પૂજન કરતો હતો. અનાયાસે ત્યાં અગસ્ત્ય મુનિ આવી ચઢયા, પણ રાજાને પોતાનો સત્કાર ન કરતાં સ્તબ્ધ થઈ બેઠેલો જોઈ મુનિ કોપ પામ્યા અને તેમણે તેને શાપ આપ્યો કે, "હે રાજા! તું મારો સત્કાર ન કરતાં હાથીની માફક સ્તબ્ધ બેઠો છે માટે જા, તું ગજની–હાથીની યોનિને પામ" આ પ્રમાણે મુનિના શાપથી તે રાજા ગજપણાને પામ્યો હતો, પરંતુ શાપસમયે તે ભગવાનના અર્ચનમાં બેઠેલો હતો અને સ્તુતિમાં જ હતો એટલે આ સ્તોત્ર એના પૂર્વજન્મનું અનુભવિત સ્તોત્ર હતું, અને તેથીજ તે એ સ્તુતિથી આ જન્મમાં પણ મગરના મુખમાંથી પોતાનો ઉદ્ધાર કરી શકયો.

श्चेदं येनेदं य इदं स्वयम् । योऽस्मात्परस्माच्च परस्तं प्रपद्ये स्वयंभुवम् ॥ ३ ॥ यः स्वात्मनीदं निजमाययार्पितं क्वचिद्विभातं क्व च तत्तिरोहितम् । अविद्धदृक्साक्ष्युभयं तदीक्षते स आत्ममूलोऽवतु मां परात्परः ॥ ४ ॥ कालेन पंचत्वमितेषु कृत्स्नशो लोकेषु पालेषु च सर्वहेतुषु । तमस्तदासीद्गहनं गभीरं यस्तस्य पारेऽभिविराजते विभुः ॥ ५ ॥ न यस्य देवा ऋषयः

આ જગત્ જેમને વિષે રહેલું છે, જેમનાથી એ ઉત્પન્ન થએલું છે, જેમણે એને ઉત્પન્ન કર્યું છે, જે એ જગત્સ્વરૂપે પોતે રહેલા છે, જે આ સ્થૂલ તથા સૂક્ષ્મ કાર્યકારણથી પર છે તેમ જે પરથી પણ પર છે તે સ્વયંભૂ પરમાત્માને હું શરણે જાઉં છું. ૩.

જે ભગવાન્ પોતાની માયાવડે ઉત્પન્ન કરેલા આ જગત્‌ને કોઇ વખત પોતાને વિષે પ્રકટ થએલું તેમ કોઇ વખત લીન થએલું એમ એ બંને રીતે તેને, પોતે સાક્ષિરૂપે રહેલા હોવાથી પ્રત્યક્ષ જુએ છે અને જે આત્માના મૂલ કારણરૂપ છે તે પરથી પણ પર પરમાત્મા મારું રક્ષણ કરો. ૪.

કાલે કરીને (પ્રલયકાળના સમયમાં) જ્યારે સમગ્ર લોકો તથા લોકપાલો પંચમહાભૂતમાં મળી જાય છે અને મહત્તત્ત્વાદિ સર્વ ઉત્તરોત્તરનાં કારણો પણ લીન થઈ જાય છે ત્યારે મહા ગાઢ અને ગંભીર જે અંધકાર રહે છે તે અંધકારની પણ પાર જે વ્યાપક પરમાત્મા રહેલા છે તે મારું રક્ષણ કરો. ૫.

વિવિધ પ્રકારના વેષને ધારણ કરી અનેક ચેષ્ટાઓ કરતા નટના સ્વરૂપને જ જેમ (કોઈ જાણી શકતું નથી) તેમ જે

पदं विदुर्जन्तुः पुनः कोऽर्हति गन्तुमीरितुम् । यथा नटस्याकृतिभिर्विचेष्टतो दुरत्ययानुक्रमणः स माऽवतु ॥ ६ ॥ दिदृक्षवो यस्य पदं सुमंगलं विमुक्तसंगा मुनयः सुसाधवः । चरन्त्यलोकव्रतमव्रणं वने भूतात्मभूताः सुहृदः स मे गतिः ॥ ७ ॥ न विद्यते यस्य च जन्म कर्म वा न नामरूपे गुणदोष एव वा । तथापि लोकाप्ययसंभवाय यः स्वमायया तान्यनुकालमृच्छति ॥ ८ ॥ तस्मै नमः परेशाय ब्रह्मणेऽनन्तशक्तये । अरूपायोरुरूपाय नम

પરમાત્માના સ્વરૂપને દેવો કે ઋષિઓ પણ જાણતા નથી તો બીજું કયું પ્રાણી તેને જાણવાને માટે અથવા વર્ણવવાને માટે સમર્થ થાય ? તો તેવા કે જેમનું ચરિત્ર અતર્ક્ય છે તે ભગવાન્ મારું રક્ષણ કરો. ૬.

જે ભગવાનના પરમ મંગલકારક સ્વરૂપને જોવાની ઇચ્છાવાળા સારા સચ્ચરિત્રશાળી મુનિઓ સંગનો ત્યાગ કરી, વનને વિષે જઈ, સર્વ પ્રાણિમાત્રને આત્મસમાન દૃષ્ટિથી જોતા અને મિત્રરૂપે સર્વનું કલ્યાણ કરતા થકા અલૌકિક એવાં બ્રહ્મચર્યાદિ વ્રતોનું આચરણ કરે છે તે પરમાત્મા મારી ગતિરૂપ–રક્ષણરૂપ થાઓ ! ૭.

જે પરમાત્માનાં જન્મ કે કર્મ નથી, નામ કે રૂપ નથી તેમ ગુણ કે દોષ પણ નથી, તો પણ જે લોકોની ઉત્પત્તિ અને નાશને માટે પોતાની માયાવડે સમયે સમયે તે જન્માદિને ધારણ કરે છે તે બ્રહ્મરૂપ, અનંતશકિતવાળા, રૂપ વિનાના છતાં ઉત્તમ સ્વરૂપને (અવતારોને વિષે) ધારણ કરનારા અને આશ્ચર્યકારક કર્મ કરનાર પરમાત્માને મારા વારંવાર નમસ્કાર હો ! ૮–૯.

आश्चर्यकर्मणे ॥ ९ ॥ नम आत्मप्रदीपाय साक्षिणे परमात्मने। नमो गिरां विदूराय मनसश्चेतसामपि ॥ १० ॥ सत्त्वेन प्रतिलभ्याय नैष्कर्म्येण विपश्चिता ॥ नमः कैवल्यनाथाय निर्वाणसुखसंविदे ॥ ११ ॥ नमः शांताय घोराय गूढाय गुणधर्मिणे। निर्विशेषाय साम्याय नमो ज्ञानघनाय च ॥ १२ ॥ क्षेत्रज्ञाय नमस्तुभ्यं सर्वाध्यक्षाय साक्षिणे। पुरुषायात्ममूलाय मूलप्रकृ-

વળી સ્વયંપ્રકાશ અને સર્વના સાક્ષી એવા પરમાત્માને મારા નમસ્કાર હો! તેમ જે વાણી, મન અને ચિત્તથી પણ અત્યંત દૂર છે એટલે કે તેઓ પણ જેમને પહોંચી શકતાં નથી તેમને મારા નમસ્કાર હો! ૧૦

સત્ત્વગુણવડે, નિષ્કામ કર્મથી તેમ જ્ઞાનીવડે પ્રાપ્ત થઈ શકે તેવા, મોક્ષના સ્વામી અને મોક્ષના આનંદને જાણનાર એટલે તે મોક્ષસ્વરૂપે રહેલા ભગવાન્‌ને મારા નમસ્કાર હો! ૧૧.

શાંત (વિષ્ણુ)સ્વરૂપ, ઘોર (રૂદ્ર) સ્વરૂપ તેમ ગૂઢ (બ્રહ્મા) સ્વરૂપે રહેલા અને તેથીજ ગુણધર્મવાળા એવાને મારા નમસ્કાર હો! તેમ જેમનાથી વિશેષ કંઈ પણ નથી તેવા, સમતાસ્વરૂપે રહેલા અને જ્ઞાનઘન-સચ્ચિદાનંદસ્વરૂપ એવા પરમાત્માને મારા નમસ્કાર હો! ૧૨.

શરીરના તત્ત્વને જાણનાર ક્ષેત્રજ્ઞરૂપે રહેલા તેમ સર્વના અધિપતિ અને સાક્ષી એવા આપને મારા નમસ્કાર હો! વળી જીવના કારણરૂપ અને પ્રકૃતિની પણ ઉત્પત્તિના કારણરૂપ એવા પુરુષ-નિયામક ભગવાન્‌ને હું નમસ્કાર કરું છું. ૧૩.

तये नमः ॥ १३ ॥ सर्वेन्द्रियगुणद्रष्ट्रे सर्वप्रत्ययहेतवे । असताच्छाययोक्ताय सदाभासाय ते नमः ॥ १४ ॥ नमो नमस्तेऽखिलकारणाय निष्कारणायाद्भुतकारणाय । सर्वागमाम्नायमहार्णवाय नमोऽपवर्गाय परायणाय ॥ १५ ॥ गुणारणिच्छन्नचिदूष्मपाय तत्क्षोभविस्फूर्जितमानसाय । नैष्कर्म्यभावेन विवर्जितागमस्वयंप्रकाशाय नमस्करोमि ॥ १६ ॥ मादृक्प्रपन्नपशुपाशविमोक्षणाय

સર્વ ઇન્દ્રિય અને તેના ગુણ–વિષયોના દ્રષ્ટા, સર્વ પ્રમાણાદિ પ્રત્યય–જ્ઞાપક વસ્તુઓના કારણરૂપ, અહંકારાદિ પ્રતિબિંબવડે બિંબજ જેમ તેમ દેહાદિવડે ચૈતન્યસ્વરૂપે જણાવાયલા અને સારસ્વરૂપે પ્રકાશિત થઈને રહેલા એવા આપને મારા નમસ્કાર હો! ૧૪.

સર્વ પ્રપંચમાત્રના કારણરૂપ, જેમનું બીજું કોઈપણ કારણ નથી એવા તેમ સર્વના અલૌકિક કારણરૂપે રહેલા આપને મારા વારંવાર નમસ્કાર હો ! વળી સર્વ શાસ્ત્ર તથા વેદોના મહાન્ સાગરરૂપ, મોક્ષસ્વરૂપ અને પરમ સ્થાનરૂપે–આધારસ્વરૂપે રહેલા આપને મારા નમસ્કાર હો! ૧૫.

ગુણોરૂપી લાકડામાં ઢંકાયલા ચૈતન્ય–જીવ–રૂપી અગ્નિનું પ્રલયકાળમાં પાન કરનારા–પોતાનામાં લીન કરનારા, ( સૃષ્ટિકાળમાં ) ગુણોનો ક્ષોભ થતાં ( જીવોની ઉત્પત્તિમાટે ) જેમનું મન સ્ફુરાયમાન થાય છે તેવા અને નિષ્કામ ભાવથી શાસ્ત્રાદિ વિધિનિષેધનો જેણે ત્યાગ કરેલો છે એવા જ્ઞાનીને (તેના હૃદયમાં) સ્વયંપ્રકાશિત થતા એવા ( ભગવાન્ ) ને હું નમસ્કાર કરું છું. ૧૬.

મારા જેવા અજ્ઞાની પશુને પાશમાંથી–બંધનમાંથી મુક્ત

मुक्ताय भूरिकरुणाय नमोऽलयाय । स्वांशेन सर्वतनुभृन्मनसि प्रतीतप्रत्यग्दृशे भगवते बृहते नमस्ते ॥ १७ ॥ आत्मात्मजाप्तगृहवित्तजनेषु सक्तैर्दुष्प्रापणाय गुणसंगविवर्जिताय । मुक्तात्मभिः स्वहृदये परिभाविताय ज्ञानात्मने भगवते नम ईश्वराय ॥ १८ ॥ यं धर्मकामार्थविमुक्तिकामा भजन्त इष्टां गतिमाप्नुवन्ति । किं त्वाशिषो रात्यपि देहमव्ययं करोतु मेऽदभ्रदयो विमोक्षणम्

કરનાર, જે પોતે કોઈથી ન બંધાયલા મુકતસ્વરૂપ, અત્યંત દયાળુ અને જેમનો ક્યારેપણુ લય નથી એવાને મારા નમસ્કાર હો! તેમ પોતાના અંશવડે સર્વ પ્રાણિમાત્રના મનમાં જણાતા અને અનુભવાતા એવા મહાન્ અપરિચ્છિન્નસ્વરૂપે રહેલા આપ ભગવાન્‌ને મારા નમસ્કાર હો! ૧૭.

પોતાના દેહ, પુત્ર, આપ્ત, ઘર, વિત્ત અને સ્વજનોમાં આસકત મનુષ્યો વડે ન પ્રાપ્ત કરી શકાય તેવા, ગુણુ અને સંગથી રહિત, મુકતાત્મા પુરુષોવડે પોતાના હૃદયને વિષે પ્રત્યક્ષ કરાયલા, જ્ઞાનસ્વરૂપ અને સર્વના નિયામક એવા (આપ) ભગવાનને મારા નમસ્કાર હો! ૧૮.

જે ભગવાન્‌ને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઈચ્છાથી ભજતા મનુષ્યો પોતાની ઈષ્ટ ગતિને–ઈચ્છિત ફલને–પામે છે એટલુંજ નહિ પણુ જે તેમને (પોતાના પાર્ષદરૂપે) અવ્યય પદ આપી અનિચ્છિત છતાં અનેક ભોગો આપે છે તે અત્યંત દયાળુ (ભગવાન્) મને (મગરના મુખમાંથી અથવા સંસારમાંથી) છોડાવો! ૧૯.

॥ १९ ॥ एकान्तिनो यस्य न कंचनार्थं वाञ्छन्ति ये वै भगवत्प्रपन्नाः । अत्यद्भुतं तच्चरितं सुमंगलं गायन्त आनंदसमुद्रमग्नाः ॥२०॥ तमक्षरं ब्रह्मपरं परेशं अव्यक्तमाध्यात्मिकयोगगम्यम् । अतीन्द्रियं सूक्ष्ममिवातिदूरमनन्तमाद्यं परिपूर्णमीडे ॥ २१ ॥ यस्य ब्रह्मादयो देवा वेदा लोकाश्चराचराः । नामरूपविभेदेन फल्ग्व्या च कलया कृताः ॥ २२ ॥ यथार्चिषोऽग्नेः सवितुर्गभस्तयो निर्यान्ति संयान्त्यसकृत्स्वरोचिषः । तथा यतोऽयं गुणसंप्रवाहो बुद्धिर्मनःखानि शरीरसर्गाः ॥ २३ ॥ स वै न देवा-

જેમના અનન્યભક્તો તે ભગવાન્‌ને શરણે જઈને કોઈપણ અર્થની ઇચ્છા કરતા નથી, પરંતુ અત્યંત અદ્દભુત અને ઉત્તમ મંગલકારક એવા તેમના ચરિત્રનું જ ગાન કરતા થકા આનંદસમુંદ્રને વિષે ડુબી જાયછે તે અવિનાશી, પરબ્રહ્મ, પરમેશ્વર, અવ્યકત, આધ્યાત્મિક યોગથી જ પ્રાપ્ત કરી શકાય તેવા, ઇન્દ્રિયોથી અગોચર, સૂક્ષ્મ હોય તેમ ( વિષયોથી ) અત્યંત દૂર, અંતરહિત, સર્વના આદિ અને પરિપૂર્ણસ્વરૂપે રહેલા પરમાત્માની હું સ્તુતિ કરું છું. ૨૦–૨૧.

બ્રહ્મા વિગેરે દેવો, વેદો અને આ ચરાચર લોક નામરૂપના ભેદરૂપે જે પરમાત્માની ક્રીડાથી તથા અંશવડે ઉત્પન્ન કરાયા છે, તેમ અગ્નિમાંથી જ્વાળાઓ અને સૂર્યમાંથી કિરણો જેમ વારંવાર ઉત્પન્ન થાય છે અને તેમનામાં જ પાછાં લીન થઈ જાય છે તેજ પ્રમાણે સ્વયંપ્રકાશ એવા જે પરમાત્મામાંથી આ ગુણોના પ્રવાહરૂપ બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને દેહોની ઉત્પત્તિ થાય છે તેમ જેમાં લય પામે છે તે જ પરમાત્મા ખરેખર દેવ, અસુર,

सुरमर्त्यतिर्यङ्ग न स्त्री न षंढो न पुमान्न जन्तुः । नायं गुणः कर्म न सन्न चासन् निषेधशेषो जयतादशेषः ॥ २४ ॥ जिजीविषे नाहमिहामुया किमन्तर्बहिश्चावृतयेभयोन्या । इच्छामि कालेन न यस्य विप्लवस्तस्यात्मलोकावरणस्य मोक्षम् ॥ २५ ॥ सोऽहं विश्वसृजं विश्वमविश्वं विश्ववेदसम् । विश्वात्मानमजं ब्रह्म प्रणतोस्मि परं पदम् ॥ २६ ॥ योगरन्धितकर्माणो हृदि योग-

મનુષ્ય કે પક્ષી કંઇ પણ નથી, તેમ તે સ્ત્રી નથી, ષંઢ નથી, પુરુષ નથી કે જંતુ પણ નથી કે એ ગુણકર્મ નથી, સદ્રૂપ નથી, અસદ્રૂપ નથી, પરંતુ નિષેધ કરતાં કરતાં જે સંપૂર્ણપણે શેષ રહે છે અર્થાત્ જે સર્વસ્વરૂપે છે તે પરમાત્મા વિજય પામો! ૨૨–૨૪.

હું આ (હાથીની યોનિમાંથી મુકત થઇને) જીવવાની ઇચ્છા રાખતો નથી, કારણ કે અંદર અને બહારથી ઢંકાયલી એવી આ હાથીની યોનિથી શું? (અર્થાત્ એ તો કાલાન્તરે પણ નાશ પામનારી જ છે એટલે એમાંથી મુકત થઇ જીવવા નથી ઇચ્છતો) પરંતુ કાળે કરીને પણ જેનો નાશ થતો નથી એવું આત્મપ્રકાશના આવરણરૂપ જે અજ્ઞાન છે તેનાથી મુકત થવાને ઇચ્છું છું. અર્થાત્ અજ્ઞાનરૂપ માયાના આવરણમાંથી મુકત થઈ સદાને માટે જન્મમરણથી રહિત થવા ઇચ્છું છું. ૨૫.

તે (મોક્ષની ઇચ્છાવાળો) હું વિશ્વના સૃષ્ટા, વિશ્વરૂપ, વિશ્વથી ભિન્ન, વિશ્વમાં ક્રીડા કરનાર, વિશ્વના આત્મા, અજન્મા, અને પરમ પદરૂપ બ્રહ્મસ્વરૂપે જે છે તેમને હું પ્રણામ કરું છું. ૨૬.

યોગવડે જેમનાં શુભાશુભ કર્મ નાશ પામ્યાં છે એવા

विभाविते। योगिनो यं प्रपश्यन्ति योगेशं तं नतोऽस्म्यहम् ॥२७॥ नमो नमस्तुभ्यमसह्यवेगशक्तित्रयायाखिलधीगुणाय । प्रपन्नपालाय दुरन्तशक्तये कदिन्द्रियाणामनवाप्यवर्त्मने ॥ २८ ॥ नायं वेद स्वमात्मानं यच्छक्त्याहंधिया हतम् । तं दुरत्ययमाहात्म्यं भगवन्तमितोस्म्यहम् ॥ २९ ॥ श्रीशुकउवाच । एवं गजेन्द्रमुपवर्णितनिर्विशेषं ब्रह्मादयो विविधलिंगभिदाभिमानाः । नैते यदोपसस्रुपुर्निखिलात्मकत्वात् तत्राखिलामरमयो हरिराविरासीत्

યોગીઓ યોગવડે વિશુદ્ધ થએલા ચિત્તને વિષે જેમનું દર્શન કરે છે તે યોગેશ્વર પરમાત્માને હું નમન કરું છું. ૨૭.

સત્વાદિ ત્રણ ગુણવાળી જેમની શકિતના વેગ અસહ્ય છે એવા, સમગ્ર જ્ઞાનસ્વરૂપ, શરણે આવેલાનું રક્ષણ કરનાર, અપાર શકિતવાળા અને મન અને ઈન્દ્રિયો જેમના માર્ગને જાણી શકતી નથી એટલે મન અને ઇન્દ્રિયોના જે અગોચર છે તે પરમાત્માને હું વારંવાર પ્રણામ કરું છું. ૨૮.

અહંબુદ્ધિવડે હણાયલા પોતાના આત્માને આ લોક જે પરમાત્માની શકિતવડે જાણી શકતો નથી તે અપરિમિત માહાત્મ્યવાળા ભગવાન્‌ને શરણે હું જાઉં છું." ૨૯.

શ્રીશુકદેવજી બોલ્યાઃ—આ પ્રમાણે જેણે ઉત્તમ પ્રકારની સ્તુતિ કરી છે એવા ગજેન્દ્રની પાસે વિવિધ દેહોના અભિમાની બ્રહ્માદિ દેવો 'ગજેન્દ્રે પોતાની સ્તુતિ કરી નથી' એવા અભિમાનથી જ્યારે (તેની વારે) ગયા નહિ ત્યારે સર્વના આત્મસ્વરૂપે રહેલા હોવાથી સર્વદેવસ્વરૂપ એવા ભગવાન્ હરિ ત્યાં તેની વાર કરવા પ્રકટ થયા. ૩૦.

॥ ३० ॥ तं तद्वदार्तमुपलभ्य जगन्निवासः स्तोत्रं निशम्य
दिविजैः सह संस्तुवद्भिः । छन्दोमयेन गरुडेन समुह्यमानश्चक्रायु-
धोऽभ्यगमदाशु यतो गजेद्रः ॥ ३१ ॥ सोऽन्तः सरस्युरुबलेन
गृहीत आर्तो दृष्ट्वा गरुत्मति हरिः ख उपात्तचक्रम् ॥ उत्क्षिप्य
साम्बुजकरं गिरमाह कृच्छ्रान्नारायणाखिलगुरो भगवन्नमस्ते
॥ ३२ ॥ तं वीक्ष्य पीडितमजः सहसावतीर्य सग्राहमाशु सरसः
कृपयोज्जहार । ग्राहाद्विपाटितमुखादरिणा गजेंद्रं संपश्यतां हरिरमू-

જગતુમાં નિવાસ કરતા ભગવાન્ તે ગજેન્દ્રની સ્તુતિ સાંભળી, તેમાં કહ્યા પ્રમાણે તે પીડાયલો છે એમ જાણીને સારી રીતે સ્તુતિ કરતા દેવોની સાથે વેદમય એવા ગરુડપર બેસી, હાથમાં ચક્ર ધારણ કરીને તત્કાળ જ્યાં તે ગજેન્દ્ર હતો ત્યાં આવી પહોંચ્યા. ૩૧.

સરોવરની અંદર મહા બલવાન્ મગરવડે પકડાયલો અને તેથી જ પીડા પામતો તે ગજેન્દ્ર પણ, હાથમાં ચક્ર ધારણ કરી ગરુડપર બેઠેલા એવા ભગવાન્ હરિને આકાશને વિષે ( આવતા ) જોઈ શૂંઢમાં કમળ લઈ ( ભગવાનના તરફ ) ઉછાળીને દુઃખથી (ગદ્ગદ્ કંઠે આ પ્રમાણે) વાણી બોલવા લાગ્યો કે, "હે નારાયણ ! હે સમગ્ર જગત્‌ના ગુરુ ! હે ભગવન્ ! આપને મારા પ્રણામ હો !" ૩૨.

હરિએ પણ તે ગજેન્દ્રને પીડા પામતો જોઈ એકદમ ( ગરુડ પરથી ) ઉતરીને મગરસહિત તેને સરોવરમાંથી બહાર ખેંચી કાઢયો અને મગરના મુખને ( ચક્રથી ) ચીરી નાખી સર્વ દેવોના જોતાં જ તે મગરથકી તેને મુક્ત કર્યો. ૩૩.

मुचदुस्त्रियाणाम् ॥ ३३ ॥ [ यं इदं शृणुयान्नित्यं प्रातरुत्थाय मानवः । प्राप्नुयात् परमां सिद्धिं दुःस्वप्नस्तस्य नश्यति ॥ १ ॥ गजेन्द्रमोक्षणं पुण्यं सर्वपापप्रणाशनम् । श्रावयेत्प्रातरुत्थाय दीर्घमायुरवाप्नुयात् ॥ २ ॥ ]

इति श्रीमद्भागवते अष्टमस्कन्धे गजेन्द्रमोक्षणं नाम तृतीयोऽध्यायः ।

[ જે મનુષ્ય નિત્ય સવારમાં ઉઠીને આ 'ગજેન્દ્રમોક્ષ'નો પાઠ કરે છે તે પરમ સિદ્ધિને પામે છે અને તેનું દુષ્ટ સ્વપ્ન (નું ફળ) નાશ પામે છે. ૧.

એ 'ગજેન્દ્રમોક્ષ' સ્તોત્ર પવિત્ર અને સર્વ પાપનો નાશ કરનારું છે. જે મનુષ્ય સવારમાં ઉઠીને એ બીજાને સંભળાવે છે તે દીર્ઘાયુષી થાય છે. ૨. ]

ઈતિશ્રી ભાગવતના આઠમા સ્કંધના ત્રીજા અધ્યાયને વિષે "ગજેન્દ્રમોક્ષ" સંપૂર્ણ.

## इति विष्णुस्तोत्राणि ।



१ મહાભારતસ્થ 'ગજેન્દ્રમોક્ષ'માંથી.

॥ श्रीमद्भगवते सूर्यनारायणाय नमः ॥



उदयाचलतिलकाय प्रणतोऽस्मि विवस्वते ग्रहेशाय ।
अम्बरचूडामणये दिग्वनिताकर्णपूराय ॥ सूर्याय नमः ॥

# श्रीसूर्यस्तोत्राणि ।

## श्रीसूर्यकवचम् ।

श्रीगणेशाय नमः ॥ श्रीसूर्य उवाच । साम्ब साम्ब महाबाहो शृणु मे कवचं शुभम् । त्रैलोक्यमङ्गलं नाम कवचं परमाद्भुतम् ॥ १ ॥ यज्ज्ञात्वा मन्त्रवित्सम्यक् फलं प्राप्नोति निश्चितम् । यद्धृत्वा च महादेवो गणानामधिपोऽभवत् ॥ २ ॥ पठनाद्धारणाद्विष्णुः सर्वेषां पालकः सदा । एवमिन्द्रादयः सर्वे सर्वैश्वर्यमवाप्नुयुः ॥ ३ ॥ कवचस्य ऋषिर्ब्रह्मा छन्दोऽनुष्टुबुदाहृतः । श्रीसूर्यो देवता चात्र सर्वदेवनमस्कृतः ॥ ४ ॥ यश-

# શ્રી સૂર્યસ્તોત્રો

## શ્રી સૂર્યકવચ.

શ્રીસૂર્ય બોલ્યા:—હે મહાબાહુ સામ્બ ! હે સામ્બ ! મારું ઉત્તમ કવચ તમે સાંભળો, કે જે ત્રણે લોકનું મંગલ કરનાર પરમ અદ્ભુત કવચ છે, જેને જાણીને મન્ત્રવેત્તા પુરુષ અવશ્ય રીતે ઉત્તમ પ્રકારના ફલને પ્રાપ્ત કરે છે, અને જેને ધારણ કરીને મહાદેવ ગણોના અધિપતિ થયા છે. ૧–૨.

એનો પાઠ કરવાથી અને ધારણ કરવાથી વિષ્ણુ હમેશાં સર્વનું રક્ષણ કરનાર થયા છે અને એજ પ્રમાણે સર્વ ઈન્દ્રાદિ દેવો પણ સર્વ પ્રકારના ઐશ્વર્યને પામ્યા છે. ૩.

આ કવચના બ્રહ્મા ઋષિ અને અનુષ્ટુપ્ છંદ કહેલા છે, અને સર્વ દેવોવડે નમસ્કાર કરાએલા શ્રીસૂર્ય એના દેવતા છે.

आरोग्यमोक्षेषु विनियोगः प्रकीर्तितः । प्रणवो मे शिरः पातु घृणिर्मे पातु भालकम् ॥ ५ ॥ सूर्योऽव्यान्नयनद्वन्द्वमादित्यः कर्णयुग्मकम् । अष्टाक्षरो महामन्त्रः सर्वाभीष्टफलप्रदः ॥ ६ ॥ ह्रीं बीजं मे मुखं पातु हृदयं भुवनेश्वरी । चन्द्रबिम्बं विंशदाद्यं पातु मे गुह्यदेशकम् ॥ ७ ॥ अक्षरोऽसौ महामन्त्रः सर्वतन्त्रेषु गोपितः । शिवो वह्निसमायुक्तो वामाक्षीबिन्दुभूषितः ॥ ८ ॥

૪. યશ, આરોગ્ય, ઐશ્વર્ય અને મોક્ષ પ્રાપ્ત કરવામાં એનો વિનિયોગ કહેલો છે.

" 'પ્રણવ'રૂપ સૂર્ય મારા મસ્તકનું રક્ષણ કરો, અને 'ઘૃણિ' મારા કપાલનું રક્ષણ કરો, 'સૂર્ય' મારાં બે નેત્રોનું અને 'આદિત્ય' મારા બે કાનોનું રક્ષણ કરો. "ॐ घृणिः सूर्य आदित्यः" એ સૂર્યનો આઠ અક્ષરનો મહામન્ત્ર સર્વ ઈચ્છિત ફળને આપનારો છે. ૫–૬.

'હ્રીં' નામનું જે બીજ છે તે મારા મુખનું રક્ષણ કરો, ભુવનેશ્વરી મારા હૃદયનું રક્ષણ કરો અને વિંશદાદિ ચન્દ્રબિમ્બ મારા ગુહ્યદેશનું રક્ષણ કરો. ૭.

આ નાશ ન પામે એવો મહામન્ત્ર સર્વ તન્ત્રોને વિષે ગુપ્ત રાખેલો છે. એ કલ્યાણકારક, અગ્નિસમાન પ્રદીપ્ત અને વામાક્ષીના બિન્દુવડે શોભાયમાન છે. ૮.

---

१ " ॐ इत्येकाक्षरं ब्रह्म । घृणिरिति द्वे अक्षरे, सूर्य इत्यक्षरद्वयम् । आदित्य इति त्रीण्यक्षराणि । एतद्वै सूर्यस्याष्टाक्षरं मनुम् ।–" सूर्याथर्वशीर्षम् ॥

एकाक्षरो महामन्त्रः श्रीसूर्यस्य प्रकीर्तितः । गुह्याद्गुह्यतरो मन्त्रो वाञ्छाचिन्तामणिः स्मृतः ॥ ९ ॥ शीर्षादिपादपर्यन्तं सदा पातु मनूत्तमः । इति ते कथितं दिव्यं त्रिषु लोकेषु दुर्लभम् ॥१०॥ श्रीप्रदं कान्तिदं नित्यं धनारोग्यविवर्धनम् । कुष्ठादिरोगशमनं महाव्याधिविनाशनम् ॥ ११ ॥ त्रिसंध्यं यः पठेन्नित्यमरोगी बलवान्भवेत् । बहुना किमिहोक्तेन यद्यन्मनसि वर्तते ॥ १२ ॥ तत्तत्सर्वं भवेत्तस्य कवचस्य च धारणात् । भूतप्रेतपिशाचाश्च यक्षगन्धर्वराक्षसाः ॥ १३ ॥ ब्रह्मराक्षसवेताला न द्रष्टुमपि तं

શ્રીસૂર્યનો મહામન્ત્ર 'ह्रीं' એ એક અક્ષરનો કહેલો છે અને તે ગુપ્તમાં ગુપ્ત અને ચિન્તામણિસમાન ઇચ્છાને પરિપૂર્ણ કરનાર મન્ત્ર છે. ૯.

મારા મસ્તકથી આરંભી પગસુધી મનુઓમાં ઉત્તમ એવા સૂર્ય મારું હમેશાં રક્ષણ કરો."

આ પ્રમાણે મેં તમને દિવ્ય અને ત્રણ લોકમાં દુર્લભ એવું (આ) કવચ કહ્યું, કે જે લક્ષ્મી આપનારું, કાન્તિ દેનારું, હમેશાં ધન અને આયુષ્યને વધારનારું, કોઢ વગેરે રોગોને શમાવનારું અને મોટા મોટા રોગોનો પણ નાશ કરનારું છે. ૧૦-૧૧

જે મનુષ્ય આ કવચનો ત્રણે કાળ પાઠ કરે છે તે નિરોગી અને બલવાન્ થાય છે. એમાં વિશેષ કહેવાથી શું? પણ મનુષ્યને મનમાં જે જે ઇચ્છિત હોય છે તે સર્વ આ કવચને ધારણ કરવાથી મળે છે. તેમ ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, ગન્ધર્વ, રાક્ષસ, બ્રહ્મરાક્ષસ કે વેતાળ તે પુરુષને જોવાને પણ સમર્થ થતા નથી

क्षमाः । दूरादेव पलायन्ते तस्य संकीर्तनादपि ॥ १४ ॥ भूर्ज-पत्रे समालिख्य रोचनागुरुकुङ्कुमैः । रविवारे च संक्रांत्यां सप्तम्यां च विशेषतः । धारयेत्साधकश्रेष्ठः श्रीसूर्यस्य प्रियो भवेत् ॥ १५ ॥ त्रिलोहमध्यगं कृत्वा धारयेद्दक्षिणे करे । शिखायामथवा कण्ठे सोपि सूर्यो न संशयः ॥ १६ ॥ इति ते कथितं साम्ब त्रैलोक्यमङ्गलाभिधम् । कवचं दुर्लभं लोके तव स्नेहात्प्रकाशितम् ॥ १७ ॥ अज्ञात्वा कवचं दिव्यं यो जपे-त्सूर्यमुत्तमम् । सिद्धिर्न जायते तस्य कल्पकोटिशतैरपि ॥ १८ ॥

इति श्रीब्रह्मयामले त्रैलोक्यमङ्गलं नाम सूर्यकवचं संपूर्णम् ।

અને તેનો પાઠ કરવાથી દૂરથીજ પલાયન કરી જાય છે.૧૨–૧૪.

જે મનુષ્ય ગોરોચન, અગર અને કંકુવડે રવિવારે, સંક્રાંતિને દિવસે અને તેમાં પણ તે દિવસે સપ્તમી તિથિ હોય ત્યારે આ કવચને ભોજ પત્ર પર લખીને ધારણ કરે છે તે સાધકોમાં શ્રેષ્ઠ થઈને સૂર્યનારાયણનો પ્રિય થાય છે. ૧૫.

જે મનુષ્ય (આ કવચને) સોનું, તાંબુ અને લોહ એમ ત્રણ પ્રકારના લોહમાં રાખીને જમણા હાથને વિષે, શિખામાં કે કંઠમાં ધારણ કરે છે તે સૂર્ય જ છે એમાં સંશય નથી. ૧૬.

હે સામ્બ ! આ પ્રમાણે લોકમાં દુર્લભ એવું આ ‘ત્રૈલોકય-મંગલ’ નામનું કવચ તમારા પર પ્રેમ હોવાથી મેં તમને કહ્યું અને તેને પ્રકાશિત કર્યું છે. ૧૭.

જે મનુષ્ય આ દિવ્ય કવચને જાણ્યા વિના ઉત્તમ એવા સૂર્ય ભગવાનનો જપ કરે છે તે કરોડો અથવા સેંકડો કલ્પોએ પણ સિદ્ધિ પામતો નથી. ૧૮.

ઇતિશ્રી બ્રહ્મયામલે “ત્રૈલોકયમંગલ” નામનું સૂર્ય કવચ સંપૂર્ણ.

## श्रीसूर्यकवचस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ याज्ञवल्क्य उवाच । शृणुष्व मुनिशार्दूल सूर्यस्य कवचं शुभम् । शरीरारोग्यदं दिव्यं सर्वसौभाग्यदायकम् ॥ १ ॥ देदीप्यमानमुकुटं स्फुरन्मकरकुण्डलम् । ध्यात्वा सहस्रकिरणं स्तोत्रमेतदुदीरयेत् ॥ २ ॥ शिरो मे भास्करः पातु ललाटं मेऽमितद्युतिः । नेत्रे दिनमणिः पातु श्रवणे वासरेश्वरः ॥ ३ ॥ घ्राणं घर्मघृणिः पातु वदनं वेदवाहनः । जिह्वां मे मानदः पातु कण्ठं मे सुरवन्दितः ॥ ४ ॥

### શ્રીસૂર્યકવચસ્તોત્ર.

યાજ્ઞવલ્કય બોલ્યા:—હે મુનિશાર્દૂલ! શરીરને આરોગ્ય આપનારું, દિવ્ય અને સર્વ પ્રકારના સૌભાગ્યને આપનારું સૂર્યનું કવચ તમે સાંભળો. ૧.

દેદીપ્યમાન મુકુટવાળા, પ્રકાશમાન મકરાકૃતિ કુંડળને ધારણ કરનાર અને હજાર કિરણોવાળા સૂર્યનું ધ્યાન કરી ત્યારપછી આ સ્તોત્રનો પાઠ કરવો. ૨.

“ભાસ્કર મારા મસ્તકનું રક્ષણ કરો, અપરિમિત તેજવાળા સૂર્ય મારા લલાટનું રક્ષણ કરો, દિવસના મણિરૂપ સૂર્ય મારાં નેત્રોનું રક્ષણ કરો અને વારના સ્વામી એવા સૂર્ય મારા કાનોનું રક્ષણ કરો. ૩.

ઉષ્ણ કિરણવાળા સૂર્ય મારા નાકનું રક્ષણ કરો, વેદને ધારણ કરનાર સૂર્ય મારા મોઢાનું રક્ષણ કરો, માન આપનાર સૂર્ય મારી જિહ્વાનું રક્ષણ કરો અને દેવોથી વન્દાયલા સૂર્ય મારા કંઠનું રક્ષણ કરો. ૪.

स्कन्धौ प्रभाकरः पातु वक्षः पातु जनप्रियः। पातु पादौ द्वादशात्मा सर्वाङ्गं सकलेश्वरः ॥ ५ ॥ सूर्यरक्षात्मकं स्तोत्रं लिखित्वा भूर्जपत्रके। दधाति यः करे तस्य वशगाः सर्वसिद्धयः ॥ ६ ॥ सुस्नातो यो जपेत्सम्यग्योऽधीते स्वस्थमानसः। स रोगमुक्तो दीर्घायुः सुखं पुष्टिं च विन्दति ॥ ७ ॥

इति श्रीमद्याज्ञवल्क्यविरचितं सूर्यकवचस्तोत्रं संपूर्णम्।

## श्रीसूर्याष्टकस्तोत्रम्।

श्रीगणेशाय नमः। साम्ब उवाच। आदिदेव नमस्तुभ्यं

પ્રભાકર મારા ખભાઓનું રક્ષણ કરો, માણસોના પ્રિય એવા સૂર્ય મારા વક્ષઃસ્થળનું રક્ષણ કરો, બારસ્વરૂપે રહેલા સૂર્ય મારા પગોનું રક્ષણ કરો અને સર્વના નિયામક એવા સૂર્ય મારા સર્વ અંગનું રક્ષણ કરો." ૫.

આ સૂર્યની રક્ષારૂપ સ્તોત્રને ભોજપત્ર પર લખીને જે મનુષ્ય હાથને વિષે ધારણ કરે છે તેને સર્વ સિદ્ધિઓ વશ થાય છે. ૬.

જે મનુષ્ય સારી રીતે સ્નાન કરીને એનો જપ કરે છે અથવા જે સ્વસ્થ ચિત્ત રાખીને એનો પાઠ કરે છે તે રોગમાંથી મુક્ત થાય છે, લાંબા આયુષ્યવાળો થાય છે અને સુખ તથા પુષ્ટિને મેળવે છે. ૭.

ઈતિશ્રી યાજ્ઞવલ્કયવિરચિત "સૂર્યકવચ" સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીસૂર્યાષ્ટકસ્તોત્ર.

શિવબોલ્યાઃ—"હે આદિદેવ! આપને મારા નમસ્કાર છે. હે

प्रसीद मम भास्कर । दिवाकर नमस्तुभ्यं प्रभाकर नमोऽस्तु ते ॥ १ ॥ सप्ताश्वरथमारूढं प्रचण्डं कश्यपात्मजम् । श्वेतपद्म-धरं देवं तं सूर्यं प्रणमाम्यहम् ॥ २ ॥ लोहितं रथमारूढं सर्व-लोकपितामहम् । महापापहरं देवं तं० ॥ ३ ॥ त्रैगुण्यं च महाशूरं ब्रह्मविष्णुमहेश्वरम् । महापापहरं देवं तं० ॥ ४ ॥ बृंहितं तेजःपुंजं च वायुराकाशमेव च । प्रभुस्त्वं सर्वलोकानां तं० ॥५॥ बन्धूकपुष्पसंकाशं हारकुण्डलभूषितम् । एकचक्रधरं देवं तं०

ભાસ્કર ! આપ મારાપર પ્રસન્ન થાઓ ! હે દિવાકર ! તમને મારા નમસ્કાર છે ! હે પ્રભાકર ! તમને મારા નમસ્કાર હો ! ૧.

સાત અશ્વયુકત રથને વિષે બેઠેલા, પ્રચંડ, કશ્યપના પુત્ર અને શ્વેતકમળને ધારણ કરનાર તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૨.

રકતવર્ણવાળા રથને વિષે બેઠેલા, સર્વલોકના પિતામહ અને મહાપાપોનો નાશ કરનાર તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૩

ત્રણગુણવાળા, મહાન્ પરાક્રમી, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સ્વરૂપ અને મહાપાપોનો વિનાશ કરનાર તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૪.

તેજથી વૃદ્ધિ પામતા, તેજના સમૂહરૂપ, વાયુ અને આકાશરૂપ, તેમ સર્વલોકના તમે પ્રભુ છો માટે તેવા (આપ) તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૫.

બન્ધૂકના પુષ્પસમાન કાન્તિવાળા, હાર અને કુંડલોથી શોભાયમાન અને એકચક્રને ધારણ કરનાર તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૬.

॥ ६ ॥ तं सूर्यं जगत्कर्तारं महातेजःप्रदीपनम् । महापापहरं देवं तं० ॥७॥ तं सूर्यं जगतां नाथं ज्ञानविज्ञानमोक्षदम् । महापापहरं देवं तं० ॥ ८ ॥ सूर्याष्टकं पठेन्नित्यं ग्रहपीडाप्रणाशनम् । अपुत्रो लभते पुत्रं दरिद्रो धनवान्भवेत् ॥ ९ ॥ आमिषं मधुपानं च यः करोति रवेर्दिने । सप्तजन्म भवेद्रोगी जन्मजन्मदरिद्रता ॥ १० ॥ स्त्रीतैलमधुमांसानि यस्त्यजेत्तु रवेर्दिने । न व्याधिशोकदारिद्र्यं सूर्यलोकं स गच्छति ॥ ११ ॥

इति श्रीशिवप्रोक्तं सूर्याष्टकस्तोत्रं संपूर्णम् ।

તે જગત્‌ના કર્તા, મહાતેજથી પ્રકાશતા અને મહાપાપોનો નાશ કરનાર સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૭.

તે સર્વ જગત્‌ના નાથ, જ્ઞાન, વિજ્ઞાન અને મોક્ષને આપનાર તેમ મહાપાપોનો નાશ કરનાર સૂર્યદેવને હું પ્રણામ કરું છું." ૮.

જે મનુષ્ય ગ્રહો સંબંધી પીડાનો નાશ કરનાર આ સ્તોત્રનો પાઠ કરે છે તે જો પુત્રરહિત હોય તો પુત્રને મેળવે છે અને દરિદ્રી હોય છે તો ધનવાન્ થાય છે. ૯.

જે મનુષ્ય રવિવારને દિવસે માંસભક્ષણ તથા મદ્યપાન કરે છે તે સાતજન્મ સુધી રોગી થાય છે અને જન્મોજન્મ તેને દરિદ્રતા પ્રાપ્ત થાય છે. ૧૦.

જે મનુષ્ય રવિવારને દિવસે સ્ત્રીસંગ, તૈલમર્દન, મદ્યપાન તથા માંસભોજનનો ત્યાગ કરે છે તે કયારે પણ વ્યાધિ, શોક કે દરિદ્રતાને પ્રાપ્ત થતો નથી, પણ સૂર્યલોકને વિષે જાય છે. ૧૧

ઇતિ શ્રીશિવપ્રોકત "સૂર્યાષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

# श्रीसूर्यार्यास्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ शुकतुण्डच्छवि सवितुश्चण्डरुचेः पुण्डरीकवनबन्धोः । मण्डलमुदितं वन्दे कुण्डलमाखण्डलाशायाः ॥ १ ॥ यस्योदयास्तसमये सुरमुकुटनिघृष्टचरणकमलोऽपि । कुरुतेऽञ्जलिं त्रिनेत्रः स जयति धाम्नां निधिः सूर्यः ॥ २ ॥ उदयाचलातिलकाय प्रणतोऽस्मि विवस्वते ग्रहेशाय । अम्बरचूडामणये दिग्वानिताकर्णपूराय ॥ ३ ॥ जयति जनानन्दकरः करनिकरनिरस्ततिमिरसंघातः । लोकालोकालोकः कमलारुणमण्डलः सूर्यः ॥ ४ ॥

## શ્રીસૂર્યાર્યાસ્તોત્ર.

" પ્રચંડ કાંતિવાળા ભગવાન્ સૂર્યનું પોપટની ચાંચ સમાન રક્ત કાંતિવાળું, કમળોનાં વનોના બન્ધુરૂપ એટલે તેમને ખીલવનારું, અને પૂર્વદિશાના કુંડલરૂપ એવું ઉદય પામતું જે મંડળ છે તેને હું વન્દન કરું છું. ૧.

જેના ઉદય અને અસ્ત સમયે દેવોના મુકુટોથી જેમનાં ચરણકમળ વન્દાયલાં છે એવા ત્રિનેત્ર શંકર પણ જેમને હાથ જોડે છે તે તેજોના ભંડારરૂપ સૂર્યભગવાન્ જય પામે છે. ૨.

ઉદયાચલના તિલકરૂપ, ગ્રહોના સ્વામી, આકાશના ચૂડામણિ અને દિશાઓરૂપી વનિતાઓના કાનના અલંકારરૂપ એવા ભગવાન્ વિવસ્વાન્-સૂર્યને હું પ્રણામ કરું છું. ૩.

જનોને આનન્દ આપનાર, કિરણોના સમૂહથી અંધકારના સમુદાયને નાશ કરનાર, લોકાલોકને પ્રકાશિત કરનાર અને કમળસમાન રક્ત મંડલવાળા ભગવાન્ સૂર્ય જય પામે છે. ૪.

प्रतिबोधितकमलवनः कृतघटनश्चक्रवाकमिथुनानाम् । दर्शितसमस्तभुवनः परहितनिरतो रविः सदा जयति ॥ ५ ॥ अपनयतु सकलकलिकृतमलपटलं सुप्रतप्तकनकाभः । अरविन्दवृन्दविघटनपटुतरकिरणोत्करः सविता ॥ ६ ॥ उदयाद्रिचारुचामर हरितहयखुरपरिहतरेणुराग । हरितहय हरितपरिकर गगनाङ्गनदीपक नमस्ते ॥ ७ ॥ उदितवति त्वयि विकसति मुकुलीयति समस्तमस्तमितबिम्बे । न ह्यन्यस्मिन्दिनकर सकलं कमलायते भुव-

કમળવનોને ખીલવનાર, ( રાત્રિનાં વિયોગી ) ચક્રવાક અને ચક્રવાકીનાં જોડલાંનો મેલાપ કરાવનાર અને સમસ્ત ભુવનોને (પ્રકાશથી) દેખાડનાર એવા ભગવાન્ સૂર્ય જય પામે છે. ૫.

તપાવેલા સોનાની સમાન કાંતિવાળા અને કમળોના સમૂહને ખીલવવામાં જેમનાં કિરણોનો સમૂહ અત્યંત ચતુર–ઉત્કૃષ્ટ–છે તે ભગવાન્ સૂર્ય તે કલિયુગમાં કરેલા મારા સમગ્ર પાપસમુદાયને દૂર કરો–તેનો નાશ કરો. ૬.

“હે ઉદયાચલના ઉત્તમ ચામરરૂપ ! હે લીલા ઘોડાઓના ખરથી ઉડેલી ધુળથી રંગાએલા ! હે લીલા અશ્વવાળા ! હે લીલાવર્ણયુકત સેવકવાળા ! હે ગગનના આંગણાના દીપક ! આપને મારા પ્રણામ હો !” ૭.

“હે દિનકર ! આપ જ્યારે ઉદય પામો છે ત્યારે આ સમસ્ત જગત્ ઉદય પામે છે અને આપનું બિમ્બ–આપ–જ્યારે અસ્ત પામે છે ત્યારે તે અસ્ત પામી જાય છે, અને તેથી આપના સિવાય અન્યથી આ સમગ્ર લોક કમળની સમાન ખીલાવી શકાતો નથી. ( એવા આપ મહાન્ છો. ) ૮.

न्नम् ॥ ८ ॥ जयति रविरुदयसमये बालातपः कनकसंनिभो यस्य । कुसुमाञ्जलिरिव जलधौ तरन्ति रथसप्तयः सप्त ॥ ९ ॥ आर्या साम्बपुरे सप्त आकाशात्पतिता भुवि । यस्य कण्ठे गृहे वापि न स लक्ष्म्या वियुज्यते ॥ १० ॥ आर्याः सप्त सदा यस्तु सप्तम्यां सप्तधा जपेत् । तस्य गेहं च देहं च पद्मा सत्यं न मुञ्चति ॥ ११ ॥ विधिरेष दरिद्राणां रोगिणां परमौषधम् । सिद्धिः सकलकार्याणां गाथेयं संस्मृता रवेः ॥ १२ ॥

इति श्रीयाज्ञवल्क्यविरचितं सूर्यार्यास्तोत्रं संपूर्णम् ।

ઉદયસમયે જેમનો બાળ—આછો તડકો સુવર્ણસમાન કાંતિવાળો જણાય છે તેમ જેમના સાત રથના ઘોડાઓ સમુદ્રમાં પુષ્પોની અંજલિસમાન તરે છે તે ભગવાન્ સૂર્ય જય પામે છે.” ૯.

આ સાત આર્યાવૃત્તની સ્તુતિ આકાશમાંથી પૃથ્વીપર સામ્બપુરને વિષે પડી અને તેથી તે જેના કંઠમાં અથવા ઘરમાં હશે એટલે તેનો જે મનુષ્ય પાઠ કરશે અથવા લખીને ઘરમાં રાખશે તેને લક્ષ્મીનો વિયોગ થશે નહિ, અર્થાત્ તે ધનવાન્ થશે. ૧૦.

જે મનુષ્ય આ સાત આર્યાઓનો સાતમની તિથિને દિવસે સાત વખત પાઠ કરે છે તેના ઘરનો અથવા દેહનો લક્ષ્મી કયારે પણ ત્યાગ કરતી નથી. ૧૧.

સૂર્યના સ્મરણરૂપે ગવાએલી આ ગાથા દરિદ્રીઓ માટે ધનનો ખજાનો છે, રોગિઓને માટે ઔષધ છે અને સર્વ કાર્યોની સિદ્ધિ કરનાર છે. ૧૨.

ઇતિ શ્રીયાજ્ઞવલ્કયવિરચિત “સૂર્યાર્યા” સ્તોત્ર સંપૂર્ણ.

## श्रीसूर्यस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ ॐनमो भगवते आदित्यायाखिलजगतामात्मस्वरूपेण कालस्वरूपेण चतुर्विधभूतनिकायानां ब्रह्मादिस्तम्बपर्यन्तानामन्तर्हृदयेषु बहिरपि चाकाश इवोपाधिनाऽव्यवधीयमानो भगवानेक एव क्षणलवनिमेषावयवोपचितसंवत्सरगणेनापामादानविसर्गाभ्यामिमां लोकयात्रामनुवहति ॥ १ ॥ यदुह वाव विबुधर्षभ सवितरदस्तपत्यनुसवनमहरहराम्नायविधिनोपतिष्ठमानानामखिलदुरितवृजिनबीजावभर्जनभगवतः समभिधीमहि तपनमण्ड-

## શ્રીસૂર્યસ્તોત્ર.

યાજ્ઞવલ્કય બોલ્યાઃ—"હે સૂર્યદેવ! આપ આદિત્યભગવાન્‌ને હું પ્રણામ કરું છું. આપ સર્વ જગતોનાં જરાયુજ, અંડજ વગેરે ચારપ્રકારનાં પ્રાણીઓ તથા બ્રહ્માથી માંડી સ્તંભ પર્યન્તનાં સર્વનાં હૃદયોની અંદર આત્મસ્વરૂપે રહેલા છો, તેમજ બહાર પણ ક્ષણુ, લવ તથા નિમેષરૂપ અવયવોથી વૃદ્ધિ પામેલા વર્ષોના સમૂહરૂપ કાળસ્વરૂપે રહેલા છો, છતાં આકાશની સમાન કોઇપણ ઉપાધિથી આવરણયુકત ન થતાં કેવળ એકરૂપેજ આપ ભગવાન્ રહેલા છો અને જલને ખેંચી લેવું અને તેને વર્ષાવવું એ ક્રિયાવડે સર્વ લોકના વ્યવહારને ચલાવો છો. ૧.

હે દેવોમાં શ્રેષ્ઠ! હે તપાવનાર! વેદવિધિથી સ્તુતિ કરનારનાં સર્વ પાપ તથા દુઃખોને મૂળમાંથી જ બાળીનાખનાર હે સૂર્ય! આપ ભગવાન્ સૂર્યનું આ જે તેજોમંડલ પ્રતિદિન તપે છે તેનું અમે ધ્યાન કરીએ છીએ. ૨.

लम् ॥ २ ॥ य इह वाव स्थिरचरनिकराणां निजनिकेतनानां मनइन्द्रियासुगणाननात्मनः स्वयमात्मान्तर्यामी प्रचोदयति ॥३॥ य एवेमं लोकमतिकरालवदनान्धकारसंज्ञाजगरग्रहगिळितं संमृतकमिव विचेतनमवलोक्यानुकम्पया परमकारुणिक ईक्षयैवोत्थाप्याहरहरनुसवनं श्रेयसि स्वधर्माख्यात्मावस्थाने प्रवर्तयत्यवनिपतिरिवासाधूनां भयमुदीरयन्नटति ॥ ४ ॥ परित आशापालैस्तत्र तत्र कमलकोशाञ्जलिभिरुपहृतार्हणः ॥ ५ ॥ अथ ह

હે પ્રભો ! સ્વયં આત્મસ્વરૂપ અને અન્તર્યામી એવા જે આપ તે, આ લોકને વિષે આપના પોતાના વિષે રહેલાં સ્થાવર-જંગમાત્મક સર્વ પ્રાણીઓનાં મન, ઈન્દ્રિય અને પ્રાણોને પ્રેરો છો. ૩.

હે પ્રભો! વળી જે આપ, અત્યંત વિકરાળ મુખવાળા અંધકારરૂપી અજગરગ્રહથી ગળાએલા અને તેથી જાણે મૃત્યુ પામ્યો હોય તેવા આ લોકને દયાવડે પરમ કરુણામય દૃષ્ટિથી ઉઠાડીને દરરોજ દરેક કાળમાં સ્વધર્મરૂપી આત્મકલ્યાણના ઉત્તમ માર્ગમાં પ્રેરોછો, તેમ જેમ એક રાજા દુષ્ટોને ભય ઉત્પન્ન કરતો ફરે છે તેમ આપ પણ દુષ્ટોને ભય ઉત્પન્ન કરતા ફરો છો. ૪.

આપ જ્યાં જાઓ છો ત્યાં દિક્પાલો કમળકોશસમાન હાથની અંજલિઓ વડે આપને પ્રણામ કરી આપનો સત્કાર કરે છે. ૫.

હે ભગવન્! હવે ત્રણે લોકના સ્વામી એવા ઈન્દ્રાદિવડે

भगवँस्तव चरणनलिनयुगलं त्रिभुवनगुरुभिर्वन्दितमहमयातयामयजुःकाम उपसरामीति ॥ ६ ॥

इति श्रीमद्भागवते द्वादशस्कन्धे षष्ठाध्यायान्तर्गतं याज्ञवल्क्यकृतं सूर्यस्तोत्रं संपूर्णम् ।

વન્દન કરાએલાં આપનાં ચરણકમલોને જેનું તત્ત્વ સમજાય તેવું નથી એવા યજુર્વેદને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી હું સેવું છું." ૬.

ઈતિ શ્રીભાગવતાન્તર્ગત બારમા સ્કંધમાં છઠ્ઠા અધ્યાયને વિષે યાજ્ઞવલ્કયકૃત "સૂર્યસ્તોત્ર" સંપૂર્ણ.



## श्रीआदित्यहृदयस्तोत्रम् ।

॥ श्रीगणेशाय नमः ॥ श्रीसूर्यनारायणाय नमः ॥ आचम्य देशकालौ संकीर्त्य ममारोग्यावाप्तये श्रीसवितृसूर्यनारायणप्रीत्यर्थं द्वादशनमस्काराख्यं कर्माहं करिष्ये ॥ अथ ध्यानम् ॥ ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती नारायणः सरसिजासनसंनिविष्टः ॥ केयूरवान् मकरकुण्डलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥ १ ॥ एकचक्रो रथो यस्य दिव्यः कनकभूषितः ॥

### શ્રીઆદિત્યહૃદયસ્તોત્ર.

આચમન કરી, દેશ (જે સ્થાનમાં પાઠ કરતા હોય તે) અને કાલ (તિથિ વાર વગેરે) નો ઉચ્ચાર કરી "મારા આરોગ્યની પ્રાપ્તિ માટે અને શ્રીસવિતા સૂર્યનારાયણની પ્રસન્નતા માટે તેમનાં બાર નામને નમસ્કાર કરવારૂપ કર્મ હું કરું છું." આ પ્રમાણે સંકલ્પ કરી ત્યાર પછી ઉપરના "ध्येयः सदा–" એ શ્લોકથી નીચે પ્રમાણે ધ્યાન કરવું.

હાથને વિષે બાજુબંધવાળા, કાનોમાં મકરાકૃતિ કુંડલવાળા, મસ્તક ઉપર મુકુટ તથા કંઠમાં હાર ધારણ કરેલા, સુવર્ણસમાન તેજસ્વી શરીરવાળા, હાથમાં શંખ તથા ચક્રને ધારણ કરનારા અને સૂર્યમંડલના મધ્યમાં પદ્માસનવાળી બેઠેલા એવા ભગવાન સૂર્યનારાયણ નિરંતર ધ્યાન કરવા યોગ્ય છે (એટલે હું તેમનું ધ્યાન કરું છું). ૧.

જેમનો દિવ્ય રથ સુવર્ણવડે ભૂષિત અને એક પૈડાવાળો છે

स मे भवतु सुप्रीतः पद्महस्तो दिवाकरः ॥ २ ॥ मित्राय नमः ॥ १ ॥ रवये नमः ॥ २ ॥ सूर्याय नमः ॥ ३ ॥ भानवे नमः ॥ ४ ॥ खगाय नमः ॥ ५ ॥ पूष्णे नमः ॥ ६ ॥ हिरण्यगर्भाय नमः ॥ ७ ॥ मरीचये नमः ॥ ८ ॥ आदित्याय नमः ॥ ९ ॥ सवित्रे नमः ॥ १० ॥ अर्काय नमः ॥ ११ ॥ भास्कराय नमः ॥ १२ ॥ नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥ त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरंचिनारायणशङ्करात्मने ॥ १ ॥ नमोऽस्तु सूर्याय सहस्ररश्मये सहस्रशाखा-

અને જેમના હાથને વિષે કમળ રહેલું છે તે દિવસને કરનાર ભગવાન્ સૂર્ય મારાપર પ્રસન્ન થાઓ. ૨.

"મિત્રને નમસ્કાર, રવિને નમસ્કાર, સૂર્યને નમસ્કાર, ભાનુને નમસ્કાર, ખગને નમસ્કાર, પૂષાને નમસ્કાર, હિરણ્યગર્ભને નમસ્કાર, મરીચિને નમસ્કાર, આદિત્યને નમસ્કાર, સવિતાને નમસ્કાર, અર્કને નમસ્કાર અને સૂર્યને નમસ્કાર." આ પ્રમાણે બારે આદિત્યને હું નમસ્કાર કરું છું.

જગતના એક નેત્રરૂપ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશના કારણરૂપ, ઋક્, યજુષ્ અને સામ એ ત્રણ વેદરૂપ તેમજ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણને ધારણ કરનાર વિષ્ણુ, બ્રહ્મા અને શિવસ્વરૂપ એવા ભગવાન્ સૂર્યને હું નમસ્કાર કરું છું. ૧.

હજારો કિરણવાળા, હજારો શાખાયુક્ત જેમનું ઉત્પત્તિસ્વરૂપ છે એવા, હજારો યોગોથી ઉત્પન્ન થયેલી વસ્તુઓને ભોગ-

न्वितसंभवात्मने ॥ सहस्रयोगोद्भवभावभागिने सहस्रसंख्यायुग-धारिणे नमः ॥ २ ॥ आदित्यस्य नमस्कारं ये कुर्वन्ति दिने दिने ॥ जन्मान्तरसहस्रेषु दारिद्र्यं नोपजायते ॥ ३ ॥ इति नमस्काराः ॥ शतानीक उवाच । कथमादित्यमुद्यन्तमुपतिष्ठे-द्द्विजोत्तम । एतन्मे ब्रूहि विप्रेन्द्र प्रपद्ये शरणं तव ॥ १ ॥ सुमन्तुरुवाच । इदमेव पुरा पृष्टः शङ्खचक्रगदाधरः । प्रणम्य शिरसा देवमर्जुनेन महात्मना ॥ २ ॥ कुरुक्षेत्रे महाराज निवृत्ते भारते रणे । कृष्णनाथं समासाद्य प्रार्थयित्वाऽब्रवीदिदम् ॥ ३ ॥

વવાવાળા અને હજારો યુગોને ધારણ કરનારા એવા ભગવાન્ સૂર્યનારાયણને મારા વારંવાર નમસ્કાર હો. ૨.

જે મનુષ્યો પ્રતિદિન ભગવાન્ આદિત્યને નમસ્કાર કરે છે તેમને હજારો જન્મમાં પણ દારિદ્રય પ્રાપ્ત થતું નથી. ૩.

શતાનીક પૂછે છેઃ—હે દ્વિજોમાં શ્રેષ્ઠ ( સુમંતુ )! ઉદય પામતા સૂર્યની કેવા પ્રકારે સ્તુતિ કરવી તે મને કહો, કારણ કે હે વિપ્રેન્દ્ર ! હું આપને શરણે આવેલો છું. ૧.

સુમંતુ બોલ્યાઃ—હે રાજેન્દ્ર ! પૂર્વે મહાત્મા અર્જુને આજ પ્રશ્ન મસ્તકવડે પ્રણામ કરીને શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર ભગવાન્ જે શ્રીકૃષ્ણદેવ તેમને પૂછયો હતો. ૨.

હે રાજન્ શતાનીક ! કુરુક્ષેત્રમાં પાંડવકૌરવનો મહાસંગ્રામ શાંત થયો ત્યાર પછી ( અર્જુને ) શ્રીકૃષ્ણપ્રભુ પાસે જઈને આ પ્રમાણે પૂછયું હતું. ૩.

अर्जुन उवाच । ज्ञानं च धर्मशास्त्राणां गुह्याद्गुह्यतरं तथा । मया
कृष्ण परिज्ञातं वाङ्मयं सचराचरम् ॥ ४ ॥ सूर्यस्तुतिमयं
न्यासं वक्तुमर्हसि माधव । भक्त्या पृच्छामि देवेश कथयस्व
प्रसादतः ॥ ५ ॥ सूर्यभक्तिं करिष्यामि कथं सूर्यं प्रपूजयेत् ।
तदहं श्रोतुमिच्छामि त्वत्प्रसादेन यादव ॥ ६ ॥ श्रीभगवानुवाच ।
रुद्रादिदैवतैः सर्वैः पृष्टेन कथितं मया । वक्ष्येऽहं सूर्यविन्यासं
शृणु पाण्डव यत्नतः ॥ ७ ॥ अस्माकं यत्त्वया पृष्टमेकचित्तो

અર્જુન પૂછે છેઃ—હે ભગવન્ શ્રીકૃષ્ણ ! ધર્મશાસ્ત્રોનું ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન તેમજ સ્થાવર તથા જંગમરૂપ (આ સર્વ વસ્તુમાત્રનું જેમાં વર્ણન છે એવું સર્વ) વાણીમય—શાસ્ત્ર પણ હું આપની પાસેથી સમજ્યો, તો પણ હે માધવ! જેમાં સૂર્યની સ્તુતિ છે એવો જે ન્યાસ—દૈવી થાપણ—હોય તે આપ મને કહો, કેમકે હે દેવોના સ્વામી! હું આપને ભકિતપૂર્વક પૂછું છું માટે આપ મારાપર કૃપા કરીને તે મને કહો. ૪—૫.

હે યદુવંશી શ્રીકૃષ્ણ ! સૂર્યની ભકિત તથા પૂજન હું કરીશ, પરંતુ 'તે સૂર્યનું પૂજન કેવી રીતે કરવું' તે, આપની કૃપાવડે આપની પાસેથી હું સાંભળવાની ઇચ્છા રાખું છું (માટે આપ તે મને કહો). ૬.

શ્રીભગવાન્ બોલ્યાઃ—હે પાંડુપુત્ર! શ્રીસદાશિવ વગેરે સર્વ દેવતાઓએ મને એ પૂછ્યું હતું અને ત્યારે તેમને જે સૂર્યનો ન્યાસ મેં કહ્યો હતો તે હું તને કહું છું તે તું યત્નપૂર્વક સાંભળ. ૭.

હે અર્જુન ! તેં મને જે પૂછયું છે તે સર્વ આદિ, મધ્ય અને

श्रवार्जुन । तदहं संप्रवक्ष्यामि आदिमध्यावसानकम् ॥ ८ ॥
अर्जुन उवाच । नारायण सुरश्रेष्ठ पृच्छामि त्वां महायशाः ।
कथमादित्यमुद्यन्तमुपतिष्ठेत्सनातनम् ॥ ९ ॥ श्रीभगवानुवाच ।
साधु पार्थ महाबाहो बुद्धिमानसि पाण्डव । यन्मां पृच्छस्युपस्थानं
तत्पवित्रं विभावसोः ॥ १० ॥ सर्वमङ्गलमाङ्गल्यं सर्वपाप-
प्रणाशनम् । सर्वरोगप्रशमनमायुर्वर्धनमुत्तमम् ॥ ११ ॥ अमित्र-
दमनं पार्थ संग्रामे जयवर्धनम् । वर्धनं धनपुत्राणामादित्यहृदयं
शृणु ॥ १२ ॥ यच्छ्रुत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ।

અંતપર્યંત હું તને કહીશ માટે તું એકાગ્રચિત્તવાળો થા અને શ્રવણ કર. ૮.

અર્જુન પૂછે છેઃ—હે નારાયણ! હે દેવોમાં શ્રેષ્ઠ! હે મહા-યશસ્વી! હું આપને પૂછું છું કે, 'ઉદય પામતા સનાતન એવા ભગવાન્ સૂર્યનું ઉપાસન કેવી રીતે કરવું?' (તે આપ મને કહો.) ૯.

શ્રીભગવાન્ બોલ્યાઃ—હે મહાબાહુ પાર્થ! હે પાંડુપુત્ર! તું બુદ્ધિમાન્ છે, કારણ કે તેં સૂર્યનું જે ઉપસ્થાન—સ્તવન—મને પૂછ્યું છે તે પવિત્ર છે. ૧૦.

વળી તે સર્વ મંગલોનું પણ મંગલરૂપ, સર્વ પાપોનો નાશ કરનાર, સર્વ રોગોને શમાવનાર, આયુષ્યની વૃદ્ધિ કરનાર અને ઉત્તમ છે. ૧૧.

હે પાર્થ! વળી તે શત્રુનું દમન કરનાર, સંગ્રામમાં વિજય અપાવનાર અને લક્ષ્મી તથા પુત્રોને વધારનાર છે માટે એ "આદિત્યહૃદય" ને તું સાંભળ, કે જેના શ્રવણ કરવા વડે સર્વ પાપ-

त्रिषु लोकेषु विख्यातं निःश्रेयसकरं परम् ॥ १३ ॥ देवदेवं नमस्कृत्य प्रातरुत्थाय चार्जुन । विघ्नान्यनेकरूपाणि नश्यन्ति स्मरणादपि ॥ १४ ॥ तस्मात्सर्वप्रयत्नेन सूर्यमावाहयेत्सदा । आदित्यहृदयं नित्यं जाप्यं तच्छृणु पाण्डव ॥ १५ ॥ यज्जपान्मुच्यते जन्तुर्दारिद्र्यादाशु दुस्तरात् । लभते च महासिद्धिं कुष्ठव्याधिविनाशिनीम् ॥ १६ ॥ अस्मिन्मन्त्रे ऋषिश्छन्दो देवता शक्तिरेव च । सर्वमेव महाबाहो कथयामि तवाग्रतः ॥ १७ ॥ मया ते गोपितं न्यासं सर्वशास्त्रप्रबोधितम् । अथ ते कथयिष्यामि

માંથી મુકત થવાય છે એમાં સંશય નથી, કારણ કે ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવું એ "આદિત્યહૃદય" પરમ કલ્યાણ કરનારું છે. ૧૨-૧૩.

હે અર્જુન! પ્રભાતમાં ઉઠીને દેવોના દેવ એવા (સૂર્ય) ને નમસ્કાર કરવાથી તથા તેમનું સ્મરણ કરવાથી પણ અનેક પ્રકારનાં વિઘ્નો નાશ પામે છે. ૧૪.

હે પાંડુપુત્ર! એટલા માટે સર્વ પ્રયત્નથી નિરંતર સૂર્યનું આવાહન કરવું અને "આદિત્યહૃદય" નો હમેશાં પાઠ કરવો, અને (તે હું તને કહું છું) તે તું સાંભળ, કે જેનો જપ કરવાથી મનુષ્ય દૂર ન થઈ શકે એવા મહાદારિદ્ર્યથી પણ તત્કાલ મુકત થાય છે અને કોઢ વગેરે રોગોને નાશ કરવાવાળી મહાસિદ્ધિને પામે છે. ૧૫–૧૬.

હે મહાબાહુ અર્જુન! આ ('આદિત્યહૃદયરૂપી') મંત્રમાં ઋષિ, છંદ, દેવતા તથા જે શક્તિ છે તે સર્વ હું તારી પાસે કહું છું (તે તું સાંભળ). ૧૭.

મેં તારે માટે ગુપ્ત રાખેલો એ ન્યાસ સર્વશાસ્ત્રોએ જણા-

उत्तमं मन्त्रमेव च ॥ १८ ॥ ॐ अस्य श्रीआदित्यहृदयस्तोत्र-मन्त्रस्य। श्रीकृष्ण ऋषिः। श्रीसूर्यात्मा त्रिभुवनेश्वरो देवता। अनुष्टुप् छन्दः। हरितहयरथं दिवाकरं घृणिरिति बीजम्। ॐनमो भगवते जितवैश्वानरजातवेदस इति शक्तिः। ॐनमो भगवते आदित्याय नम इति कीलकम्। ॐअग्निगर्भदेवता इति मन्त्रः। ॐनमो भगवते तुभ्यमादित्याय नमो नमः। श्रीसूर्यनारायण-प्रीत्यर्थं जपे विनियोगः। अथ न्यासः। ॐह्रां अङ्गुष्ठाभ्यां

વેલો છે અને તે એ ઉત્તમ મંત્ર હું તને કહીશ. ૧૮.

ત્યાર પછી "ॐ अस्य श्री–થી માંડીને श्रीसूर्यनारायणप्रीत्यर्थं जपे विनियोगः" એટલું બોલી સ્તોત્રનો પાઠ કરવાનો સંકલ્પ કરવો.

"ૐ આ શ્રી "આદિત્યહૃદય"રૂપી સ્તોત્રમંત્રના શ્રીકૃષ્ણ ઋષિ છે, ત્રૈલોકયના ઈશ્વર શ્રીસૂર્યનારાયણ દેવતા છે, અનુષ્ટુપ્ છંદ છે, "हरितहयरथं दिवाकरं घृणिः–લીલા અશ્વયુકત રથવાળા દિવાકરને હું શરણે જાઉં છું" એ એનું બીજ છે, "ॐ नमो भगवते जितवैश्वानरजातवेदसे–જેમણે વૈશ્વાનર નામના અગ્નિને જીતેલો છે એવા ભગવાન્ સૂર્યને નમસ્કાર" એ મંત્ર એની શકિત છે, "ॐ नमो भगवते आदित्याय नमः–ઓમ્ ભગવાન્ આદિત્યને નમસ્કાર" એ મંત્ર એનો ખીલો છે, "ॐ अग्निगर्भ-देवता–ઓમ્ અગ્નિ જેના ગર્ભમાં છે એવા એ દેવ છે" એ એનો મંત્ર છે. "આપ ભગવાન્ આદિત્યને મારા વારંવાર નમસ્કાર છે અને શ્રી સૂર્યનારાયણની પ્રસન્નતાને માટે હું આ સ્તોત્રનો જપ કરવામાં વિનિયોગ કરું છું."

આ પ્રમાણે સંકલ્પ કરી રહ્યા પછી "ॐ ह्रां अङ्गुष्ठाभ्यां

नमः । ॐह्रीं तर्जनीभ्यां नमः । ॐह्रूं मध्यमाभ्यां नमः । ॐह्रैं अनामिकाभ्यां नमः । ॐह्रौं कनिष्ठिकाभ्यां नमः । ॐह्रः करतलकरपृष्ठाभ्यां नमः । एवं हृदयादि । ॐह्रां हृदयाय नमः । ॐह्रीं शिरसे स्वाहा । ॐह्रूं शिखायै वषट् । ॐह्रैं कवचाय हुम् । ॐह्रौं

नमः" થી આરંભી "इति दिग्बन्धः" સુધીના ન્યાસ કરવા. "ॐ ह्रां अंगुष्ठाभ्यां नमः—ઓમ્ 'હ્રાં' એ બીજથી બે અંગુઠાઓને નમસ્કાર છે", "ॐ ह्रीं तर्जनीभ्यां नमः—ઓમ્ 'હ્રીં' એ બીજથી બે તર્જનીઓને નમસ્કાર છે", "ॐ ह्रूं मध्यमाभ्यां नमः—ઓમ્ 'હ્રૂં' એ બીજથી બે મધ્યમ અંગુલિઓને નમસ્કાર છે", "ॐ ह्रैं अनामिकाभ्यां नमः—ઓમ્ 'હ્રૈં' એ બીજથી બે અનામિકાઓને નમસ્કાર છે", "ॐ ह्रौं कनिष्ठिकाभ्यां नमः—ઓમ્ 'હ્રૌં' એ બીજથી બે કનિષ્ઠિકાઓને નમસ્કાર છે", "ॐ ह्रः करतलकरपृष्ठाभ्यां नमः—ઓમ્ 'હ્રઃ' એ બીજથી હાથનાં બે તળીઆં અને પૃષ્ઠભાગોને નમસ્કાર છે".

આ પ્રમાણે બોલી તે તે ભાગોનો સ્પર્શ કરવો અને ત્યાર પછી હૃદય વગેરેનો સ્પર્શ કરી હૃદયાદિ ન્યાસ કરવા. "ॐ ह्रां हृदयाय नमः—ઓમ્ 'હ્રાં' એ બીજથી હૃદયને નમસ્કાર", "ॐ ह्रीं शिरसे स्वाहा—ઓમ્ 'હ્રીં' એ બીજથી મસ્તકને સ્વાહાકાર", "ॐ ह्रूं शिखायै वषट्—ઓમ્ 'હ્રૂં' એ બીજથી શિખાને વષટ્કાર", "ॐ ह्रैं कवचाय हुम्—ઓમ્ 'હ્રૈં' કવચને હુમ્" એમ બોલી સામસામા બે હાથોના ખભાઓનો સ્પર્શ કરવો, "ॐ ह्रौं नेत्रत्र-

नेत्रत्रयाय वौषट्। ॐ ह्रः अस्त्राय फट्। ॐ ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः। इति दिग्बन्धः। अथ ध्यानम्। भास्वद्रत्नाढ्यमौलिः स्फुरदधररुचा रञ्जितश्चारुकेशो भास्वान्यो दिव्यतेजाः करकमलयुतः स्वर्णवर्णः प्रभाभिः। विश्वाकाशावकाशग्रहपतिशिखरे भाति यश्चोदयाद्रौ सर्वानन्दप्रदाता हरिहरनमितः पातु मां विश्वचक्षुः॥ १॥

पूर्वमष्टदलं पद्मं प्रणवादिप्रतिष्ठितम्। मायाबीजं दलाष्टाग्रे

याय वौषट्—ઓમ્ "ह्रौं" ત્રણ નેત્રોને વૌષટ્", "ॐ ह्रः अस्त्राय फट्—ઓમ્ 'ह्रः' અસ્ત્રને ફટ્" એમ બોલી ચારે બાજુ હાથ ફેરવી પછી જમણા હાથથી ડાબા હાથની હથેળીમાં તાળી પાડવી, અને પછી "ॐ ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः" એ બીજોથી હાથની અંજલિથી મસ્તકની ચારે બાજુ દિગ્બંધન કરવું. ત્યાર પછી "भास्वद्रत्नाढ्यमौलिः—" એ શ્લોકથી ભગવાન્ સૂર્યનારાયણનું ધ્યાન કરવું.

જે સૂર્યનારાયણ પ્રકાશિત રત્નોયુકત મુકુટવાળા, દેદીપ્યમાન એવી અધરની કાન્તિવડે શોભતા, સુંદર કેશવાળા, પ્રકાશમાન, દિવ્યતેજયુકત, કિરણોરૂપી કમળોવાળા, સુવર્ણસમાન કાંતિવાળા, પ્રભાઓએ કરી વિશ્વસંબંધી આકાશના અવકાશને વિષે અને મોટા ગ્રહોને (ઉદય પામવાના) શિખરરૂપ એવા ઉદયાચલની ઉપર શોભતા (?), સર્વને આનંદ આપનારા, વિષ્ણુ અને શંકર જેમને નમન કરે છે એવા અને વિશ્વના ચક્ષુરૂપ છે તે સૂર્યનારાયણ મારું રક્ષણ કરો. ૧.

હવે એમની સ્થાપના કેવે પ્રકારે કરવી તેનો વિધિ કહે છે:

પ્રથમ અષ્ટદલ કમળ કાઢવું અને તેમાં પ્રણવ વગેરેની પ્રતિષ્ઠા કરવી. ત્યાર પછી તે અષ્ટદલની પાસે માયાબીજનો

यन्त्रमुद्धारयेदिति ॥ २ ॥ आदित्यं भास्करं भानुं रविं सूर्यं दिवाकरम् । मार्तण्डं तपनं चेति दलेष्वष्टसु योजयेत् ॥ ३ ॥ दीप्ता सूक्ष्मा जया भद्रा विभूतिर्विमला तथा । अमोघा विद्युता चेति मध्ये श्रीः सर्वतोमुखी ॥ ४ ॥ सर्वज्ञः सर्वगश्चैव सर्वकारणदेवता । सर्वेशं सर्वहृदयं नमामि सर्वसाक्षिणम् ॥ ५ ॥ सर्वात्मा सर्वकर्ता च सृष्टिर्जीवनपालकः । हितः स्वर्गापवर्गश्च भास्करेश नमोऽस्तु ते ॥ ६ ॥

યંત્ર કાઢવો અને અષ્ટદલોને વિષે આદિત્ય, ભાસ્કર, ભાનુ, રવિ, સૂર્ય, દિવાકર, માર્તંડ અને તપન એ આઠ સૂર્યનું અનુક્રમે સ્થાપન કરવું. ૨–૩.

ત્યાર પછી દીપ્તા, સૂક્ષ્મા, જયા, ભદ્રા, વિભૂતિ, વિમલા, અમોઘા, અને વિદ્યુતા એ આઠ શક્તિઓનું પણ સ્થાપન કરવું અને મધ્યમાં ચારે બાજુ મુખવાળી લક્ષ્મીની સ્થાપના પણ કરવી. ૪.

ત્યાર પછી સૂર્યની "सर्वज्ञः–" થી માંડી "–मव्ययाम्" એ ત્રણ શ્લોકથી પ્રાર્થના કરવી.

જે સર્વજ્ઞ, સર્વવ્યાપક અને સર્વના કારણભૂત દેવ છે તે સર્વના ઈશ, સર્વના હૃદયરૂપ અને સર્વના સાક્ષી એવા સૂર્યનારાયણને હું નમસ્કાર કરું છું. ૫.

હે ભાસ્કરરૂપ ઈશ્વર! આપ સર્વના આત્મારૂપ, સર્વના કર્તા, સૃષ્ટિને જીવાડવાવડે તેનું પાલન કરનાર, સર્વના હિતસ્વી અને સ્વર્ગ અને મોક્ષરૂપ (ફળને આપનાર) છો માટે આપને મારા નમસ્કાર હો! ૬.

नमो नमस्तेऽस्तु सदा विभावसो सर्वात्मने सप्तहयाय भानवे ।
अनन्तशक्तिर्मणिभूषणेन ददस्व भुक्तिं मम मुक्तिमव्ययाम् ॥ ७॥
इति प्रार्थना । अर्कं तु मूर्ध्नि विन्यस्य ललाटे तु रविं न्यसेत् । विन्यसेन्नेत्रयोः सूर्यं कर्णयोश्च दिवाकरम् ॥ ८ ॥ नासिकायां न्यसेद्भानुं मुखे वै भास्करं न्यसेत् । पर्जन्यमोष्ठयोश्चैव तीक्ष्णं जिह्वान्तरे न्यसेत् ॥ ९ ॥ सुवर्णरेतसं कण्ठे स्कन्धयोस्तिग्मतेजसम् । बाह्वोस्तु पूषणं चैव मित्रं वै पृष्ठतो न्यसेत्

સર્વને પ્રકાશિત કરનાર હે વિભાવસુ ! સર્વના આત્મારૂપ, સાત અશ્વવાળા અને પ્રકાશસ્વરૂપ એવા આપને મારા વારંવાર નમસ્કાર હો ! આપ મણિરૂપી અલંકારવડે (શોભાયમાન) અનંત શકિતવાળા છે માટે મને અનેક પ્રકારના ભોગો અને અવિનાશી એવી મુકિત આપો. ૭.

આ પ્રમાણે પ્રાર્થના કરી ત્યાર પછી સૂર્યનાં નામોના ન્યાસ કરવા એટલે તેમનાં તે તે નામ બોલી પોતાનાં અંગપ્રત્યંગોમાં હસ્તસ્પર્શ કરી સૂર્યના સ્વરૂપોની ન્યાસરૂપે ભાવના કરી 'તે તે સૂર્યદેવ મારું સંરક્ષણ કરો ' એવી ભાવના કરવી.

મસ્તકને વિષે અર્કનો અને લલાટમાં રવિનો ન્યાસ કરવો, બે નેત્રોમાં સૂર્યનો અને બે કાનોને વિષે દિવાકરનો ન્યાસ કરવો. ૮.

નાસિકાને વિષે ભાનુનો અને મુખને વિષે ભાસ્કરનો ન્યાસ કરવો, બન્ને ઓષ્ઠોને વિષે પર્જન્યનો અને જિહ્વાને વિષે તીક્ષ્ણનો ન્યાસ કરવો. ૯.

કંઠને વિષે સુવર્ણરેતાનો, બે કાંધને વિષે તીવ્ર જેમનું તેજ છે એવાનો, બે બાહુને વિષે પૂષાનો અને પૃષ્ઠભાગમાં મિત્રનો ન્યાસ કરવો. ૧૦.

॥ १० ॥ वरुणं दक्षिणे हस्ते त्वष्टारं वामतः करे । हस्ताबुष्णकरः पातु हृदयं पातु भानुमान् ॥ ११ ॥ उदरे तु यमं विद्यादादित्यं नाभिमण्डले । कट्यां तु विन्यसेद्धंसं रुद्रमूर्वोस्तु विन्यसेत् ॥१२॥ जान्वोस्तु गोपतिं न्यस्य सवितारं तु जङ्घयोः । पादयोश्च विवस्वन्तं गुल्फयोश्च दिवाकरम् ॥ १३ ॥ बाह्यतस्तु तमोध्वंसं भगमभ्यन्तरे न्यसेत् । सर्वाङ्गेषु सहस्रांशुं दिग्विदिक्षु भगं न्यसेत् ॥ १४ ॥ इति दिग्बन्धः । एष आदित्यविन्यासो देवानामपि दुर्लभः । इमं भक्त्या न्यसेत्पार्थ स याति परमां गतिम्

દક્ષિણ હાથને વિષે વરુણનો અને ડાબા હાથને વિષે ત્વષ્ટાનો ન્યાસ કરવો, મારા બે હાથનું ઉષ્ણકર સૂર્ય રક્ષણ કરો અને હૃદયનું ભાનુમાન્ સૂર્ય રક્ષણ કરો. ૧૧.

ઉદરને વિષે દમ નામના સૂર્યને અને નાભિમંડળમાં આદિત્યને રહેલા જાણવા એટલે તેમનો ન્યાસ કરવો અને કેડમાં હંસ નામના સૂર્યનો અને બંને સાથળોમાં રુદ્રનો ન્યાસ કરવો. ૧૨.

ગોઠણોને વિષે ગોપતિ નામના સૂર્યનો ન્યાસ કરી, બે જાંઘોમાં સવિતાનો, બે પગોમાં વિવસ્વાન્નો, બે ઘૂંટીઓમાં દિવાકરનો, બાહ્ય ભાગમાં અંધકારનો નાશ કરનારનો અને અંદરના ભાગમાં ભગનામના સૂર્યનો ન્યાસ કરવો તેમજ સર્વ અંગોમાં સહસ્રકિરણોવાળાનો અને દિશાઓ અને દિશાઓના ખુણાઓમાં ભગ નામના સૂર્યનો ન્યાસ કરવો.(આપ્રમાણે દિગ્બંધ છે).૧૩-૧૪.

હે પાર્થ ! આ સૂર્યનારાયણનો ન્યાસ દેવતાઓને પણ દુર્લભ છે. જે મનુષ્ય આ ન્યાસ ભકિતપૂર્વક કરે છે તે પરમ ગતિને પામે છે, તેમ કામ તથા ક્રોધથી કરેલાં પાપમાંથી પણ

॥ १५ ॥ कामक्रोधकृतात्पापान्मुच्यते नात्र संशयः। सर्पादपि भयं नैव संग्रामेषु पथिष्वपि ॥ १६ ॥ रिपुसंघट्टकालेषु तथा चोरसमागमे। त्रिसंध्यं जपतो न्यासं महापातकनाशनम् ॥ १७ ॥ विस्फोटकसमुत्पन्नं तीव्रज्वरसमुद्भवम्। शिरोरोगं नेत्ररोगं सर्वव्याधिविनाशनम् ॥ १८ ॥ कुष्ठव्याधिस्तथा दद्रुरोगाश्च विविधाश्च ये। जपमानस्य नश्यन्ति शृणु भक्त्या तदर्जुन ॥ १९ ॥ आदित्यो मन्त्रसंयुक्त आदित्यो भुवनेश्वरः। आदित्यान्नापरो देवो ह्यादित्यः परमेश्वरः ॥ २० ॥ आदित्यमर्चयेद्ब्रह्मा शिव आदित्यमर्चयेत्। यदादित्यमयं तेजो

મુકત થાય છે એમાં સંશય નથી. વળી સર્પ થકી, સંગ્રામોમાં કે માર્ગોમાં, શત્રુઓનો મેળાપ થાય તે સમયે તેમ ચોરના સમાગમ-સમયે પણ તેને ભય થતો નથી. આ પ્રમાણે આ સૂર્યના ન્યાસનો જે ત્રણે કાળ પાઠ કરે છે તેનાં મહા પાપ નાશ પામે છે. ૧૫–૧૭.

વળી વિસ્ફોટકના રોગો, ભયંકર જ્વરની પીડા, મસ્તકનો રોગ, નેત્રરોગ તેમજ સર્વ પ્રકારના વ્યાધિઓ નાશ પામે છે. ૧૮.

હે અર્જુન! આ સૂર્યના ન્યાસનો જે માણસ પાઠ કરે છે તેના કોઢના વ્યાધિ તથા વિવિધ પ્રકારના દાદર વગેરે રોગો પણ નાશ પામે છે માટે ભકિતપૂર્વક તું તેનું શ્રવણ કર. ૧૯

ભગવાન્ આદિત્ય એ મંત્રયુકત છે, એ આદિત્ય ત્રિભુવનના નિયામક છે, આદિત્યથી અન્ય બીજા કોઈ પણ દેવ નથી અને એ આદિત્ય તેજ સાક્ષાત્ પરમ ઈશ્વર છે. ૨૦.

હે અર્જુન! આદિત્યનું બ્રહ્માએ પૂજન કરેલું છે તેમ શિવે પણ આદિત્યનું પૂજન કરેલું છે અને જે આદિત્યમય તેજ

मम तेजस्तदर्जुन ॥ २१ ॥ आदित्यं मन्त्रसंयुक्तमादित्यं भुवनेश्वरम् । आदित्यं ये प्रपश्यन्ति मां पश्यन्ति न संशयः ॥ २२ ॥ त्रिसंध्यमर्चयेत्सूर्यं स्मरेद्भक्त्या तु यो नरः । न स पश्यति दारिद्र्यं जन्मजन्मनि चार्जुन ॥ २३ ॥ एतत्ते कथितं पार्थ आदित्यहृदयं मया । शृण्वन्मुक्तश्च पापेभ्यः सूर्यलोके महीयते ॥ २४ ॥ नमो भगवते तुभ्यमादित्याय नमो नमः । आदित्यः सविता सूर्यः खगः पूषा गभस्तिमान् ॥ २५ ॥ सुवर्णः स्फटिको भानुः स्फुरितो विश्वतापनः । रविर्विश्वो महातेजाः सुवर्णः सुप-

છે તે તેજ મારું જ છે. ૨૧.

જે મનુષ્યો મંત્રસંયુકત આદિત્યનાં તેમજ ત્રણે ભુવનના ઈશ્વર એવા આદિત્યનાં દર્શન કરે છે તે મારું જ દર્શન કરે છે એમાં સંશય નથી. ૨૨.

હે અર્જુન! જે પુરુષ ત્રણે કાળમાં સૂર્યનું ભકિતથી પૂજન તથા સ્મરણ કરે છે તે જન્મોજન્મમાં દરિદ્રતાને જોતો નથી. ૨૩.

હે પાર્થ! મેં તને આ "આદિત્યહૃદય" નામનું જે સ્તોત્ર કહ્યું તેનું શ્રવણ કરનાર મનુષ્ય સર્વ પાપમાંથી મુકત થઈ અંતે સૂર્યલોકને વિષે જઇ આનંદ ભોગવે છે. ૨૪.

"આપ ભગવાન્ આદિત્યને મારા નમસ્કાર છે, એટલું જ નહિ, પરંતુ વારંવાર નમસ્કાર છે. આપ અદિતિના પુત્ર, સર્વને ઉત્પન્ન કરનાર, સર્વત્ર વિચરનારા, આકાશમાં ફરનારા અને કિરણોવાળા છો. ૨૫.

સુવર્ણરૂપ તથા સ્ફટિકરૂપ એટલે તેમના જેવા તેજવાળા, કિરણસ્વરૂપ, દેદીપ્યમાન, વિશ્વને તપાવનારા, રવિ–વેદત્રયીરૂપ શબ્દમયસ્વરૂપવાળા, વિશ્વરૂપ, મહાન્ તેજસ્વી, ઉત્તમ વર્ણવાળા

बोधकः ॥ २६ ॥ हिरण्यगर्भस्त्रिशिरास्तपनो भास्करो रविः ।
मार्तण्डो गोपतिः श्रीमान् कृतज्ञश्च प्रतापवान् ॥ २७ ॥ तमि-
स्रहा भगो हंसो नासत्यश्च तमोनुदः । शुद्धो विरोचनः केशी
सहस्रांशुर्महाप्रभुः ॥ २८ ॥ विवस्वान्पूषणो मृत्युर्मिहिरो जामद-
ग्न्यजित् । घर्मरश्मिः पतङ्गश्च शरण्यो मित्रहा तपः ॥ २९ ॥
दुर्विज्ञेयगतिः शूरस्तेजोराशिर्महायशाः । शंभुश्चित्राङ्गदः सौम्यो

અને સર્વને જગાડનારા આપ છો. ૨૬.

હિરણ્ય જેમના ગર્ભમાં–અંદરમાં –રહેલું છે એવા અથવા દ્યાવાપૃથિવીના પિતા–રક્ષણ કરનાર, ત્રણ મસ્તકવાળા, તપનારા, પ્રકાશને પાડનારા, રવિ–શબ્દ કરનાર, મરેલા ઇંડામાંથી ઉત્પન્ન થએલા, કિરણ અથવા દિશાઓના સ્વામી, શોભાવાળા, કૃતજ્ઞ–કરેલું જાણનારા અને પ્રતાપવાળા આપ છો. ૨૭.

આપ અંધકારનો નાશ કરનાર, ઐશ્વર્યરૂપ, હંસસમાન આકાશમાં ઉડનારા, સત્યસ્વરૂપ, અંધકારનો વિનાશ કરનાર, શુદ્ધ, સર્વથી વિશેષ કાંતિમાન્, ઉત્તમ કેશવાળા, હજારો કિરણોવાળા અને મહા સમર્થ છો. ૨૮.

આપ કિરણરૂપી દ્રવ્યવાળા, સર્વનું વિશેષરૂપવડે પોષણ કરનારા, સર્વના મૃત્યુરૂપ, પ્રકાશસ્વરૂપ, પરશુરામને જીતનાર, ઉષ્ણ કિરણવાળા, આકાશમાર્ગે ચાલનારા, શરણે આવેલાનું રક્ષણ કરનાર, મિત્રનો નાશ કરનાર, અને તપરૂપ છો. ૨૯.

આપ જેમની ગતિ કોઈથી જાણી શકાય એવી નથી એવા, શૂર, તેજના ભંડાર, મહાન્ યશસ્વી, કલ્યાણ કરનારા, વિચિત્ર કડાને ધારણનારા, સૌમ્ય પ્રકૃતિવાળા અને દેવોને હવ્ય અને

हव्यकव्यप्रदायकः ॥ ३० ॥ अंशुमानुत्तमो देव ऋग्यजुः साम एव च । हरिदश्वस्तमोदारः सप्तसप्तिर्मरीचिमान् ॥ ३१ ॥ अग्निगर्भोऽदितेः पुत्रः शंभुस्तिमिरनाशनः । पूषा विश्वंभरो मित्रः सुवर्णः सुप्रतापवान् ॥ ३२ ॥ आतपी मण्डली भास्वांस्तपनः सर्वतापनः । कृतविश्वो महातेजाः सर्वरत्नमयोद्भवः ॥ ३३ ॥ अक्षरश्च क्षरश्चैव प्रभाकरविभाकरौ । चन्द्रश्चन्द्राङ्गदः सौम्यो हव्यकव्यप्रदायकः ॥ ३४ ॥ अङ्गारकोऽगदोऽगस्ती रक्ताङ्ग-

પિતૃઓને કવ્ય પહોંચાડનારા છો. ૩૦

આપ કિરણોવાળા, સર્વથી ઉત્તમ, આકાશમાં ક્રીડા કરનાર, ઋક્, યજુષ્ અને સામવેદસ્વરૂપ, લીલા ઘોડાયુક્ત, અંધારાનો નાશ કરનાર તેમ સાત ઘોડાઓ અને કિરણોવાળા છો. ૩૧.

આપ અગ્નિ જેમના ગર્ભમાં છે એવા, આદિતિના પુત્ર, કલ્યાણ કરનાર, અંધકારનો નાશ કરનાર સર્વનો અભ્યુદય કરનાર, વિશ્વનું પોષણ કરનાર, મિત્ર, સુંદર વર્ણવાળા અને અત્યંત પ્રતાપયુક્ત છો. ૩૨.

આપ તાપવાળા, મંડલયુક્ત, તેજનો પ્રકાશ કરનારા, પોતે તપનારા, સર્વને તપાવનારા, વિશ્વને ઉત્પન્ન કરનાર, મહાન્ તેજસ્વી અને સર્વ રત્નપ્રભાની જેમાંથી ઉત્પત્તિ છે એવા છો. ૩૩.

આપ કૂટસ્થરૂપ, સર્વ પ્રાણિસ્વરૂપ, અલ્પ તેજ અને મહાતેજનો પ્રકાશ કરનારા, ચન્દ્રસમાન શાંતિ આપનાર, ચન્દ્રસમાન તેજસ્વી કડાને ધારણ કરનાર, સૌમ્ય પ્રકૃતિવાળા અને હવ્યકવ્યને આપનારા—તેને પૃથ્વીમાં ઉત્પન્ન કરનારા છો. ૩૪

આપ આગ્નિસ્વરૂપ, બાજુબંધને પહેરનાર, અગસ્તિ-

श्राङ्गवर्धनः । बुद्धो बुद्धासनो बुद्धिर्बुद्धात्मा बुद्धिवर्धनः ॥३५॥ बृहद्भानुर्बृहद्भासो बृहद्धामा बृहस्पतिः । शुक्रस्त्वं शुक्ररेतास्त्वं शुक्राङ्गः शुक्रभूषणः ॥ ३६ ॥ शनिमाञ्छनिरूपस्त्वं शनैर्गच्छसि सर्वदा । अनादिरादिरादित्यस्तेजोराशिर्महातपाः ॥३७॥ अनादिरादिरूपस्त्वमादित्यो दिक्पतिर्यमः । भानुमान् भानुरूपस्त्वं स्वर्भानुर्भानुदीप्तिमान् ॥ ३८ ॥ धूमकेतुर्महाकेतुः सर्वके-

સ્વરૂપ, રાતા અંગવાળા, અંગને વધારનારા—પ્રકાશમય મોટા શરીરને ધારણ કરનારા, જ્ઞાની, જ્ઞાનરૂપ આસનવાળા, બુદ્ધિસ્વરૂપ, આત્મજ્ઞાની અને બુદ્ધિને વધારનારા છો. ૩૫.

આપ ઘણાં કિરણોવાળા, ઘણી કાંતિવાળા, ઘણા તેજવાળા, દેવોના સ્વામી, શ્વેત વર્ણવાળા, શ્વેત વીર્યવાળા, શ્વેત અંગવાળા અને શ્વેત અલંકારવાળા છો. ૩૬.

આપ શનિયુક્ત અથવા કલ્યાણયુક્ત અને શનિરૂપ અથવા કલ્યાણસ્વરૂપ છો અને હમેશાં ધીમે ધીમે ચાલો છો. આપનો કોઇ આદિ નથી, આપ સર્વના આદિ છો, અને આપ અદિતિના પુત્ર, તેજના ભંડારરૂપ અને મહા તપસ્વી છો. ૩૭.

આપ આદિરહિત, સર્વના આદિ, અદિતિના પુત્ર, દિશાઓના સ્વામી અને સર્વને નિયમમાં રાખનાર અથવા યમરૂપ છો; તેમજ આપ કિરણોવાળા, કિરણસ્વરૂપ, સ્વર્ગના ભાનુ અને કિરણોવડે દેદીપ્યમાન છો. ૩૮.

વળી આપ ધૂમકેતુરૂપ, મહાકેતુરૂપ, સર્વકેતુરૂપ, સર્વથી

सुरनुत्तमः । तिमिरावरणः शंभुः स्रष्टा मार्तण्ड एव च ॥३९॥ नमः पूर्वाय गिरये पश्चिमाय नमो नमः। नमोत्तराय गिरये दक्षिणाय नमो नमः ॥४०॥ नमो नमः सहस्रांशो आदित्याय नमो नमः । नम॰ पद्मप्रबोधाय नमस्ते द्वादशात्मने ॥४१॥ नमो विश्वप्रबोधाय नमो भ्राजिष्णुजिष्णवे । ज्योतिषे च नमस्तुभ्यं ज्ञानार्काय नमो नमः ॥४२॥ प्रदीप्ताय प्रगल्भाय युगान्ताय नमो नमः। नमस्ते होतृपतये पृथिवीपतये नमः ॥ ४३ ॥ नमोंकार वषट्कार सर्वयज्ञ नमोऽस्तु

ઉત્તમ, અંધકારને ઢાંકી દેનાર, કલ્યાણ કરનાર, સર્વને ઉત્પન્ન કરનાર અને માર્તંડ પણ છો. ૩૯.

ઉદયાચલ અને અસ્તાચલરૂપ એવા આપને મારા વારંવાર નમસ્કાર હો, તેમજ ઉત્તરગિરિ અને દક્ષિણગિરિરૂપ એવા પણ આપ સૂર્યનારાયણને મારા વારંવાર નમસ્કાર હો. ૪૦.

હે હજાર કિરણવાળા સૂર્યભગવન્! અદિતિના પુત્ર એવા આપને મારા વારંવાર નમસ્કાર હો! તેમજ કમલોને ખીલવનારને અને દ્વાદશ મૂર્તિરૂપે રહેલા આપને મારા નમસ્કાર હો. ૪૧.

વિશ્વને જગાડનાર એવા આપને મારા નમસ્કાર છે, તેજ વડે સર્વને જીતનાર એવા આપને મારા નમસ્કાર છે, તેજ:સ્વરૂપ એવા આપને મારા નમસ્કાર છે તેમજ જ્ઞાનરૂપ આપ સૂર્યને પણ મારા નમસ્કાર છે. ૪૨.

અત્યંત દેદીપ્યમાન, ધૈર્યવાળા અને યુગના અંતરૂપ એવા આપને મારા વારંવાર નમસ્કાર છે, તેમજ હોતાઓના અધ્યક્ષ અને પૃથિવીના સ્વામી એવા આપને મારા નમસ્કાર છે. ૪૩.

હે ઓંકાર, વષટ્કાર અને સર્વયજ્ઞસ્વરૂપ સૂર્ય! આપને

ते । ऋग्वेदादियजुर्वेद सामवेद नमोऽस्तु ते ॥४४॥ नमो हाटकवर्णाय भास्कराय नमो नमः। जयाय जयभद्राय हरिदश्वाय ते नमः ॥ ४५ ॥ दिव्याय दिव्यरूपाय ग्रहाणां पयते नमः । नमस्ते शुचये नित्यं नमः कुरुकुलात्मने ॥ ४६ ॥ नमस्त्रैलोक्यनाथाय भूतानां पतये नमः । नमः कैवल्यनाथाय नमस्ते दिव्यचक्षुषे ॥ ४७ ॥ त्वं ज्योतिस्त्वं द्युतिर्ब्रह्मा त्वं विष्णुस्त्वं प्रजापतिः ।

મારા વારંવાર નમસ્કાર છે, તેમજ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદસ્વરૂપ એવા પણ આપને મારા નમસ્કાર છે. ૪૪.

સુવર્ણસમાન વર્ણવાળા આપને મારા નમસ્કાર છે, ભાસ્કરરૂપ–કાંતિઓનો પ્રકાશ કરનારા–એવા આપને મારા વારંવાર નમસ્કાર છે તેમજ જયરૂપ, જયરૂપી કલ્યાણવાળા અને લીલા ઘોડાઓ જેમના છે એવા પણ આપને મારા નમસ્કાર છે. ૪૫.

સ્વર્ગમાં ઉત્પન્ન થએલા, દિવ્ય સ્વરૂપવાળા અને ગ્રહોના સ્વામી એવા આપને મારા નમસ્કાર છે, પવિત્ર એવા આપને મારા નિરંતર નમસ્કાર છે તેમ કુરુકુલના આત્મરૂપ એવા પણ આપને મારા નમસ્કાર છે. ૪૬.

ત્રણે લોકના નાથ એવા આપને મારા નમસ્કાર છે, સર્વ પ્રાણીના પતિ–રક્ષક એવા આપને મારા નમસ્કાર છે, મોક્ષના સ્વામી–મોક્ષદાતા એવા આપને મારા નમસ્કાર છે તેમજ દિવ્ય ચક્ષુવાળા એવા પણ આપને મારા નમસ્કાર છે. ૪૭.

આપ તેજોરૂપ છો, આપ કાન્તિરૂપ છે, આપ બ્રહ્મા છો, આપ વિષ્ણુ છો, આપ પ્રજાપતિ છો, આપ રુદ્ર છો, રુદ્રના

त्वमेव रुद्रो रुद्रात्मा वायुरग्निस्त्वमेव च ॥ ४८ ॥ योजनानां सहस्रे द्वे शते द्वे द्वे च योजने । एकेन निमिषार्धेन क्रममाण नमोऽस्तु ते ॥ ४९ ॥ नवयोजनलक्षाणि सहस्रद्विशतानि च । यावद्घटीप्रमाणेन क्रममाण नमोऽस्तु ते ॥ ५० ॥ अग्रतश्च नमस्तुभ्यं पृष्ठतश्च सदा नमः । पार्श्वतश्च नमस्तुभ्यं नमस्ते चास्तु सर्वदा ॥ ५१ ॥ नमः सुरारिहन्त्रे च सोमसूर्याग्निचक्षुषे । नमो दिव्याय व्योमाय सर्वतन्त्रमयाय च ॥ ५२ ॥ नमो

આત્મા છો અને વાયુ તથા અગ્નિ પણ આપજ છો. ૪૮.

બાવીસસો ને બે યોજન જેટલા માર્ગને જેઓ એક અર્ધ-પલકારા જેટલા સમયમાં ઓળંગી જાય છે તે આપ સૂર્યને મારા નમસ્કાર હો. ૪૯.

નવ લાખ અને બારસો યોજન જેટલા માર્ગને જેઓ એક ઘડીમાં ઓળંગે છે તે આપ સૂર્યને મારા નમસ્કાર હો. ૫૦.

હે સૂર્ય! આપને આગળથી મારા નમસ્કાર હો, તેમ પાછળથી પણ હમેશાં મારા નમસ્કાર હો! વળી બે પડખાં-(ઉત્તર અને દક્ષિણ દિશા) ઓ તરફ પણ આપને મારા નમસ્કાર હો અને નિરંતરજ આપને મારા નમસ્કાર હો! ૫૧.

દેવોના શત્રુઓ–દૈત્યો–ને મારનાર અને સોમ, સૂર્ય અને અગ્નિરૂપી ત્રણ નેત્રવાળા એવા આપને મારા નમસ્કાર હો! તેમજ દિવ્ય, પ્રકાશસ્વરૂપ અને સર્વતંત્રરૂપ એવા પણ આપને મારા નમસ્કાર હો! ૫૨.

वेदान्तवेद्याय सर्वकर्मादिसाक्षिणे । नमो हरितवर्णाय सुवर्णाय नमो नमः ॥ ५३ ॥ अरुणो माघमासे तु सूर्यो वै फाल्गुने तथा । चैत्रमासे तु वेदाङ्गो भानुर्वैशाखतापनः ॥ ५४ ॥ ज्येष्ठमासे तपेदिन्द्र आषाढे तपते रविः । गभस्तिः श्रावणे मासे यमो भाद्रपदे तथा ॥ ५५ ॥ इषे सुवर्णरेताश्च कार्तिके च दिवाकरः । मार्गशीर्षे तपेन्मित्रः पौषे विष्णुः सनातनः ॥ ५६ ॥ पुरुषस्त्वधिके मासे मासाधिक्ये तु कल्पयेत् । इत्येते द्वादशादित्याः

વેદાંતવડે જાણુવા યોગ્ય અને સર્વ કર્મ વગેરેના સાક્ષી એવા આપને મારા નમસ્કાર હો! તેમજ લીલા વર્ણુવાળા અને ઉત્તમ વર્ણુવાળા અથવા સુવર્ણુ સરખા એવા પણુ આપને મારા વારંવાર નમસ્કાર હો! ૫૩.

એ સૂર્ય માઘ માસમાં 'અરુણુ' નામના, ફાલ્ગુન માસમાં 'સૂર્ય' નામના, ચૈત્ર માસમાં 'વેદાઙ્ગ' નામના અને વૈશાખ માસમાં 'ભાનુ' નામના તપે છે. ૫૪.

જ્યેષ્ઠ માસમાં 'ઈન્દ્ર' નામના એ તપે છે, આષાઢમાં 'રવિ' નામના તપે છે, શ્રાવણુ માસમાં 'ગભસ્તિ'નામના અને ભાદ્રપદ માં 'યમ'નામના સૂર્ય તપે છે. ૫૫.

આશ્વિન માસમાં 'સુવર્ણુરેતા' નામના, કાર્તિકમાં 'દિવાકર' નામના, માર્ગશીર્ષમાં 'મિત્ર'નામના અને પોષ માસમાં સનાતન એવા 'વિષ્ણુ'નામના સૂર્ય તપે છે. ૫૬.

વળી અધિક માસમાં 'પુરુષ' નામના સૂર્ય તપે છે એમ જ્યારે અધિક માસ આવે ત્યારે કલ્પના કરવી, આ પ્રમાણે

काश्यपेयाः प्रकीर्तिताः ॥ ५७ ॥ उग्ररूपा महात्मानस्तपन्ते विश्वरूपिणः । धर्मार्थकाममोक्षाणां प्रस्फुटा हेतवो नृप ॥ ५८ ॥ सर्वपापहरं चैवमादित्यं संप्रपूजयेत् । एकधा दशधा चैव शतधा च सहस्रधा ॥ ५९ ॥ तपन्ते विश्वरूपेण सृजन्ति संहरान्ति च । एष विष्णुः शिवश्चैव ब्रह्मा चैव प्रजापतिः ॥ ६० ॥ महेन्द्रश्चैव कालश्च यमो वरुण एव च । नक्षत्रग्रहताराणामधिपो विश्वतापनः ॥ ६१ ॥ वायुरग्निर्धनाध्यक्षो भूतकर्ता स्वयं प्रभुः । एष

આ બાર આદિત્યો કશ્યપ ઋષિના પુત્રો જણાવેલા છે. ૫૭.

હે રાજન્ ! આ પ્રમાણે ઉગ્રસ્વરૂપવાળા, મહાત્મા અને વિશ્વસ્વરૂપ એવા સૂર્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષના હેતુભૂત થઇને જનોને ચારે પુરુષાર્થની સિદ્ધિ કરાવવાને માટે પોતે પ્રકાશે છે. ૫૮.

આ પ્રમાણે સર્વ પાપનો નાશ કરવાવાળા આદિત્ય ભગવાનનું એકપ્રકારે, દશપ્રકારે, સેંકડો પ્રકારે અથવા હજાર રીતિએ પણ પૂજન કરવું. ૫૯.

એ સૂર્યભગવાન્ સમગ્ર વિશ્વસ્વરૂપે તપે છે, તેને ઉત્પન્ન કરે છે અને તેનો સંહાર પણ કરે છે. એજ વિષ્ણુ, શિવ, બ્રહ્મા અને પ્રજાપતિરૂપ છે. ૬૦.

વળી ઈન્દ્ર, કાલ, યમ, અને વરુણરૂપ તેમજ નક્ષત્ર, ગ્રહ અને તારાના અધિપતિ અને વિશ્વને તપાવનારા પણ એજ છે. ૬૧

વાયુ, અગ્નિ અને કુબેરસ્વરૂપ તેમ સર્વ પ્રાણીઓના કર્તા પણ પોતે એ સૂર્યનારાયણ પ્રભુજ છે, અને દેવોના દેવ અને

देवो हि देवानां सर्वमाप्यायते जगत् ॥ ६२ ॥ एष कर्ता हि भूतानां संहर्ता रक्षकस्तथा । एष लोकानुलोकाश्च सप्तद्वीपाश्च सागराः ॥ ६३ ॥ एष पातालसप्तस्था दैत्यदानवराक्षसाः । एष धाता विधाता च बीजं क्षेत्रं प्रजापतिः ॥ ६४ ॥ एष एव प्रजा नित्यं संवर्धयति रश्मिभिः । एष यज्ञः स्वधा स्वाहा ह्रीः श्रीश्च पुरुषोत्तमः ॥ ६५ ॥ एष भूतात्मको देवः सूक्ष्मोऽव्यक्तः सनातनः । ईश्वरः सर्वभूतानां परमेष्ठी प्रजापतिः ॥६६॥ कालात्मा सर्वभूतात्मा वेदात्मा विश्वतोमुखः । जन्ममृत्यु-

સર્વ જગત્નો અભ્યુદય કરનારા પણ એજ છે. ૬૨.

પ્રાણીઓનાં ઉત્પત્તિ, સંહાર અને રક્ષણ કરનાર પણ એજ છે તેમ લોકાનુલોકપર્વતરૂપ, સાતદ્વીપરૂપ અને સાગરો-સ્વરૂપ પણ એજ છે. ૬૩.

સાત પાતાલમાં રહેનારા દૈત્ય, દાનવ અને રાક્ષસોરૂપ પણ એજ છે તેમ ધાતા વિધાતા, બીજ, ક્ષેત્ર—ઉત્પત્તિસ્થાન અને પ્રજાપતિ પણ એજ છે. ૬૪.

એ સૂર્યભગવાન્ જ (પોતાનાં) કિરણો વડે નિરંતર પ્રજાઓની વૃદ્ધિ કરે છે અને યજ્ઞ, સ્વધા, સ્વાહા, હ્રી, શ્રી તથા પુરુષોત્તમ પણ એજ છે. ૬૫.

વળી એજ સર્વપ્રાણિસ્વરૂપ, દેવ, સૂક્ષ્મ, અવ્યક્ત—ઈન્દ્રિયાદિકથી ન જાણી શકાય તેવા, સનાતન, સર્વ પ્રાણીઓના નિયામક, પરમેષ્ઠી અને પ્રજાપતિસ્વરૂપ એટલે રક્ષણ કરનાર છે. ૬૬.

વળી એ કાલરૂપ, સર્વપ્રાણિસ્વરૂપ, વેદરૂપ, સર્વબાજુ મુખવાળા અને જન્મ, મૃત્યુ, ઘડપણ, વ્યાધિ અને સંસારના ભયનો

जराव्याधिसंसारभयनाशनः ॥ ६७ ॥ दारिद्र्यव्यसनध्वंसी श्रीमान्देवो दिवाकरः । विकर्तनो विवस्वांश्च मार्तण्डो भास्करो रविः ॥ ६८ ॥ लोकप्रकाशकः श्रीमाँल्लोकचक्षुर्ग्रहेश्वरः । लोकसाक्षी त्रिलोकेशः कर्ता हर्ता तमिस्रहा ॥ ६९ ॥ तपनस्तापनश्चैव शुचिः सप्ताश्ववाहनः । गभस्तिहस्तो ब्रह्मण्यः सर्वदेवनमस्कृतः ॥ ७० ॥ आयुरारोग्यमैश्वर्यं नरा नार्यश्च मन्दिरे । यस्य प्रसादात्संतुष्टिरादित्यहृदयं जपेत् ॥ ७१ ॥ इत्येतैर्नामभिः पार्थ आदित्यं स्तौति नित्यशः ।

નાશ કરનારા છે. ૬૭.

દરિદ્રતારૂપી દુઃખનો નાશ કરનાર, શોભાયુક્ત, દેવ અને દિવસ કરનાર જે સૂર્ય છે તે દુષ્ટોનો નાશ કરનાર, માર્તંડ, પ્રકાશ કરનારા અને રવિ (એ પ્રમાણે કહેવાય) છે માટે તેમનું કીર્તન કરવું. ૬૮.

એ ત્રિલોકને પ્રકાશનારા, શ્રીયુક્ત, લોકોનાં ચક્ષુરૂપ, ગ્રહોના નિયામક, લોકોના સાક્ષી, ત્રિલોકના ઈશ્વર, (સર્વના) કર્તા, સંહારકર્તા અને અંધકારનો વિનાશ કરનારા છે. ૬૯.

એ તપનાર, (અન્યને) તપાવનાર, પવિત્ર, સાત અશ્વયુક્ત રથના વાહનવાળા, કિરણોરૂપી હાથવાળા, બ્રહ્મનું ધ્યાન ધરનારા અને સર્વ દેવો જેમને નમસ્કાર કરે છે એવા છે. ૭૦.

જેમની કૃપાવડે સ્ત્રીપુરુષો પોતાના ઘરને વિષે આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય અને સંતોષ મેળવે છે તે (ભગવાન્ સૂર્યના આ) 'આદિત્યહૃદય'નો (મનુષ્યે) જપ કરવો. ૭૧.

હે પાર્થ! સવારમાં ઉઠીને જે મનુષ્ય આ સૂર્યનાં નામો વડે ભગવાન્ આદિત્યની નિરન્તર સ્તુતિ કરે છે તેને હે કુન્તી-

प्रातरुत्थाय कौन्तेय तस्य रोगभयं नहि ॥ ७२ ॥ पातका-न्मुच्यते पार्थ व्याधिभ्यश्च न संशयः। एकसंध्यं द्विसंध्यं वा सर्वपापैः प्रमुच्यते ॥ ७३ ॥ त्रिसंध्यं जपमानस्तु पश्येच्च परमं पदम्। यदह्नात्कुरुते पापं तदह्नात्प्रतिमुच्यते ॥ ७४ ॥ यद्रात्र्यात्कुरुते पापं तद्रात्र्यात्प्रतिमुच्यते। दद्रुस्फोटककुष्ठानि मण्डलानि विषूचिका ॥ ७५ ॥ सर्वव्याधिमहारोगभूतबाधास्त-थैव च। डाकिनी शाकिनी चैव महारोगभयं कुतः ॥ ७६ ॥ ये चान्ये दुष्टरोगाश्च ज्वरातीसारकादयः। जपमानस्य नश्यन्ति

પુત્ર અર્જુન! રોગસંબંધી ભય પ્રાપ્ત થતો નથી. ૭૨.

હે પાર્થ! જે મનુષ્ય એકવાર અથવા બે વાર એટલે સવારે અથવા સવારસાંજ એનો પાઠ કરે છે તે મનુષ્ય પાપમાંથી તથા સર્વ વ્યાધિમાંથી મુક્ત થાય છે એમાં સંશય નથી, એટલુંજ નહિ પરંતુ તે સર્વ પાપોમાંથી મુક્ત થાય છે. ૭૩.

જે ત્રણે કાળ એનો પાઠ કરે છે તે પરમ પદને પામે છે. જે એક દિવસ પાઠ કરે છે તે તે દિવસના કરેલા પાપમાંથી મુક્ત થાય છે, તેમ જો રાત્રિએ પાપ કર્યું હોય તો તે રાત્રિના પાપમાંથી પણ મુક્ત થાય છે. વળી દાદર, વિસ્ફોટક, કોઢ શિરવા, કોલેરા, સર્વ પ્રકારના વ્યાધિ, મહારોગો, ભૂતની બાધા તેમજ ડાકિની, શાકિની અને મહારોગનો ભય પણ તે (પાઠ-કરનાર) ને કયાંથી હોઈ શકે? અર્થાત્ તેને કોઇપણ પ્રકારનો ભય પ્રાપ્ત થતો નથી. ૭૪–૭૬.

વળી બીજા પણ જે જ્વર અને અતિસાર એટલે તાવ અને ઝાડા વગેરે દુષ્ટ રોગો છે તેપણ આનો પાઠ કરનારના નાશ પામે

जीवेच्च शरदां शतम् ।।। ७७ ।। संवत्सरेण मरणं यदा तस्य ध्रुवं भवेत् । अशीर्षां पश्यति च्छायामहोरात्रं धनंजय ।। ७८ ।। यस्त्विदं पठते भक्त्या भानोर्वारे महात्मनः । प्रातःस्नाने कृते पार्थ एकाग्रकृतमानसः ।। ७९ ।। सुवर्णचक्षुर्भवति न चान्धस्तु प्रजायते । पुत्रवान् धनसंपन्नो जायते चारुजः सुखी ।। ८० ।। सर्वसिद्धिमवाप्नोति सर्वत्र विजयी भवेत् । आदित्यहृदयं पुण्यं सूर्यनामविभूषितम् ।। ८१ ।। श्रुत्वा च निखिलं पार्थ सर्वपापैः

છે અને તે સો શરદ્ઋતુઓ એટલે સો વર્ષ સુધી જીવે છે. ૭૭.

હે ધનંજય! જો એક વર્ષમાં તેનું અવશ્ય મૃત્યુ થનાર હોય તો તે ( આ પાઠના પ્રભાવથી ) દિવસરાત્રિ પોતાની છાયાને મસ્તક વિનાની જુએ છે ( અને પાઠ કરવાથી તે દોષમાંથી મુકત થવા શકિતમાન્ થાય છે ). ૭૮.

હે પાર્થ ! જે મનુષ્ય ભગવાન્ સૂર્યના વારને દિવસે એટલે રવિવારે પ્રાતઃસ્નાન કરી, એકાગ્રચિત્તથી ભકિતપુરઃસર આ 'આદિત્યહૃદય'નો પાઠ કરે છે તે સુવર્ણસમાન તેજસ્વી ચક્ષુવાળો થાય છે અને ( કયારેપણ ) આંધળો થતો નથી, તેમ પુત્રવાન્, ધનવાન્, રોગરહિત અને સુખી થઈ સર્વ પ્રકારની સિદ્ધિને પામે છે અને સર્વત્ર વિજય મેળવનાર થાય છે. વળી હે પાર્થ! પવિત્ર અને સૂર્ય ભગવાનનાં નામોથી શોભાયમાન એવા આ 'આદિત્યહૃદયને' જે સંપૂર્ણરીતે સાંભળે છે તે પણ સર્વ પાપોમાંથી મુકત થાય છે, કારણકે હે પાંડવ–અર્જુન ! સિદ્ધિની ઈચ્છાવાળાને ( સર્વ

प्रमुच्यते । अतः परतरं नास्ति सिद्धिकामस्य पाण्डव ॥ ८२ ॥
एतज्जपस्व कौन्तेय येन श्रेयो ह्यवाप्स्यसि । आदित्यहृदयं
नित्यं यः पठेत्सुसमाहितः ॥ ८३ ॥ भ्रूणहा मुच्यते पापात्कृतघ्नो
ब्रह्मघातकः । गोघ्नः सुरापो दुर्भोजी दुष्प्रतिग्रहकारकः ॥ ८४ ॥
पातकानि च सर्वाणि दहत्येव न संशयः । य इदं शृणुयान्नित्यं
जपेद्वाऽपि समाहितः ॥ ८५ ॥ सर्वपापविशुद्धात्मा सूर्यलोके
महीयते । अपुत्रो लभते पुत्रान्निर्धनो धनमाप्नुयात् ॥ ८६ ॥
कुरोगी मुच्यते रोगाद्भक्त्या यः पठते सदा । यस्त्वादित्यदिने

પ્રકારની સિદ્ધિ આપનારું ) આનાથી વધારે ઉત્તમ એવું બીજું એક પણ સ્તોત્ર નથી. ૭૯–૮૨.

હે કૌંતેય! તું પણ એ સ્તોત્રનો પાઠ કર કે જેથી કલ્યાણને પ્રાપ્ત કરીશ. જે મનુષ્ય સાવધાન થઈને નિરંતર આ 'આદિત્યહૃદય'નો પાઠ કરે છે તે જો બાલહત્યા કરનાર, કૃતઘ્ન, બ્રહ્મહત્યારો, ગાયને હણનાર, સુરાપાન કરનાર, ન ખાવાની વસ્તુને ખાનાર કે અયોગ્ય પ્રતિગ્રહ કરનાર હોય તો તે પણ પોતાના તે તે પાપમાંથી મુક્ત થાય છે તેમ પોતાનાં સર્વ પાપોને બાળી ભસ્મ કરે છે એમાં સંશય નથી. વળી જે મનુષ્ય સાવધાનતાથી આ 'આદિત્યહૃદય'ને નિરંતર સાંભળે છે અથવા તેનો જપ કરે છે તે સર્વ પાપમાંથી મુક્ત થઈ, વિશુદ્ધ બની સર્વ લોકને વિષે મહત્તાને મેળવે છે અને પુત્ર વિનાનો હોય તો પુત્રોને અને નિર્ધન હોય તો ધનને પણ મેળવે છે. ૮૩–૮૬.

વળી જે મનુષ્ય હમેશાં ભક્તિપુરઃસર એનો પાઠ કરે છે તે

पार्थ नाभिमात्रजले स्थितः ॥ ८७ ॥ उदयाचलमारूढं भास्करं प्रणतः स्थितः। जपते मानवो भक्त्या शृणुयाद्वापि भक्तितः ॥८८॥ स याति परमं स्थानं यत्र देवो दिवाकरः । अमित्रदमनं पार्थ यदा कर्तुं समारभेत् ॥ ८९ ॥ तदा प्रतिकृतिं कृत्वा शत्रोश्चरण-पांसुभिः । आक्रम्य वामपादेन ह्यादित्यहृदयं जपेत् ॥ एतन्मन्त्रं समाहूय सर्वासिद्धिकरं परम् ॥ ९० ॥ ॐ ह्रीं हिमालीढं स्वाहा । ॐ ह्रीं निलीढं स्वाहा । ॐ ह्रीं मालीढं स्वाहा । इति मन्त्रः । त्रिभिश्च रोगी भवति ज्वरी भवति पञ्चभिः । जपैस्तु सप्तभिः

જો દુષ્ટરોગવાળો હોય તો તેમાંથી પણ મુકત થાય છે. હે પાર્થ! જે મનુષ્ય રવિવારને દિવસે નાભિ સુધી જલમાં ઉભા રહીને, ઉદયાચલ પર્વતપર આરુઢ થએલા—ઉદય પામેલા ભગવાન્ સૂર્યને પ્રણામ કરે છે અને ભાકતપૂર્વક આ 'આદિત્યહૃદય' નો પાઠ કરે છે અથવા ભકિતથી તેને સાંભળે છે તે જે સ્થાનમાં ભગવાન્ સૂર્યદેવ રહે છે તે પરમ સ્થાનને પ્રાપ્ત થાય છે. હે પાર્થ! જો (મનુષ્યને) શત્રુનું દમન કરવાની ઈચ્છા હોય તો તે સમયે શત્રુના પગ નીચેની ધૂળથી તેની પ્રતિમા બનાવી, પોતાના ડાબા પગથી તે પ્રતિમાને દબાવી રાખવી અને પછી "ॐ ह्रीं हिमालीढं स्वाहा । ॐ ह्रीं निलीढं स्वाहा । ॐ ह्रीं मालीढं स्वाहा ।" એ પ્રમાણેનો જે મંત્ર છે તે સર્વ પ્રકારની સિદ્ધિ આપનાર પરમ મંત્રને સાથે લઈને 'આદિત્યહૃદય'નો પાઠ કરવો. ૮૭-૯૦.

હે પાર્થ! એ પ્રમાણે ત્રણ પાઠ કરવાથી (શત્રુ) રોગી થાય છે, પાંચ પાઠ કરવાથી જ્વરયુકત થાય છે અને સાત પાઠ કરવાથી તે રાક્ષસના દેહને પામે છે, અર્થાત્ તેનામાં રાક્ષસનો

पार्थ राक्षसीं तनुमाविशेत् ॥ ९१ ॥ राक्षसेनाभिभूतस्य विकारान् शृणु पाण्डव । गीयते नृत्यते नग्न आस्फोटयाति धावति ॥ ९२ ॥ शिवारुतं च कुरुते हसते क्रन्दते पुनः । एवं संपीड्यते पार्थ यद्यपि स्यान्महेश्वरः ॥ ९३ ॥ किं पुनर्मानुषः कश्चिच्छौचाचारविवर्जितः । पीडितस्य न संदेहो ज्वरो भवति दारुणः ॥ ९४ ॥ यदा चानुग्रहं तस्य कर्तुमिच्छेच्छुभंकरम् । तदा सलिलमादाय जपेन्मन्त्रमिमं बुधः ॥ ९५ ॥ ॐ नमो भगवते तुभ्यमादित्याय नमो नमः । जयाय जयभद्राय हरि-
પ્રવેશ થઇ તે તેના જેવા થઇ જાય છે. ૯૧.

હે પાંડવ! આ પ્રમાણે રાક્ષસવડે પરાભવ પામેલા શત્રુમાં જે વિકારો ઉત્પન્ન થાય છે તે (હું તને કહું છું તે) તું સાંભળ. તે માણસ (કોઈ વખત) નગ્ન થઈને ગાય છે, નાચે છે, હાથના પછાડા મારે છે, દોડે છે, શિયાળની સમાન શબ્દ કરે છે, હસે છે કે વિલાપ કરે છે. હે પાર્થ! જો સાક્ષાત્ શંકર હોય તો તે પણ આ પ્રમાણે પીડા પામે છે તો પછી પવિત્રતા અને આચારથી રહિત કોઈ મનુષ્ય (કે શત્રુ) હોય તો તે પીડા પામે એમાં શું આશ્ચર્ય? અને તેમાં પણ એ પ્રમાણે (રાક્ષસથી) પીડાયલા મનુષ્યને ભયંકર તાવ પણ આવે છે એમાં સંદેહ નથી. ૯૨–૯૪.

વળી જો તેનાપર અનુગ્રહ કરી પાછું તેનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય તો તે બુદ્ધિશાળી મનુષ્યે હાથમાં પાણી લઇ "नमो भगवते तुभ्यमादित्याय नमो नमः । जयाय जयभद्राय हरिदश्वाय ते नमः—
(હે સૂર્ય!) આપ ભગવાન્ સૂર્યને મારા નમસ્કાર છે, આપ

दश्वाय ते नमः ॥ ९६ ॥ स्नापयेत्तेन मन्त्रेण शुभं भवति नान्यथा । अन्यथा च भवेद्दोषो नश्यते नात्र संशयः ॥ ९७ ॥ अतस्ते निखिलः प्रोक्तः पूजां चैव निबोध मे । उपलिप्ते शुचौ देशे नियतो वाग्यतः शुचिः ॥ ९८ ॥ वृत्तं वा चतुरस्रं वा लिप्तभूमौ लिखेच्छुचिः । त्रिधा तत्र लिखेत्पद्ममष्टपत्रं सकर्णिकम् ॥ ९९ ॥ अष्टपत्रं लिखेत्पद्मं लिप्तगोमयमण्डले ।

આદિત્યસ્વરૂપને મારા વારંવાર નમસ્કાર છે તેમ જયરૂપ, જયરૂપી કલ્યાણવાળા અને લીલા ઘોડાઓ જેમના છે એવા પણ આપને મારા નમસ્કાર છે." એ પ્રમાણેના મંત્રનો જપ કરવો, અને ત્યાર પછી તે મંત્રેલા જલવડે તે મનુષ્યને સ્નાન કરાવવું–તેના ઉપર છાંટવું, એટલે તેનું કલ્યાણ થાય છે. જો એમ કરવામાં ન આવે તો તેનું કલ્યાણ થતું નથી એટલે તે રાક્ષસના વિકારથી મુક્ત થતો નથી, પણ તેના વિકારયુક્ત થયેલો તે નાશ પામે છે એમાં સંશય નથી. ૯૫–૯૭

(હે અર્જુન!) આ પ્રમાણે તને સર્વ વિધિ મેં કહ્યો, હવે હું તને પૂજાનો વિધિ કહું છું તે તું મારી પાસેથી જાણ. પ્રથમ પવિત્ર સ્થાનને લીંપવું અને પછી પોતે જીતેન્દ્રિય થઇ, વાણીને નિયમમાં રાખી, પવિત્ર બની તે લીંપેલા સ્થાનમાં ગોળ અથવા ચોખંડું મંડલ કાઢવું અને તેમાં ત્રણ પ્રકારનું કર્ણિકાયુક્ત આઠ પાંદડાંનું કમલ કાઢવું. ૯૮–૯૯.

આ પ્રમાણે ગાયના છાણથી લીંપેલા સ્થાનમાં તે મંડલપર અષ્ટદલ કમળ કાઢવું અને તેમાં પૂર્વ દિશાના પત્રમાં સૂર્યનું

पूर्वपत्रे लिखेत् सूर्यमाग्नेय्यां तु रविं न्यसेत् ॥ १०० ॥ याम्यायां च विवस्वन्तं नैर्ऋत्यां तु भगं न्यसेत् । प्रतीच्यां वरुणं विद्याद्वायव्यां मित्रमेव च ॥ १ ॥ आदित्यमुत्तरे पत्रे ईशान्यां मित्रमेव च । मध्ये तु भास्करं विद्यात्क्रमेणैवं समर्चयेत् ॥ २ ॥ अतः परतरं नास्ति सिद्धिकामस्य पाण्डव । महातेजःसमुद्यन्तं प्रणमेत्स कृताञ्जलिः ॥ ३ ॥ सकेसराणि पद्मानि करवीराणि चार्जुन । तिलतण्डुलयुक्तानि कुशगन्धोदकानि च ॥ ४ ॥ रक्तचन्दनमिश्राणि कृत्वा वै ताम्रभाजने । धृत्वा शिरसि तत्पात्रं

સ્થાપન કરવું અને અગ્નિખુણામાં રવિનું સ્થાપન કરવું. ૧૦૦.

વળી દક્ષિણ દિશા (ના પત્ર) માં વિવસ્વાન્‌નું અને નૈઋત્યખુણામાં ભગનું સ્થાપન કરવું, તેમ પશ્ચિમ દિશામાં વરુણનું અને વાયવ્યખુણામાં મિત્રનું સ્થાપન કરવું. ૧.

ઉત્તર દિશાના પત્રમાં આદિત્યનું, ઇશાન ખુણામાં મિત્રનું અને મધ્યભાગમાં ભાસ્કરનું સ્થાપન કરવું. આ પ્રમાણે સ્થાપન કરી ત્યાર પછી તેજ ક્રમથી તેમનું પૂજન કરવું. ૨.

હે અર્જુન! સિદ્ધિની ઇચ્છાવાળા મનુષ્યને માટે આથી બીજું વધારે ઉત્તમ ( સિદ્ધિ આપનાર ) કંઈ પણ નથી માટે તે સિદ્ધિ મેળવવાની ઇચ્છાવાળાએ મહાતેજથી ઉદય પામતા એવા ( ભગવાન્ સૂર્ય ) ને બે હાથ જોડી પ્રણામ કરવા. ૩.

હે અર્જુન! ત્યારપછી પરાગસહિત કમળો, કરેણનાં પુષ્પો, તલ, અક્ષત, દર્ભ, ગંધ, જલ અને રક્તચંદન એ સર્વ એક તાંબાના પાત્રમાં એકત્ર કરી પાત્રને પોતાના મસ્તક આગળ ધરી બે ગોઠણથી પૃથ્વીનો સ્પર્શ કરવો, અર્થાત્ ગોઠણમંડીએ બેસવું

जानुभ्यां धरणीं स्पृशेत् ॥ ५ ॥ मन्त्रपूतं गुडाकेश चार्घ्यं दद्याद्रभस्तये । सायुधं सरथं चैव सूर्यमावाहयाम्यहम् ॥ ६ ॥ स्वागतो भव । सुप्रतिष्ठितो भव । संनिधो भव । संनिहितो भव । संमुखो भव । इति पञ्चमुद्राः । स्फटयित्वाऽर्हयेत्सूर्यं भुक्तिं मुक्तिं लभेन्नरः ॥ ७ ॥ ॐश्रीं विद्याकिलिकिलिकटकेष्टसर्वार्थसाधनाय स्वाहा। ॐश्रीं ह्रीं ह्रूं हंसः सूर्याय नमः स्वाहा । ॐश्रीं ह्रां ह्रीं ह्रूं ह्रः

અને હે ગુડાકેશ-ઈન્દ્રિયોના નિયામક અર્જુન! તે મંત્રથી પવિત્ર કરેલો અર્ધ્ય "આયુધ તથા રથસહિત સૂર્યનારાયણનું હું આવાહન કરું છું" એમ બોલી ભગવાન્ સૂર્યને આપવો. ૪-૬.

અર્ધ્ય આપતા પહેલાં ભગવાન્ સૂર્યનારાયણનું આ પ્રમાણે આવાહન કરવું.

"હે ભગવન્! ૧ આપ સારી રીતે પધારો, ૨ આપ સારી રીતે પ્રતિષ્ઠિત થાઓ, ૩ આપ મારી સમીપમાં પધારો, ૪ આપ મારી અત્યંત સમીપમાં પધારો, ૫ આપ મારી સંમુખ પધારો." આ પ્રમાણે પાંચ મુદ્રાઓ કરી જે પુરુષ ભગવાન્ સૂર્યનું પૂજન કરે છે તે (સંસારના) વૈભવો ભોગવી અંતે મોક્ષને પ્રાપ્ત કરે છે. ૭.

આ પ્રમાણે મુદ્રાઓથી આવાહન કરીને નીચે પ્રમાણે બીજમંત્રોથી પ્રાર્થના કરી ત્યાર પછી અર્ધ્ય આપવો.

ૐ 'શ્રીં' બીજરૂપે રહેલા, સર્વ જ્ઞાનનાં વિઘ્નોનો નાશ કરનાર અને સર્વ ઈચ્છિત અર્થના સાધનરૂપ-પ્રાપ્ત કરાવનાર (શ્રી સૂર્ય-નારાયણ) ને સ્વાહા-અર્પણ-હો; 'ૐ શ્રીં હ્રીં હ્રૂં' એ બીજેરૂપે રહેલા હંસસ્વરૂપ શ્રી સૂર્યનારાયણને નમસ્કાર અને સ્વાહા-અર્પણ હો; 'ૐ શ્રીં હ્રાં હ્રીં હ્રૂં હ્રઃ' એ બીજરૂપે રહેલા અને સૂર્યની

सूर्यमूर्तये स्वाहा। ॐश्रीं ह्रीं खंखः लोकाय सर्वमूर्तये स्वाहा। ॐ हूं मार्तण्डाय स्वाहा। नमोऽस्तु सूर्याय सहस्रभानवे नमोऽस्तु वैश्वानर-जातवेदसे। त्वमेव चार्घ्यं प्रतिगृह्ण देव देवाधिदेवाय नमो नमस्ते ॥ ८ ॥ नमो भगवते तुभ्यं नमस्ते जातवेदसे। दत्तमर्घ्यं मया भानो त्वं गृहाण नमोऽस्तु ते ॥ ९ ॥ एहि सूर्य सहस्रांशो तेजोराशे जगत्पते। अनुकम्पय मां देव गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥११०॥

મૂર્તિસ્વરૂપ (શ્રીસૂર્યનારાયણ) ને સ્વાહા—અર્પણ હો! 'ॐ श्रीं ह्रीं खं खः' એ બીજરૂપે રહેલા, સર્વ લોકસ્વરૂપ અને સર્વના કલ્યાણરૂપ એવા (શ્રીસૂર્યનારાયણ) ને સ્વાહા—અર્પણ હો!; 'ॐ हूं એ બીજરૂપે રહેલા માર્તંડ એવા (શ્રી સૂર્યનારાયણ) ને સ્વાહા—અર્પણ હો!

હજાર કિરણોવાળા આપ સૂર્યને (મારા) નમસ્કાર હો! વૈશ્વાનર નામના અગ્નિસ્વરૂપ એવા આપને (મારા) નમસ્કાર હો! હે દેવ! આપ મારા આ અર્ધ્યને ગ્રહણ કરો અને દેવોના અધિદેવ એવા આપને મારા વારંવાર નમસ્કાર હો! ૮.

ભગવાન્ એવા આપને (મારા) નમસ્કાર છે, અગ્નિ-સ્વરૂપ એવા આપને (મારા) નમસ્કાર છે. હે ભાનુ! આપ મેં આપેલા અર્ધ્યને ગ્રહણ કરો અને આપને મારા નમસ્કાર હો! ૯.

હે સહસ્રકિરણવાળા, તેજના ભંડાર અને જગત્‌ના રક્ષક એવા સૂર્યભગવન્! આપ આવો અને હે દેવ! મારાપર કૃપા કરી (મારા) અર્ધ્યને ગ્રહણ કરો, આપને મારા નમસ્કાર હો! ૧૧૦.

नमो भगवते तुभ्यं नमस्ते जातवेदसे । ममेदमर्घ्यं गृह्ण त्वं देवदेव नमोऽस्तु ते ॥११॥ सर्वदेवाधिदेवाय आधिव्याधिविनाशिने । इदं गृहाण मे देव सर्वव्याधिर्विनश्यतु ॥ १२ ॥ नमः सूर्याय शान्ताय सर्वरोगविनाशिने । ममेप्सितं फलं दत्त्वा प्रसीद परमेश्वर ॥१३॥ ॐनमो भगवते सूर्याय स्वाहा । ॐशिवाय स्वाहा । ॐसर्वात्मने सूर्याय नमः स्वाहा । ॐअक्षय्यतेजसे नमः स्वाहा । सर्वसंकट-दारिद्र्यं शत्रुं नाशय नाशय । सर्वलोकेषु विश्वात्मन्सर्वात्मन्सर्व-

આપ ભગવાન્‌ને મારા નમસ્કાર છે, અગ્નિસ્વરૂપ એવા આપને મારા નમસ્કાર છે, હે દેવોના દેવ! આપ મારા આ અર્ઘ્યને ગ્રહણ કરો, આપને મારા નમસ્કાર હો! ૧૧.

સર્વ દેવોના અધિદેવ અને આધિવ્યાધિનો નાશ કરનાર એવા આપને મારા નમસ્કાર હો! હે દેવ! આપ મારા આ અર્ઘ્યનો સ્વીકાર કરો અને તેથી મારા સર્વ વ્યાધિ નાશ પામો. ૧૨.

શાંતસ્વરૂપ અને સર્વરોગોનો નાશ કરનાર (આપ) સૂર્યને (મારા) નમસ્કાર છે. હે પરમેશ્વર! આપ મારું ઈચ્છિત ફળ મને આપો અને મારાપર પ્રસન્ન થાઓ! ૧૩.

ૐ ભગવાન્ સૂર્યનારાયણને નમસ્કાર હો અને સ્વાહા-અર્પણ હો! ૐ કલ્યાણકારક એવા સૂર્યને સ્વાહા-અર્પણ હો; ૐ સર્વના આત્મસ્વરૂપ એવા સૂર્યને નમસ્કાર અને સ્વાહા-અર્પણ હો; ૐ અવિનાશિ તેજવાળા સૂર્યને નમસ્કાર અને સ્વાહાકાર હો!

સર્વ લોકને વિષે વિશ્વાત્મરૂપે રહેલા, સર્વાત્મસ્વરૂપે રહેલા અને સર્વને જોનાર એવા હે સૂર્ય! મારાં સર્વ સંકટ, દરિદ્રતા અને શત્રુઓનો આપ નાશ કરો નાશ કરો. ૧૪.

दर्शक ॥१४॥ नमो भगवते सूर्य कुष्ठरोगान्विखण्डय । आयुरारोग्य-मैश्वर्यं देहि देव नमोऽस्तु ते ॥१५॥ नमो भगवते तुभ्यमादित्याय नमो नमः । ॐअक्षय्यतेजसे नमः । ॐसूर्याय नमः । ॐ विश्व-मूर्तये नमः । आदित्यं च शिवं विद्याच्छिवमादित्यरूपिणम् । उभयोरन्तरं नास्ति आदित्यस्य शिवस्य च ॥ १६ ॥ एतदिच्छाम्यहं श्रोतुं पुरुषो वै दिवाकरः । उदये ब्रह्मणो रूपं मध्याह्ने तु महेश्वरः ॥ १७ ॥ अस्तमाने स्वयं विष्णुस्त्रिमूर्तिश्च दिवाकरः । नमो भगवते तुभ्यं विष्णवे प्रभविष्णवे ॥ १८ ॥

હે સૂર્ય ! આપ ભગવાન્‌ને મારા નમસ્કાર છે, આપ (મારા) કુષ્ઠ રોગોનો વિનાશ કરો, અને આયુષ્ય, આરોગ્ય તેમ ઐશ્વર્ય આપો. હે દેવ ! આપને મારા નમસ્કાર હો ! ૧૫.

આપ ભગવાન્‌ને મારા નમસ્કાર છે, આપ આદિત્યને મારા વારંવાર નમસ્કાર છે, ૐ અવિનાશિ તેજવાળા આપને મારા નમસ્કાર છે, ૐ આપ સૂર્યને મારા નમસ્કાર છે, ૐ વિશ્વમૂર્તિ-સર્વસ્વરૂપ–એવા આપને મારા નમસ્કાર છે.

આદિત્યને શિવસ્વરૂપ જાણવા અને શિવને આદિત્યસ્વરૂપ જાણવા અને તેથી આદિત્ય અને શિવ એ બંનેમાં કંઈપણ ભેદ નથી એમ મનુષ્યે માનવું. ૧૬.

હું આટલું સાંભળવાની ઈચ્છા રાખું છું કે, “દિવાકર સૂર્ય તે (પરમ) પુરુષ છે. એ ઉદયસમયમાં બ્રહ્મસ્વરૂપે, મધ્યાહ્નમાં મહેશ્વરસ્વરૂપે અને અસ્તકાળમાં વિષ્ણુસ્વરૂપે રહેલા છે અને એમ એ દિવાકર–સૂર્ય ત્રણ સ્વરૂપવાળા છે,” માટે ભગવાન્, વ્યાપક અને સમર્થ એવા આપને મારા નમસ્કાર છે. ૧૭–૧૮

ममेदमर्घ्यं प्रतिगृह्ण देव देवाधिदेवाय नमो नमस्ते । श्री सूर्य-नारायणाय साङ्गाय सपरिवाराय इदमर्घ्यं समर्पयामि ॥ ११९ ॥ हिमघ्नाय तमोघ्नाय रक्षोघ्नाय च ते नमः । कृतघ्नघ्नाय सत्याय तस्मै सूर्यात्मने नमः ॥ १२० ॥ जयोऽजयश्च विजयो जितप्राणो जितश्रमः । मनोजवो जितक्रोधो वाजिनः सप्त कीर्तिताः ॥२१॥ हरितहयरथं दिवाकरं कनकमयाम्बुजरेणुपिञ्जरम् । प्रतिदिनमुदये नवं नवं शरणमुपैमि हिरण्यरेतसम् ॥ २२ ॥ न तं व्यालाः

"હે દેવ! આપ મારા આ અર્ધ્યને ગ્રહણ કરો, આપ દેવાધિદેવને મારા વારંવાર નમસ્કાર હો. પ્રકાશમાન અને અંગ તથા પરિવારસહિત આપ સૂર્યનારાયણને હું આ અર્ધ્ય આપું છું." ૧૯.

આપ્રમાણે અર્ધ્ય આપી ત્યાર પછી નીચે પ્રમાણે સૂર્યનારાયણને નમસ્કાર કરવા.

"ટાઢનો નાશ કરનાર, અંધકારનો વિનાશ કરનાર અને રાક્ષસોને હણનાર એવા આપ (સૂર્ય) ને મારા નમસ્કાર છે; તેમ કૃતઘ્નોનો સંહાર કરનાર અને સત્યરૂપ એવા તે આપ સૂર્યનારાયણને મારા નમસ્કાર છે. ૧૨૦.

૧ જય મેળવનાર, ૨ કોઇનાથી ન જીતાનાર, ૩ વિજય મેળવનાર, ૪ પ્રાણને જીતનાર, ૫ શ્રમને જીતનાર, ૬ મનસમાન વેગવાળો અને ૭ ક્રોધને જીતનાર—એ સાત ( આપ સૂર્યના ) અશ્વો કહેલા છે. ૨૧.

લીલા ઘોડાયુક્ત રથવાળા, દિવસ કરનાર, સુવર્ણસમાન તેમજ કમળના કેશરસમાન પીળા વર્ણવાળા અને ઉદયકાળમાં પ્રતિદિન નવિન નવિન જણાતા એવા જે હિરણ્ય—સુવર્ણરૂપી અથવા જ્ઞાનરૂપી વીર્યવાળા સૂર્ય છે તેમને હું શરણે જાઉ છું." ૨૨.

प्रबाधन्ते न व्याधिभ्यो भयं भवेत् । न नागेभ्यो भयं चैव न च भूतभयं क्वचित् ॥ २३ ॥ अग्निशत्रुभयं नास्ति पार्थिवेभ्यस्तथैव च । दुर्गतिं तरते घोरां प्रजां च लभते पशून् ॥ २४ ॥ सिद्धिकामो लभेत्सिद्धिं कन्याकामस्तु कन्यकाम् । एतत्पठेत्स कौन्तेय भक्तियुक्तेन चेतसा ॥ २५ ॥ अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च । कन्याकोटिसहस्रस्य दत्तस्य फलमाप्नुयात् ॥२६॥ इदमादित्यहृदयं योऽधीते सततं नरः । सर्वपापविशुद्धात्मा सूर्य-

(આ 'આદિત્યહૃદય'નો જે મનુષ્ય પાઠ કરે છે) તેને સર્પો બાધા કરી શક્તા નથી, વ્યાધિઓનો પણ તેને ભય હોતો નથી, હાથીઓથી પણ ભય થતો નથી કે ક્યારે ભૂતો સંબંધી ભય પણ પ્રાપ્ત થતો નથી. ૨૩.

વળી તેને અગ્નિનો, શત્રુનો કે રાજાઓ તરફનો પણ ભય હોતો નથી અને તે ઘોર સંકટમાંથી પણ તરી જાય છે તેમ પ્રજા અને પશુઓને મેળવે છે. ૨૪.

તે સિદ્ધિની ઈચ્છાવાળો હોય તો સિદ્ધિને મેળવે છે અને કન્યાની ઈચ્છાવાળો હોય છે તો કન્યાને મેળવે છે, તેમ હે કુંતાપુત્ર અર્જુન! ભક્તિયુક્ત ચિત્તથી જે મનુષ્ય આનો પાઠ કરે છે તે હજાર અશ્વમેધોનું, સેંકડો વાજપેય યજ્ઞોનું અને હજાર કોટિ કન્યાદાનનું જે ફળ મળી શકે છે તે પણ પ્રાપ્ત કરે છે. ૨૫-૨૬.

જે મનુષ્ય આ 'આદિત્યહૃદય'નો નિરંતર પાઠ કરે છે તે સર્વ પાપથી રહિત થઈ, શુદ્ધાત્મા બની સૂર્યલોકને વિષે આનંદ

लोके महीयते ॥ २७ ॥ नास्त्यादित्यसमो देवो नास्त्यादि-
त्यसमा गतिः । प्रत्यक्षा भगवान्विष्णुर्येन विश्वं प्रतिष्ठितम् ॥२८॥
नवतिर्योजनं लक्षं सहस्राणि शतानि च । यावद्घटीप्रमाणेन तावच्च-
रति भास्करः ॥२९॥ गवां शतसहस्रस्य सम्यग्दत्तस्य यत्फलम् ।
तत्फलं लभते विद्वान् शान्तात्मा स्तौति यो रविम् ॥ १३० ॥
योऽधीते सूर्यहृदयं सकलं सफलं भवेत् । अष्टानां ब्राह्मणानां च
लेखयित्वा समर्पयेत् ॥३१॥ ब्रह्मलोके ऋषीणां च जायते मानु-
षोऽपि वा । जातिस्मरत्वमाप्नोति शुद्धात्मा नात्र संशयः ॥ ३२ ॥

ભોગવે છે. ૨૭.

ભગવાન્ આદિત્યસમાન કોઇ દેવ નથી તેમ આદિત્ય-સમાન કોઇ ગતિ–રક્ષણ–નથી. એ આદિત્ય પ્રત્યક્ષ ભગવાન્ વિષ્ણુરૂપ છે, કે જેના વડે આ વિશ્વ રક્ષણ કરાઇને ટકી રહેલું છે. ૨૮

નેવુ લાખ અને સોહજાર અર્થાત્ એકાણુ લાખ યોજનના રસ્તાને ભગવાન્ સૂર્ય એક ઘડી જેટલા સમયમાં ફરી વળે છે. ૨૯

જે જ્ઞાની મનુષ્ય શાંત ચિત્તથી સૂર્યની સ્તુતિ કરે છે તે એક લાખ ગાયોનું વિધિપૂર્વક દાન આપવાથી જે ફળ પ્રાપ્ત થાય તે ફળને મેળવે છે. ૧૩૦.

જે મનુષ્ય આ 'આદિત્યહૃદય'નો પાઠ કરે છે તેનું સર્વ (ઇચ્છિત) સફળ થાય છે, અને જો આઠ બ્રાહ્મણોને આ પાઠ લખીને તે અર્પણ કરે છે તો તે બ્રહ્મલોકમાં અથવા ઋષિઓના લોકમાં ઉત્પન્ન થાય છે અથવા તો મનુષ્યલોકમાં જન્મ પામે છે, અને શુદ્ધાત્મા એવા તેને જાતિનું સ્મરણ પણ રહે છે એમાં સંશય નથી. ૩૧–૩૨.

अजाय लोकत्रयपावनाय भूतात्मने गोपतये वृषाय । सूर्याय सर्वप्रलयान्तकाय नमो महाकारुणिकोत्तमाय ॥ ३३ ॥ विवस्वते ज्ञानभृदन्तरात्मने जगत्प्रदीपाय जगद्धितैषिणे । स्वयंभुवे दीप्तसहस्रचक्षुषे सुरोत्तमायामिततेजसे नमः ॥ ३४ ॥ सुरैरनेकैः परिसेविताय हिरण्यगर्भाय हिरण्मयाय । महात्मने मोक्षपदाय नित्यं नमोऽस्तु ते वासरकारणाय ॥ ३५ ॥ आदित्यश्चार्चितो देव आदित्यः परमं पदम् । आदित्यो मातृको भूत्वा ह्यादित्यो वाङ्मयं जगत् ॥ ३६ ॥ आदित्यं पश्यते भक्त्या मां

"જન્મરહિત, ત્રણે લોકને પવિત્ર કરનાર, પ્રાણિમાત્રના આત્મરૂપ, ઈન્દ્રિયોના નિયામક અથવા કિરણોના પોષક, ધર્મસ્વરૂપ, સર્વપ્રલયોનો અંત કરનાર, અત્યંત દયાળુ અને ઉત્તમ એવા આપ સૂર્યને મારા નમસ્કાર છે. ૩૩.

અત્યંત પ્રકાશવાળા, જ્ઞાનને ધારણ કરનાર, અંતરાત્મસ્વરૂપ, જગતના તેજસ્વી દીપકરૂપ, જગતના હિતસ્વી, સ્વયંભૂ, દેદીપ્યમાન એવાં હજાર નેત્રવાળા, સર્વ દેવોમાં શ્રેષ્ઠ અને અપરિમિત તેજવાળા આપ સૂર્યને મારા નમસ્કાર છે. ૩૪.

અનેક દેવો વડે સેવાયલા, હિરણ્ય–જ્ઞાન જેમના ગર્ભમાં છે એવા, હિરણ્યરૂપ, મહાત્મા, મોક્ષના સ્થાનરૂપ અને દિવસના કારણરૂપ તે આપ સૂર્યને મારા નિરંતર નમસ્કાર હો ! ૩૫.

આદિત્યદેવ ( સર્વવડે ) પૂજાયલા છે, આદિત્ય પરમપદ–મોક્ષ–સ્વરૂપ છે, આદિત્ય જ માતારૂપ થઇને ( સર્વનું પોષણ કરનાર છે ) અને આદિત્ય એજ વાણીમય તથા જગતરૂપ છે. ૩૬.

જે મનુષ્ય આદિત્યને ભક્તિપૂર્વક જુએછે–તેમનાં દર્શન કરે

पश्यति ध्रुवं नरः । नादित्यं पश्यते भक्त्या न स पश्यति मां नरः ॥ ३७ ॥ त्रिगुणं च त्रितत्त्वं च त्रयो देवास्त्रयोऽग्नयः । त्रयाणां च त्रिमूर्तिस्त्वं तुरीयस्त्वं नमोऽस्तु ते ॥३८॥ नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे । त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरिञ्चिनारायणशंकरात्मने ॥३९॥ यस्योदयेनेह जगत्प्रबुध्यते प्रवर्तते चाखिलकर्मसिद्धये । ब्रह्मेन्द्रनारायणरुद्रवन्दितः स नः सदा यच्छतु मङ्गलं रविः ॥ १४० ॥ नमोऽस्तु

છે તે ખરેખર મારાંજ દર્શન કરે છે અને જે ભક્તિપૂર્વક આદિત્યને જોતો નથી તે મને પણ જોતો નથી. ૩૭.

"ત્રણ (સત્ત્વ, રજ, તમ,) ગુણ, ત્રણ તત્ત્વ, ત્રણ (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ) દેવ, ત્રણ (આહવનીય, ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ) અગ્નિ, એ પ્રમાણે ત્રણની ત્રિમૂર્તિરૂપ આપ છો અને આપ ચતુર્થ કે જે એ સર્વથી પર છે તે રૂપ પણ છો, માટે એવા આપને મારા નમસ્કાર હો! ૩૮.

જગત્‌ના એક નેત્રરૂપ, જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશના કારણરૂપ, ઋક્, યજુષ્ અને સામ એ ત્રણ વેદરૂપ તેમજ સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણને ધારણ કરનાર વિષ્ણુ, બ્રહ્મા અને શિવસ્વરૂપ એવા ભગવાન્ સૂર્યને હું નમસ્કાર કરું છું. ૩૯.

આ લોકને વિષે જેમના ઉદયવડે જગત્ જાગે છે અને પોતાનાં સર્વ કર્મની સિદ્ધિ માટે તે પ્રવર્તે છે અને જેમને બ્રહ્મા, ઈન્દ્ર, નારાયણ અને રુદ્ર પણ વંદન કરે છે તે રવિ–સૂર્ય ભગવાન્ સર્વદા અમને મંગલ આપો. ૧૪૦.

सूर्याय सहस्ररश्मये सहस्रशाखान्वितसंभवात्मने । सहस्रयोगोद्भवभावभागिने सहस्रसंख्यायुगधारिणे नमः ॥ ४१ ॥ यन्मण्डलं दीप्तिकरं विशालं रत्नप्रभं तीव्रमनादिरूपम् । दारिद्र्यदुःखक्षयकारणं च पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥ ४२ ॥ यन्मण्डलं देवगणैः सुपूजितं विप्रैः स्तुतं भावनमुक्तिकोविदम् । तं देवदेवं प्रणमामि सूर्यं पुनातु मां त० ॥ ४३ ॥ यन्मण्डलं ज्ञानघनं त्वगम्यं त्रैलोक्यपूज्यं त्रिगुणात्मरूपम् । समस्ततेजोमय-

હજાર કિરણોવાળા અને હજારો શાખાઓની જેમાંથી ઉત્પત્તિ થએલી છે એવા સૂર્યને મારા નમસ્કાર હો! તમ યોગથી ઉત્પન્ન થતા હજારો ભાવોને ભોગવવાવાળા એટલે મહાન્ યોગીશ્વર અને હજારો યુગોને ધારણ કરવાવાળા આપ સૂર્યને મારા નમસ્કાર હો! ૪૧.

સર્યનું જે મંડલ પ્રકાશ કરનારું, વિશાળ રત્નસમાન કાંતિવાળું, અનાદિસ્વરૂપ અને દરિદ્રતાના દુ:ખનો નાશ કરનારું છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૪૨.

જેમનું મંડલ દેવોના સમૂહવડે સારી રીતે પૂજાયલું છે, બ્રાહ્મણોએ જેમની સ્તુતિ કરેલી છે અને ભાવનાવાળાઓને જે મોક્ષ આપનાર છે તે દેવોના દેવ સૂર્યને હું પ્રણામ કરું છું, અને તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૪૩.

જે મંડલ જ્ઞાનનો ભંડાર છે, પ્રાપ્ત ન થઈ શકે તેવું છે, ત્રણે લોકને પૂજવા યોગ્ય છે, સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણસ્વરૂપ અથવા તે ગુણયુક્ત બ્રહ્મા, વિષ્ણુ અને મહેશસ્વરૂપ છે, સર્વ પ્રકારના તેજમય અને દિવ્યરૂપ છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ

दिव्यरूपं पुनातु मां त० ॥ ४४ ॥ यन्मण्डलं गूढमतिप्रबोधं धर्मस्य वृद्धिं कुरुते जनानाम् । यत्सर्वपापक्षयकारणं च पुनातु मां त० ॥ ४५ ॥ यन्मण्डलं व्याधिविनाशदक्षं यदृग्यजुःसामसु संप्रगीतम् । प्रकाशितं येन च भूर्भुवः स्वः पुनातु मां त० ॥ ४६ ॥ यन्मण्डलं वेदविदो वदन्ति गायन्ति यच्चारणसिद्धसंघाः । यद्योगिनो योगजुषां च संघाः पुनातु मां त० ॥ ४७ ॥ यन्मण्डलं सर्वजनेषु पूजितं ज्योतिश्च

મંડલ મને પવિત્ર કરો. ૪૪.

જે મંડલ ગુપ્ત, અત્યંત જ્ઞાન આપનાર અથવા (સર્વને) જગાડનાર, અને મનુષ્યોના ધર્મની વૃદ્ધિ કરનાર છે, તેમ જે સર્વ પાપનો નાશ કરવાના કારણરૂપ છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૪૫.

જે મંડલ વ્યાધિઓનો વિનાશ કરવામાં કુશલ છે, જે ઋગ્-વેદ, યજુર્વેદ અને સામવેદમાં ગવાએલું છે અને જેણે ભૂર્લોક, ભુવર્લોક, અને સ્વર્લોક એટલે અંતરિક્ષ અને સ્વર્ગને પ્રકાશિત કરેલા છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૪૬.

જે મંડલને વેદ જાણનારાઓ બોલે છે—વખાણે છે, ચારણ અને સિદ્ધના સમૂહ જેનું ગાન—સ્તુતિ કરે છે અને યોગમાં પ્રવૃત્ત થએલાના સમૂહો અને (ઉત્તમ) યોગીઓ પણ જેની સ્તુતિ કરે છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૪૭.

જે મંડળ સર્વમનુષ્યોને વિષે પૂજાયલું છે, જે આ મૃત્યુ-લોકને વિષે પ્રકાશ કરે છે તેમ કાલના પણ કાળરૂપ, સર્વના

कुर्यादिह मर्त्यलोके । यत्कालकालादिमनादिरूपं पुनातु मां त० ॥ ४८ ॥ यन्मण्डलं विष्णुचतुर्मुखाख्यं यदक्षरं पापहरं जनानाम् । यत्कालकल्पक्षयकारणं च पुनातु मां त० ॥ ४९ ॥ यन्मण्डलं विश्वसृजां प्रसिद्धमुत्पत्तिरक्षाप्रलयप्रगल्भम् । यस्मिञ्जगत्संहरतेऽखिलं च पुनातु मां त० ॥ १५० ॥ यन्मण्डलं सर्वगतस्य विष्णोरात्मा परं धाम विशुद्धतत्त्वम् । सूक्ष्मान्तरैर्योगपथानुगम्यं पुनातु मां त० ॥ ५१ ॥ यन्मण्डलं ब्रह्मविदो

આદિભૂત અને જેનું કોઇ પણ આદિ નથી એવા અનાદિરૂપ છે તે ભગવાન્ સર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૪૮.

જે મંડલ વિષ્ણુ અને બ્રહ્માના સ્વરૂપે કહેવામાં આવે છે, જે અવિનાશિ છે, જે મનુષ્યોનાં પાપનો નાશ કરનાર છે અને જે કલ્પરૂપ કાલનો નાશ કરવાના કારણરૂપ છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૪૯.

જે મંડલ વિશ્વને ઉત્પન્ન કરનાર પ્રજાપતિઓમાં પ્રસિદ્ધ છે, અને તેથીજ જે વિશ્વની ઉત્પત્તિ, રક્ષા અને પ્રલય કરવામાં સમર્થ છે અને જેને વિષે આ સમગ્ર જગત્ લય પામે છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૫૦.

જે મંડલ સર્વવ્યાપક એવા ભગવાન્ વિષ્ણુના આત્મરૂપ છે, પરમ તેજોરૂપ છે, વિશુદ્ધ તત્ત્વસ્વરૂપ છે અને સૂક્ષ્મચિત્તવાળા યોગિઓથી યોગમાર્ગ વડે જે પ્રાપ્ત થવા યોગ્ય છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૫૧.

જે મંડલનું બ્રહ્મવેત્તાઓ કથન કરે છે—વર્ણન કરે છે,

वदन्ति गायन्ति यच्चारणसिद्धसंघाः । यन्मण्डलं वेदविदः स्मरन्ति पुनातु मां त० ॥ ५२ ॥ यन्मण्डलं वेदविदोपगीतं यद्योगिनां योगपथानुगम्यम् । तत्सर्ववेदं प्रणमामि सूर्यं पुनातु मां त० ॥ ५३ ॥ मण्डलाष्टमिदं पुण्यं यः पठेत्सततं नरः । सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥ ५४ ॥ ध्येयः सदा सावतृमण्डलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः । केयूरवान्मकरकुण्डलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशङ्खचक्रः ॥ ५५ ॥ सशङ्खचक्रं रविमण्डले स्थितं कुशेशयाक्रान्तमनन्तम-

ચારણ અને સિદ્ધોના સમૂહ જેનું ગાન કરે છે અને વેદવેત્તાઓ જેનું સ્મરણ કરે છે તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૫૨.

જે (ના) મંડલનું વેદવેત્તાઓ ગાન કરે છે અને જે યોગિઓને યોગમાર્ગ વડે પ્રાપ્ત કરવા યોગ્ય છે તે સર્વના જ્ઞાતા સૂર્યનારાયણને હું પ્રણામ કરું છું અને તે ભગવાન્ સૂર્યનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો." ૫૩.

જે મનુષ્ય આ પવિત્ર મંડલાષ્ટકનો હમેશાં પાઠ કરે છે તે સર્વપાપ થકી વિશુદ્ધ થઇ સૂર્યલોકને વિષે અભ્યુદય પામે છે. ૫૪.

સૂર્યમંડલના મધ્યમાં રહેલા, પદ્માસન વાળી અથવા પદ્મના આસનપર બેઠેલા, બાજુબંધ પહેરનારા, મકરાકૃત કુંડલને ધારણ કરનારા, મુગટ પહેરેલા, હારયુકત, સુવર્ણસમાન શરીરવાળા અને શંખ અને ચક્ર જેમણે ધારણ કરેલાં છે એવા ભગવાન્ નારાયણ—સૂર્યનારાયણ હમેશાં (સર્વને) ધ્યાન કરવા યોગ્ય છે. ૫૫

શંખ અને ચક્રને ધારણ કરનાર, સર્યમંડળમાં રહેલા, કમળ-

च्युतम् । भजामि बुद्ध्या तपनीयमूर्तिं सुरोत्तमं चित्रविभूषणो-
ज्ज्वलम् ॥ ५६ ॥ एवं ब्रह्मादयो देवा ऋषयश्च तपोधनाः ।
कीर्तयन्ति सुरश्रेष्ठं देवं नारायणं विभुम् ॥ ५७ ॥ वेदवेदाङ्ग-
शरीरं दिव्यदीप्तिकरं परम् । रक्षोघ्नं रक्तवर्णं च सृष्टिसंहारका-
रकम् ॥ ५८ ॥ एकचक्रो रथो यस्य दिव्यः कनकभूषितः ।
स मे भवतु सुप्रीतः पद्महस्तो दिवाकरः ॥ ५९ ॥ आदित्यः
प्रथमं नाम द्वितीयं तु दिवाकरः । तृतीयं भास्करः प्रोक्तं चतुर्थं
तु प्रभाकरः ॥ १६० ॥ पञ्चमं तु सहस्रांशुः षष्ठं चैव त्रिलो-

પર બેઠેલા, અંતરહિત, અવિનાશી, તાપ કરવાયોગ્ય શરીરવાળા—તપનારા, દેવોમાં ઉત્તમ અને ચિત્રવિચિત્ર અલંકારોથી દેદીપ્યમાન એવા સૂર્યનારાયણને હું બુદ્ધિપૂર્વક—શુદ્ધચિત્તથી ભજું છું. ૫૬.

આ પ્રમાણે બ્રહ્મા વગેરે દેવો, ઋષિઓ, અને તપસ્વીઓ તે દેવોમાં શ્રેષ્ઠ, સર્વવ્યાપક, વેદ અને વેદાઙ્ગસ્વરૂપ, દિવ્ય પ્રકાશ કરનાર, શ્રેષ્ઠ, રાક્ષસોનો નાશ કરનાર, રાતા વર્ણવાળા અને સૃષ્ટિનો સંહાર કરનારા એવા સૂર્યનારાયણ દેવનું કીર્તન કરે છે. ૫૭–૫૮.

પ્રકાશયુકત અને સુવર્ણવડે શોભાયમાન એક પૈડાવાળો જેમનો રથ છે એવા અને કમળ જેમના હાથમાં છે તે ભગવાન્ દિવાકર—સૂર્ય મને અત્યંત પ્રસન્ન થાઓ." ૫૯.

આ પ્રમાણે સ્તુતિ કરી ત્યાર પછી પ્રતિદિન પાઠ કરવા યોગ્ય તેમનાં બાર નામનું વર્ણન કરે છે તેમ ફલશ્રુતિ અને તેમનું વિશેષ માહાત્મ્ય પણ કહે છેઃ

(ભગવાન્ સૂર્યનું) પ્રથમ નામ 'આદિત્ય' છે, બીજું 'દિવાકર' છે, ત્રીજું 'ભાસ્કર' અને ચોથું 'પ્રભાકર' છે; પાંચમું 'સહ-

चनः । सप्तमं हरिदश्वश्च अष्टमं तु विभावसुः ॥ ६१ ॥ नवमं दिनकृत्प्रोक्तं दशमं द्वादशात्मकः । एकादशं त्रयीमूर्तिर्द्वादशं सूर्य एव च ॥ ६२ ॥ द्वादशादित्यनामानि प्रातःकाले पठेन्नरः । दुःस्वप्ननाशनं चैव सर्वदुःखं च नश्यति ॥ ६३ ॥ दद्रुकुष्ठहरं चैव दारिद्र्यं हरते ध्रुवम् । सर्वतीर्थप्रदं चैव सर्वकामप्रवर्धनम् ॥ ६४ ॥ यः पठेत्प्रातरुत्थाय भक्त्या नित्यमिदं नरः । सौख्यमायुस्तथाऽऽरोग्यं लभते मोक्षमेव च॥६५॥अग्निमीळे

અંશુ', છઠ્ઠું 'ત્રિલોચન', સાતમું 'હરિદશ્વ' અને આઠમું 'વિભાવસુ' છે; નવમું 'દિનકૃત્', દશમું 'દ્વાદશાત્મા', અગિઆરમું 'ત્રયીમૂર્તિ' અને બારમું 'સૂર્ય' છે. ૧૬૦–૬૨.

જે મનુષ્ય સૂર્યનાં આ બાર નામોને સવારમાં પાઠ કરે છે તેનાં દુષ્ટ સ્વપ્નો નાશ થાય છે અને સર્વ દુઃખો પણ નાશ પામે છે. ૬૩.

વળી એ દાદર તથા કોઢનો નાશ કરે છે અને દરિદ્રતાનો પણ અવશ્ય રીતે વિનાશ કરે છે, તેમ સર્વતીર્થ (ના પુણ્ય) ને આપનાર અને સર્વ ઈચ્છાઓને પરિપૂર્ણ કરનાર પણ છે. ૬૪.

જે મનુષ્ય સવારમાં ઉઠીને હમેશાં ભક્તિપૂર્વક આ સ્તોત્રનો પાઠ કરે છે તે સર્વ પ્રકારનું સુખ, આયુષ્ય, આરોગ્ય અને મોક્ષને મેળવે છે. ૬૫.

“ 'अग्निमीळे' એ ઋગ્વેદસ્વરૂપ અને 'इषेत्वोर्जे' એ યજુર્વેદ-

नमस्तुभ्यमिषेत्वोर्जेस्वरूपिणे । अग्न आयाहि वीतस्त्वं नमस्ते ज्योतिषां पते ॥ ६६ ॥ शन्नोदेवी नमस्तुभ्यं जगच्चक्षुर्नमोऽस्तु ते । पञ्चमायोपवेदाय नमस्तुभ्यं नमो नमः ॥ ६७ ॥ पद्मासनः पद्मकरः पद्मगर्भसमद्युतिः । सप्ताश्वरथसंयुक्तो द्विभुजः स्यात्सदा रविः ॥ ६८ ॥ आदित्यस्य नमस्कारं ये कुर्वन्ति दिने दिने । जन्मान्तरसहस्रेषु दारिद्र्यं नोपजायते ॥ ६९ ॥ उदयगिरिमुपेतं

સ્વરૂપ એવા આપને મારા નમસ્કાર છે; તેમ 'अग्न आयाहि वीतये' એ સામવેદસ્વરૂપ પણ આપ છો તેથી નક્ષત્રોના સ્વામી એવા આપને મારા નમસ્કાર છે. ૬૬.

'शन्नोदेवी' એ અથર્વવેદસ્વરૂપ એવા આપને મારા નમસ્કાર હો, જગતના ચક્ષુરૂપ એવા પણ આપને મારા નમસ્કાર હો, તેમ પાંચમા ઉપવેદસ્વરૂપે રહેલા એવા પણ આપને મારા વારંવાર નમસ્કાર હો." ૬૭.

પદ્માસન વાળી બેઠેલા અથવા કમળના આસનવાળા, હાથમાં કમળને ધારણ કરનારા, કમળમાં રહેલા કેશરસમાન પીળી કાંતિવાળા, સાતઘોડાયુક્ત રથવાળા અને બે હાથવાળા ભગવાન્ સૂર્ય હમેશાં હોય છે. અર્થાત્ મનુષ્યે તેવા સૂર્યનારાયણનું હમેશાં ધ્યાન કરવું. ૬૮.

જે મનુષ્ય ભગવાન્ આદિત્યને દરરોજ નમસ્કાર કરે છે તેને હજારો જન્મમાં પણ દરિદ્રતા પ્રાપ્ત થતી નથી. ૬૯.

હવે ભગવાન સૂર્યની પાઠના અંતમાં કરવાની સ્તુતિ કરે છે:

ઉદયાચલ ઉપર ઉદય પામેલા, કમળ જેમના હાથમાં છે

भास्करं पद्महस्तं निखिलभुवननेत्रं रत्नरत्नोपमेयम् । तिमिरकरिमृगेन्द्रं बोधकं पद्मिनीनां सुरवरमभिवन्दे सुन्दरं विश्ववन्द्यम् १७०॥

इति श्रीभविष्योत्तरपुराणे श्रीकृष्णार्जुनसंवादे आदित्यहृदयस्तोत्रं संपूर्णम् ।

એવા, સર્વલોકના નેત્રરૂપ, અનેક રત્નોની ઉપમા આપવા યોગ્ય, અર્થાત્ તેટલી કાન્તિવાળા, અંધકારરૂપી હાથીના (નાશ કરવા-માટે) સિંહરૂપ, કમલીઓને ખીલાવનાર, સર્વદેવોમાં શ્રેષ્ઠ અને સુંદર અને વિશ્વને વંદન કરવાયોગ્ય એવા ભગવાન્ ભાસ્કર—સૂર્ય-નારાયણ—ને હું અભિવંદન કરું છું. ૧૭૦

ઈતિશ્રી ભવિષ્યોત્તરપુરાણમાં શ્રીકૃષ્ણાર્જુનના સંવાદને વિષે "આદિત્યહૃદય" નામનું સ્તોત્ર સંપૂર્ણ.

---

ભગવાન્ સૂર્યની ગતિ એક ઘટીમાં શ્લોક ૫૦ મા માં નવ લાખ યોજન અને શ્લોક ૧૨૯ મા માં નેવુ લાખ યોજન કહેવામાં આવી છે. ઋતુ પ્રમાણે સૂર્યની ગતિમાં ફેરફાર હોય તો પણ એ ફેરફાર અસંભવિત લાગતો હોવાથી ૫૦ મા શ્લોકમાં નવનો અર્થ નવતિ એટલે નેવુ યોજન લેવોજ વધારે ઠીક લાગે છે, કારણ કે ઘણે ઠેકાણે સૂયની ગતિનાં પ્રમાણોને લગભગ તેજ અર્થ મળતો આવે છે.



॥ श्रीमदाद्यशक्तये नमः ॥




न मोक्षस्याकाङ्क्षा न च विभववाञ्छाऽपि च न मे
न विज्ञानापेक्षा शशिमुखि सुखेच्छाऽपि न पुनः ।
अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै
मृडानी रुद्राणी शिव शिव भवानीति जपतः ॥

[illegible]

# श्रीदेवीस्तोत्राणि

## १ श्री( लक्ष्मी )सूक्तम् ।

श्रीगणेशाय नमः ॥ श्रीमहाकालीमहालक्ष्मीमहासरस्वतीदेवताभ्यो नमः ॥ ॐ हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्रजाम् । चन्द्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥१॥ तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् । यस्यां हिरण्यं विन्देयं गामश्वं पुरुषानहम् ।

# શ્રીદેવીસ્તોત્રો

## શ્રી( લક્ષ્મી )સૂક્ત.

સુવર્ણસમાન વર્ણ-કાન્તિવાળાં, શ્વેતવર્ણયુક્ત અથવા [1]હરિણીનું સ્વરૂપ ધારણ કરનારાં, સુવર્ણ અને રૂપાની અથવા ઉત્તમ વર્ણવાળા રૂપાની સમાન શ્વેત માલા પહેરનારાં, ચન્દ્રમાસમાન આનંદ આપનારાં અને પ્રકાશસ્વરૂપ એવાં લક્ષ્મીને હે [2]અગ્નિદેવ ! આપ મારે માટે બોલાવી મને પ્રાપ્ત કરાવો. ૧.

હે [2]અગ્નિદેવ ! આપ મારે માટે મારો ત્યાગ કરીને ન જાય એવાં તે લક્ષ્મીદેવીનું આવાહન કરો કે, (આવાહિત થએલાં) જે દેવીથી હું હિરણ્ય, ગાય અથવા પૃથ્વી, અશ્વ અને (પુત્રપૌત્રાદિ) સર્વ જનોને પ્રાપ્ત કરી શકું. ૨.

---

૧ " श्रीर्धृत्वा हरिणीरूपमरण्ये संचचार ह—લક્ષ્મી હરિણીનું રૂપ ધારણ કરી વનમાં ફરતાં હતાં " —દેવીપુરાણ.

૨ સર્વ દેવોનું આવાહન અગ્નિને આધીન હોવાથી તે દ્વારાજ લક્ષ્મીનું પણ આવાહન કરવામાં આવ્યું છે, કારણ કે ' अग्निर्देवानां होता ' એમ કહેલું છે.

॥ २ ॥ अश्वपूर्वां रथमध्यां हस्तिनादप्रमोदिनीम् । श्रियं देवी-मुपह्वये श्रीर्मा देवी जुषताम् ॥ ३ ॥ कां सोस्मितां हिरण्यप्राकारा-मार्द्रां ज्वलन्तीं तृप्तां तर्पयन्तीम् । पद्मे स्थितां पद्मवर्णां तामिहोपह्वये श्रियम् ॥ ४ ॥ चन्द्रां प्रभासां यशसा ज्वलन्तीं श्रियं लोके देवजुष्टामुदाराम् । तां पद्मनेमिं शरणमहं प्रपद्येऽलक्ष्मीर्मे

અશ્વોથી પરિપૂર્ણ, રથ જેમના મધ્યમાં છે એવાં અથવા રથના મધ્યમાં રહેલાં અને હાથીઓના અથવા હાથીઓસમાન નાદથી આનંદ પામનારાં લક્ષ્મીદેવીનું હું આવાહન કરું છું અને તેથી તે દિવ્યસ્વરૂપ ધારણ કરનારાં લક્ષ્મીદેવી મને પ્રાપ્ત થાઓ. ૩.

[1]કોઇએક ( અગોચર સ્વરૂપને ધારણ કરનારાં), મન્દ હાસ્યયુક્ત, સુવર્ણથી વ્યાપ્ત, દયાળુ, દેદીપ્યમાન, સ્વયંપરિપૂર્ણ, ભક્તોને તેમના મનોરથ પૂર્ણ કરી તૃપ્ત કરનાર—આનંદ આપનાર, કમલની ઉપર બેઠેલાં અને કમલસમાન વર્ણવાળાં તે લક્ષ્મી દેવીનું અહીં ( મારી સમીપમાં ) હું આવાહન કરું છું. ૪.

ચન્દ્રસમાન તેજયુક્ત, અત્યંત કાંતિવાળાં, લોકને વિષે યશ વડે કરીને પ્રકાશમાન, ( સ્વર્ગાદિને વિષે ) દેવોવડે સેવાયલાં, પરમ ઉદાર અને કમળના ઘેરાવાળાં અર્થાત્ કમળના મધ્યમાં રહેલાં એવાં તે લક્ષ્મી દેવીને હું શરણે જાઉં છું કે, જેથી મારી અલક્ષ્મી—દરિદ્રતા નાશ પામો ! ( હે દેવી ! ) હું તમારે શરણે આવેલો છું. ૫.

---

૧ જે દ્વિજ આ મંત્રના સંપુટસહિત સપ્તશતીનો પાઠ કરે છે અથવા કરાવે છે તેને અવશ્ય લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

नेश्यतां त्वां वृणे ॥ ५ ॥ आदित्यवर्णे तपसोऽधिजातो वनस्पतिस्तव वृक्षोऽथ बिल्वः । तस्य फलानि तपसा नुदन्तु मायान्तरायाश्च बाह्याऽअलक्ष्मीः ॥ ६ ॥ उपैतु मां देवसखः कीर्तिश्च मणिना सह । प्रादुर्भूतो सुराष्ट्रेऽस्मिन् कीर्तिं वृद्धिं ददातु मे ॥ ७ ॥ क्षुत्पिपासामलां ज्येष्ठामलक्ष्मीं नाशयाम्यहम् । अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् ॥८॥ गन्धद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषि-

હે સૂર્યસમાન દેદીપ્યમાન વર્ણવાળાં દેવી! આપના તપ થકી બિલ્વ નામના વનસ્પતિનું વૃક્ષ ઉત્પન્ન થયું છે. તે બિલ્વ વૃક્ષનાં જે ફ્લો છે તે આપના તપના પ્રભાવથી મારી આન્તરિક અને બાહ્ય એ બંને પ્રકારની જે અલક્ષ્મી–દરિદ્રતા અથવા અપવિત્રતા હોય તેને દૂર કરો, અર્થાત્ તેનો નાશ કરો. ૬.

દેવોના મિત્ર અગ્નિ અથવા કુબેર મને પ્રાપ્ત થાઓ, અને (તેમનાથી કુબેરના નિધિમાં રહેલા) મણિસહિત અર્થાત્ અનેક રત્નોસહિત કીર્તિ પણ મને મલો. હું આ ઉત્તમ રાજ્યમાં (દૂર) ઉત્પન્ન થએલો છું અને તેથી તે, કીર્તિ અને અનેક જાતની સમૃદ્ધિ મને (અહીંઆં આવીને) આપો. ૭.

ક્ષુધા અને તૃષા જેના મલ છે એવી લક્ષ્મીની મોટી બ્હેન અલક્ષ્મીનો હું નાશ કરું છું અને તેથી મારા ઘરમાંથી સર્વ પ્રકારની અસંપત્તિ અને સમૃદ્ધિનો અભાવ–દરિદ્રતાનો (હે લક્ષ્મીદેવી! અથવા હે અગ્નિદેવ!) તમે નાશ કરો. ૮.

[1]સુગંધ જેની પ્રાપ્તિ કરવાનું દ્વાર છે એવાં, દુઃખથી પરા-

---

૧ દેવોને સુગંધિત પુષ્પાદિ અર્પણ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, એમ પુરાણોમાં કહેવામાં આવ્યું છે.

णीम् । ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥ ९ ॥ मनसः काममाकूतिं वाचः सत्यमशीमहि । पशूनां रूपमन्नस्य मयि श्रीः श्रयतां यशः ॥ १० ॥ कर्दमेन प्रजाभूता मयि संभ्रम कर्दम । श्रियं वासय मे कुले मातरं पद्ममालिनीम् ॥ ११ ॥ आपः सृजन्तु

ભવ થઈ શકે તેવાં અર્થાત્ કોઈથી પણ પરાભવ ન પામે તેવાં, નિરંતર પુષ્ટ–આનંદિત–રહેનારાં, છાણવાળાં ગાય વિગેરે પશુઓને પ્રાપ્ત કરાવનારાં, અને સર્વ પ્રાણીઓનાં ઈશ્વરી એવાં તે લક્ષ્મીદેવીનું અહીંઆં–મારી સમીપમાં હું આવાહન કરું છું. ૯.

(લક્ષ્મીદેવીની કૃપાથી) હું મારા મનની ઈચ્છા, સંકલ્પ, વાણીની સત્યતા, તેમ પશુઓના સ્વરૂપને એટલે ગાય અશ્વ વિગેરે પશુઓને અને અન્નના સ્વરૂપને એટલે સર્વ પ્રકારના ધાન્યાદિ ભોગ્ય પદાર્થોને મેળવું, અને તેથી લક્ષ્મી અને યશ મારે વિષે આશ્રય કરીને રહો, અર્થાત્ હું લક્ષ્મીવાન્ અને યશસ્વી થાઉં તેમ લક્ષ્મીદેવી મારા પર કૃપા કરો. ૧૦.

કર્દમ મુનિવડે લક્ષ્મીદેવી પ્રજાવાળાં થએલાં છે, અર્થાત્ કર્દમ લક્ષ્મીના પુત્ર છે તેથી અથવા કર્દમનાં લક્ષ્મી પ્રજારૂપે થએલાં છે તેથી, હે કર્દમ! તમે મારી પાસેજ સારી રીતે ફર્યા કરો, (કે જેથી તમારા પ્રેમને લીધે લક્ષ્મી પણ મારે ત્યાં નિવાસ કરીને રહે) અને તમે મારે ત્યાં અને મારા કુલને વિષે પદ્મની માલા ધારણ કરનાર અને સર્વનાં માતા એવાં લક્ષ્મી દેવીનો નિવાસ કરાવો. ૧૧.

(લક્ષ્મીની જેમનાથી ઉત્પત્તિ થએલી છે એવાં) જલો

स्निग्धानि चिक्लीत वस मे गृहे। नि च देवीं मातरं श्रियं वासय मे कुले ॥१२॥ आर्द्रां पुष्करिणीं पुष्टिं पिंगलां पद्ममालिनीम्। चन्द्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥ १३ ॥ आर्द्रां यःकरिणीं यष्टिं सुवर्णां हेममालिनीम्। सूर्यां हिरण्मयीं लक्ष्मीं जातवेदो

(મારે ત્યાં) ઉત્તમ પદાર્થો ઉત્પન્ન કરો અને હે (લક્ષ્મીપુત્ર) ચિક્લીત[1]! તમે મારા ઘરને વિષે (લક્ષ્મીનો મારા પર પ્રેમ થાય થાય તે હેતુથી) નિવાસ કરો અને સર્વનાં માતા એવાં લક્ષ્મી દેવીને મારા કુલને વિષે નિવાસ કરાવો. ૧૨.

હે અગ્નિદેવ! આર્દ્રચિત્તવાળાં–દયાળુ, કમલયુક્ત અર્થાત્ કમલના આસનવાળાં અથવા કમલમાં નિવાસ કરનારાં, અથવા હાથીઓની શુંઢદ્વારા અભિષિક્ત થએલાં હોવાથી આર્દ્ર એવાં, પુષ્ટિસ્વરૂપ, પિંગલવર્ણવાળાં, કમળોની માલા ધારણ કરનારાં, ચન્દ્રસમાન કાન્તિવાળાં અથવા તેની સમાન આનંદ આપનારાં અને પ્રકાશસ્વરૂપે રહેલાં એવાં લક્ષ્મીદેવીનું તમે મારે માટે આવાહન કરી મને પ્રાપ્ત કરાવો. ૧૩.

હે અગ્નિદેવ! આર્દ્રચિત્તવાળાં–દયાળુ અથવા સર્વજગત્ જેમનીપાસે યાચના કરે છે એવાં, પ્રયત્નશીલ, સર્વના આધારભૂત, ઉત્તમવર્ણવાળાં, સુવર્ણની માલાને ધારણ કરનારાં, સૂર્યસમાન દેદીપ્યમાન અર્થાત્ સર્વ જગત્‌ને શાંતિ આપનાર અને પ્રકાશસ્વરૂપ એવાં લક્ષ્મીદેવીનું તમે મારે માટે આવાહન કરી મને પ્રાપ્ત કરાવો. ૧૪.

---

૨ લક્ષ્મીના આનન્દ, કર્દમ, ચિક્લીત અને શ્રીદ નામના ચાર પુત્રો છે. તેમાં પ્રથમ કર્દમની અને પછી આ ચિક્લીતની સ્તુતિ કરવામાં આવી છે.

म आवह ॥ १४ ॥ तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ।
यस्यां हिरण्यं प्रभूतिं गावो दास्योऽश्वान् विन्देयं पुरुषानहम्॥१५॥
यः शुचिः प्रयतो भूत्वा जुहुयादाज्यमन्वहम् । सूक्तं पञ्चदशर्चं
च श्रीकामः सततं जपेत् ॥ १६ ॥ सरसिजनिलये सरोजहस्ते
धवलतरांशुमगन्धमाल्यशोभे । भगवति हरिवल्लभे मनोज्ञे
त्रिभुवनभूतिकरि प्रसीद मह्यम् ॥ १७ ॥ धनमग्निर्धनं वायु-
र्धनं सूर्यो धनं वसुः । धनमिन्द्रो बृहस्पतिर्वरुणं धनमश्विनौ

હે અગ્નિદેવ! આપ મારે માટે મારો ત્યાગ કરીને ન જાય એવાં તે લક્ષ્મીદેવીનું આવાહન કરો કે, (આવાહિત થએલાં) જે દેવીથી હું હિરણ્ય, અનેક જાતનું ઐશ્વર્ય, ગાયો, દાસીઓ, ઘોડાઓ અને પુત્રપૌત્રાદિ જનોને પ્રાપ્ત કરી શકું. ૧૫.

જે મનુષ્યને લક્ષ્મીની ઇચ્છા હોય તેણે પવિત્ર અને સાવધાન થઈને પ્રતિદિન ( આ શ્રીસૂકતથી ) ઘીનો હોમ કરવો અને લક્ષ્મીદેવીની આ પંદર ઋચાઓનો નિરંતર પાઠ કરવો. ૧૬

કમલમાં નિવાસ કરનાર, હાથમાં કમલને ધારણ કરનાર, અત્યંત શ્વેત વસ્ત્રને પહેરનાર, ઉત્તમ પ્રકારનાં ગન્ધ અને માલાઓથી શોભાયમાન, ભગવાન્ વિષ્ણુનાં પ્રિય, સુંદર સ્વરૂપવાળાં અને ત્રણ લોકને સંપત્તિ આપનાર હે ભગવતિ! લક્ષ્મી! આપ મારા પર પ્રસન્ન થાઓ. ૧૭.

લક્ષ્મીજ અગ્નિ, લક્ષ્મીજ વાયુ, લક્ષ્મીજ સૂર્ય, લક્ષ્મીજ વસુ, લક્ષ્મીજ ઇન્દ્ર, અને લક્ષ્મીજ બૃહસ્પતિ, વરુણ અને અશ્વિનીકુમારરૂપ છે. અર્થાત્ સર્વ દેવો લક્ષ્મીમય છે. ૧૮.

॥ १८ ॥ वैनतेय सोमं पिब सोमं पिबतु वृत्रहा । सोमं धनस्य सोमिनो मह्यं ददातु सोमिनः ॥ १९ ॥ न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभा मतिः । भवन्ति कृतपुण्यानां भक्तानां श्रीसूक्तं जपेत् ॥ २० ॥ पद्मानने पद्मऊरू पद्माक्षी पद्मसंभवे । तन्मे भजसि पद्माक्षि येन सौख्यं लभाम्यहम् ॥ २१ ॥ विष्णु-

હે ગરુડ! તમે [1]સોમરસનું પાન કરો, હે ઈન્દ્ર! તમે સોમરસનું પાન કરો અને સોમરસનું પાન કરનાર ધનવાન્‌ને જે સોમરસની પ્રાપ્તિ થાય છે તે સોમરસ સોમપાન કરતો અથવા સોમયજ્ઞ કરતો એવો જે હું તેને આપો. ૧૯.

(લક્ષ્મીદેવીના) પુણ્યશાલી ભક્તોને (કદી) ક્રોધ થતો નથી, મત્સરતા થતી નથી, લોભ પણ થતો નથી અને (તેમની) બુદ્ધિ પણ પાપનિષ્ઠ થતી નથી. અર્થાત્ લક્ષ્મીની કૃપાથી સર્વવસ્તુ તેમને મળતી હોવાથી એ સર્વ ક્રોધાદિ તેમને થવાનો સંભવ રહેતો નથી, માટે (લક્ષ્મીની પ્રસન્નતા મેળવવાની ઇચ્છાવાળી પ્રત્યેક વ્યક્તિએ) શ્રીસૂક્તનો જપ કરવો. ૨૦.

હે કમલસરખા મુખવાળાં અને હે કમલમાંથી ઉત્પન્ન થએલાં દેવિ! આપ કમલસમાન જેમના સાથળો અને કમલસમાન જેમનાં નેત્રો છે એવાં છો, માટે હે કમલસરખાં નેત્રવાળાં દેવિ! આપ મારો સ્વીકાર કરો—મને શરણે લ્યો કે, જેથી હું (સર્વ પ્રકારના) સુખને પ્રાપ્ત કરું. ૨૧.

---

૧ સ્વર્ગાદિ સુખ યજ્ઞથી મલતું હોવાથી અને યજ્ઞ લક્ષ્મીથી થતા હોવાથી અને તેની પૂર્તિ સોમરસના પાનથી થતી હોવાથી લક્ષ્મી પ્રાપ્ત થવા માટે સોમની પ્રાપ્તિની પ્રાર્થના કરે છે.

पत्नीं क्षमां देवीं माधवीं माधवप्रियाम् । विष्णुप्रियसखीं देवीं नमाम्यच्युतवल्लभाम् ॥ २२ ॥ महालक्ष्मी च विद्महे विष्णुपत्नी च धीमहि । तन्नो लक्ष्मीः प्रचोदयात् ॥२३॥ पद्मानने पद्मिनि पद्मपत्रे पद्मप्रिये पद्मदलायताक्षि । विश्वप्रिये विश्वमनोऽनुकूले त्वत्पादपद्मं मयि संनिधत्स्व ॥ २४ ॥ आनन्दः कर्दमः श्रीद-

ભગવાન્ વિષ્ણુનાં પત્ની, ક્ષમાસ્વરૂપ, દિવ્ય દેહવાળાં, માધવની અર્ધાંગના, વિષ્ણુનાં પ્રિય, વિષ્ણુભગવાન્‌ની પ્રિયસખી અને અવિનાશી એવા નારાયણ ભગવાન્‌ને પ્રિયમાં પણ પ્રિય એવાં લક્ષ્મીદેવીને હું નમસ્કાર કરું છું. ૨૨.

[1]મહાલક્ષ્મીને અમે જાણીએ (છીએ) અને વિષ્ણુપત્નીનું અમે ધ્યાન કરીએ છીએ તેથી તે લક્ષ્મી અમને (અમારી બુદ્ધિને) તે (જ્ઞાન અને ધ્યાન) ને માટે પ્રેરણા કરો, અર્થાત્ તે લક્ષ્મી અમને એવી પ્રેરણા કરો કે જેથી અમે તેના સ્વરૂપનું જ્ઞાન અને ધ્યાન જાણી લક્ષ્મીની પ્રસન્નતા મેળવી શકીએ. ૨૩.

પદ્મસમાન મુખવાળાં, પદ્મના પત્રસમાન કોમલ, પદ્મ જેમને પ્રિય છે એવાં, પદ્મના પત્રોની સમાન વિશાળ નેત્રવાળાં, વિશ્વને પ્રિય અથવા વિશ્વ જેમને પ્રિય છે એવાં, અને વિશ્વનાં સર્વપ્રાણિમાત્રના મનને અનુકૂલ રહેવાવાળાં હે પદ્મિનિ-કમલા-લક્ષ્મીદેવિ ! આપ આપનું ચરણકમલ મારે વિષે રાખો, અર્થાત્ આપ આપનાં ચરણકમલ મારા ગૃહમાં રાખી મારાપર પ્રસન્ન થઈ નિરંતર મારે ત્યાં નિવાસ કરો. ૨૪.

'આનન્દ', 'કર્દમ', 'શ્રીદ' અને 'ચિક્લીત' એ પ્રમાણે

---

૧ આને મહાલક્ષ્મીની ગાયત્રી કહેવામાં આવે છે.

श्रिक्लीत इति विश्रुताः । ऋषयः श्रियपुत्राश्च मयि श्रीर्देवी देवता ॥ २५ ॥ ऋणरोगादिदारिद्र्यं पापं च अपमृत्यवः । भयशोकमनस्तापा नश्यन्तु मम सर्वदा ॥ २६ ॥ श्रीर्वर्चस्वमायुष्यमारोग्यमाविधात्पवमानं महीयते । धनं धान्यं पशुं बहुपुत्रलाभं शतसंवत्सरं दीर्घमायुः ॥ २७ ॥

॥ इति ऋग्वेदे श्रीसूक्तं समाप्तम् ॥

## २ श्रीदेवी( चण्डी )कवचम् ।

श्रीगणेशाय नमः ॥ आचम्य प्राणानायम्य देशकालौ संकीर्त्य ममात्मनः श्रीमहाकालीमहालक्ष्मीमहासरस्वतीप्रीत्यर्थं

પ્રસિદ્ધ થએલા લક્ષ્મીના પુત્ર એ ઋષિઓ તેમજ સર્વદેવમય એવાં લક્ષ્મીદેવી તે મારે વિષે નિવાસ કરો, અર્થાત્ મારાપર પ્રસન્ન થઈને મારે ત્યાં નિરંતર વસો. ૨૫.

( આનન્દાદિ ઋષિઓ અને લક્ષ્મીદેવીની કૃપાથી ) મારાં ઋણ, રોગ વિગેરે, દરિદ્રતા, પાપ, અયોગ્ય મૃત્યુઓ, ભય, શોક અને મનના સંતાપ એ સર્વ નિરંતર સદાને માટે નાશ પામો, તેમ લક્ષ્મીદેવી બ્રહ્મતેજ, આયુષ્ય, આરોગ્ય સર્વથી શ્રેષ્ઠ પવન, ધન, ધાન્ય, પશુ, ઘણા પુત્રોનો લાભ અને સો વર્ષનું લાંબુ આયુષ્ય મને આપો. ૨૭.

ઇતિશ્રી ઋગ્વેદમાં "શ્રીસૂકત" સંપૂર્ણ.

## શ્રીદેવી(ચણ્ડી)કવચ.

આચમન તથા પ્રાણાયામ કરી, દેશકાલ વિગેરેનું ઉચ્ચારણ કરી "શ્રી મહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વતીપ્રીત્યર્થં શ્રીચં-

श्रीचण्डीकवचस्य पाठमहं करिष्ये इति नित्यसंकल्पं विधाय पुनर्जलमादाय 'अस्य श्रीचण्डीकवचस्य ब्रह्मा ऋषिः अनुष्टुप् छंदः चामुंडा देवता अङ्गन्यासोक्ता मातरो बीजं दिग्बंधदेवतास्तत्त्वं श्रीत्रिगुणात्मिकाजगदम्बिकाप्रीत्यर्थं जपे विनियोगः' इति संकल्पयेत् । पश्चात् कवचपाठं कुर्यात् ॥ श्रीगणेशाय नमः ॥ ॐ नमश्चण्डिकायै । मार्कण्डेय उवाच । यद्गुह्यं परमं लोके सर्वरक्षाकरं नृणाम् । यन्न कस्यचिदाख्यातं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥ ब्रह्मोवाच । अस्ति गुह्यतमं लोके सर्वभूतोपकारकम् । देव्यास्तु कवचं पुण्यं तच्छृणुष्व वदामि ते ॥ २ ॥ प्रथमं शैल-

કવચનો પાઠ હું કરું છું." એ પ્રમાણે નિત્યસંકલ્પ કરી પછી ફરીથી જલલઇ "આ ચંડીકવચના બ્રહ્મા ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, ચામુંડા દેવતા છે, અંગન્યાસોમાં કહેવાયલી માતાઓ એનું બીજ છે, દિગ્બંધના દેવતા એનું તત્ત્વ છે અને ત્રિગુણાત્મિકા જગદમ્બિકા દેવીની પ્રસન્નતાને માટે જપ કરવામાં એનો વિનિયોગ છે." એમ બોલી સંકલ્પ કરવો અને ત્યાર પછી કવચનો આરંભ કરવો.

ॐ નમઃ ચંડિકાયૈ—ઓમ્ ચંડિકાને નમસ્કાર.

માર્કંડેય પૂછે છે:—હે પિતામહ–બ્રહ્મદેવ! લોકને વિષે જે કંઇ ગુપ્ત, ઉત્તમ, મનુષ્યોની સર્વપ્રકારે રક્ષા કરનારું અને કોઇને કહેવામાં ન આવ્યું હોય તેવું કંઇ આપ મને કહો. ૧.

બ્રહ્મા બોલ્યા:—હે વિપ્ર! હે મહામુનિ! અત્યંત ગુપ્તમાં ગુપ્ત અને સર્વપ્રાણિમાત્રને ઉપકાર કરનારું એવું દેવીનું પવિત્ર કવચ છે તે (હું તમને કહું છું તે) તમે સાંભળો. ૨.

पुत्रीति द्वितीयं ब्रह्मचारिणी । तृतीयं चन्द्रघण्टेति कूष्मांडेति चतुर्थकम् ॥ ३ ॥ पञ्चमं स्कन्दमातेति षष्ठं कात्यायनीति च । सप्तमं कालरात्रिश्च महागौरीति चाष्टमम् ॥ ४ ॥ नवमं सिद्धिदात्री च नवदुर्गाः प्रकीर्तिताः । उक्तान्येतानि नामानि ब्रह्मणैव महात्मना ॥ ५ ॥ अग्निना दह्यमानस्तु शत्रुमध्ये गतो रणे । विषमे दुर्गमे चैव भयार्ताः शरणं गताः ॥ ६ ॥ न तेषां जायते

એમાં પ્રથમ નવદુર્ગાનાં જે નામ કહ્યાં છે તે કહે છે:

પ્રથમ '[1]શૈલપુત્રી', બીજું '[2]બ્રહ્મચારિણી', ત્રીજું '[3]ચંદ્રઘંટા', ચોથું '[4]કૂષ્માણ્ડા', પાંચમું '[5]સ્કંદમાતા', છઠ્ઠું '[6]કાત્યાયની', સાતમું '[7]કાલરાત્રી', આઠમું '[8]મહાગૌરી' અને નવમું '[9]સિદ્ધિદાત્રી' નામ છે. એ પ્રમાણે એ નવદુર્ગા કહેવાયલાં છે અને એ નામો મહાત્મા બ્રહ્માએ પોતેજ કહેલાં છે, ૩—૫.

અગ્નિથી બળતો, યુદ્ધમાં શત્રુથી ઘેરાયલો, કોઈ ભયંકર અને કઠિન સ્થાનમાં કે દુઃખમાં આવેલો હોય તે, તેમજ એ પ્રમાણે ભયથી પીડા પામતાં જે મનુષ્યો એ નવદુર્ગાને શરણે જાય છે

૧ શૈલપુત્રી—હિમાલયની તપશ્ચર્યાથી તેને ત્યાં પુત્રીરૂપે અવતાર ધારણ કરવાથી શૈલપુત્રી—પર્વતનીપુત્રી. ૨ બ્રહ્મચારિણી—બ્રહ્મમાંજ તન્મય અથવા અખંડ બ્રહ્મચર્ય પાળનારાં. ૩ ચન્દ્રઘંટા—ચન્દ્રની સમાન સ્વચ્છ ઘંટાવાળાં. ૪ કુષ્માંડા—સંસારના દુષ્ટ તાપોને ઉદરને વિષે રાખનારાં. ૫ સ્કન્દમાતા—સનત્કુમારરૂપે અવતરેલા સ્કન્દનાં માતા. ૬ કાત્યાયની—કાત્યાયન મુનિની પુત્રી. ૭ કાલરાત્રી—સર્વના વિનાશક એવા કાલનાંપણ રાત્રિરૂપે વિનાશ કરનારાં ૮ મહાગૌરી—મહાગૌર સ્વરૂપને ધારણ કરનારાં. ૯ સિદ્ધિદાત્રી—સર્વપ્રકારની સિદ્ધિ આપનારાં. આ પ્રમાણે આ નવદુર્ગાનાં નવ નામ છે.

किंचिदशुभं रणसंकटे । नापदं तस्य पश्यामि शोकदुःखभयं नहि ॥ ७ ॥ यैस्तु भक्त्या स्मृता नूनं तेषां वृद्धिः प्रजायते । ( ये त्वां स्मरन्ति देवेशि रक्षसे तान्नसंशयः ॥ ८ ॥) प्रेतसंस्था तु चामुंडा वाराही महिषासना । ऐन्द्री गजसमारूढा वैष्णवी गरुडासना ॥ ९ ॥ माहेश्वरी वृषारूढा कौमारी शिखिवाहना । लक्ष्मीः पद्मासना देवी पद्महस्ता हरिप्रिया ॥ १० ॥ श्वेतरूपधरा देवी ईश्वरी वृषवाहना । ब्राह्मी हंससमारूढा सर्वाभरण-

તેઓનું રણના સંકટમાં કંઈપણ અશુભ થતું નથી તેમ તેમને આપત્તિ, શોક, દુઃખ કે ભય આવતું હોય એમ પણ હું જોતો નથી. ૬–૭.

જેઓ ભક્તિવડે એ દેવીનું સ્મરણ કરે છે તેઓને વિવિધ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે. (હે દેવેશિ! જેઓ તમારું સ્મરણ કરે છે તેઓનું તમે રક્ષણ કરો છો એમાં સંશય નથી.) ૮.

હવે દેવીઓનાં વાહનો ક્યાં ક્યાં છે તે કહે છે :

એમાં દેવી 'ચામુંડા' પ્રેતની ઉપર બેઠેલાં છે, 'વારાહી' પાડાના વાહનવાળાં છે, 'ઐન્દ્રી' હાથીપર આરુઢ થએલાં છે, 'વૈષ્ણવી' ગરુડના આસન–વાહનવાળાં છે, 'માહેશ્વરી' વૃષભપર બેઠેલાં છે, 'કૌમારી' મયૂરનું જેમણે વાહન કરેલું છે એવાં છે, કમલને હાથમાં ધારણ કરનાર હરિનાં પ્રિય એવાં 'લક્ષ્મી' કમલના આસનપર રહેલાં છે, શ્વેતરૂપને ધારણ કરનાર દેવી 'ઈશ્વરી' વૃષભના વાહનવાળાં છે અને સર્વ અલંકારોવડે સુશોભિત એવાં 'બ્રહ્માણી' હંસના ઉપર બેઠેલાં છે. ૯–૧૧.

भूषिता ॥ ११ ॥ इत्येता मातरः सर्वाः सर्वयोगसमन्विताः। नानाभरणशोभाढ्या नानारत्नोपशोभिताः ॥ दृश्यन्ते रथमारूढा देव्यः क्रोधसमाकुलाः ॥ १२ ॥ शंखं चक्रं गदां शक्तिं हलं च मुसलायुधम्। खेटकं तोमरं चैव परशुं पाशमेव च ॥ कुन्तायुधं त्रिशूलं च शार्ङ्गमायुधमुत्तमम् ॥ १३ ॥ दैत्यानां देहनाशाय भक्तानामभयाय च। धारयन्त्यायुधानीत्थं देवानां च हिताय वै ॥ १४ ॥ नमस्तेऽस्तु महारौद्रे महाघोरपराक्रमे। महाबले महोत्साहे महाभयविनाशिनि ॥ १५ ॥ त्राहि मां देवि दुष्प्रेक्ष्ये शत्रूणां

આ પ્રમાણે એ સર્વ માતાઓ સર્વ પ્રકારના યોગથી યુક્ત, અનેક પ્રકારના અલંકારની શોભાથી વ્યાપ્ત અને વિવિધ પ્રકારનાં રત્નોથી શોભાયમાન છે. તેમ એ દેવીઓ અત્યંત ક્રોધયુકત થએલી રથને વિષે બેઠેલી જોવામાં આવે છે. ૧૨.

વળી (એ દેવીઓ) શંખ, ચક્ર, ગદા, શક્તિ, હલ, મુસલ નામનું આયુધ, ખેટક, તોમર, પરશુ, પાશ તેમજ કુન્ત નામનું આયુધ, ત્રિશૂલ અને ઉત્તમ એવું શાર્ઙ્ગ નામનું આયુધ એ પ્રમાણે આયુધોને દૈત્યોના વિનાશ માટે, ભકતોને અભય આપવા માટે અને દેવોનું કલ્યાણ કરવા માટે ધારણ કરે છે. ૧૩-૧૪.

હવે દેવીઓની કવચરૂપે સ્તુતિ કરતાં કહે છે:

“હે મહારુદ્રસ્વરૂપ ધરનારાં! હે મહાભયંકર પરાક્રમવાળાં! આપને મારા પ્રણામ છે. હે મહાબલિષ્ઠ, મહાઉત્સાહવાળાં, મહાન્ ભયનો નાશ કરનાર, દુઃખથી જોઇ શકાય તેવાં અને શત્રુઓને ભય વધારનાર દેવિ! આપ મારું રક્ષણ કરો. ૧૫-૧૬.

भयवर्धिनि ॥ १६ ॥ प्राच्यां रक्षतु मामैन्द्री ह्याग्नेय्यामग्निदेवता ।
दक्षिणेऽवतु वाराही नैऋत्यां खड्गधारिणी ॥ १७ ॥ प्रतीच्यां
वारुणी रक्षेद्वायव्यां मृगवाहिनी । उदीच्यां रक्ष कौबेरि ईशान्यां
शूलधारिणी ॥१८॥ ऊर्ध्वं ब्रह्माणी मे रक्षेदधस्ताद्वैष्णवी तथा । एवं
दश दिशो रक्षेच्चामुंडा शववाहना ।१९। जया मे चाग्रतः पातु विजया
पातु पृष्ठतः । अजिता वामपार्श्वे च दक्षिणे चापराजिता ॥२०॥
शिखां मे द्योतिनी रक्षेदुमा मूर्ध्नि व्यवस्थिता । मालाधरी ललाटे

પૂર્વ દિશામાં 'ઐન્દ્રી' અને અગ્નિકોણમાં 'આગ્નેયી' મારું રક્ષણ કરો; દક્ષિણ દિશામાં 'વારાહી' અને નૈઋત્ય કોણમાં 'ખડ્ગને ધારણ કરનાર' દેવી મારું રક્ષણ કરો. ૧૭.

પશ્ચિમ દિશામાં 'વારુણી' અને વાયવ્ય કોણમાં 'મૃગના વાહનવાળાં' દેવી મારું રક્ષણ કરો; ઉત્તર દિશામાં 'કૌબેરી' અને ઇશાન કોણમાં 'ત્રિશૂલને ધારણ કરનારાં' દેવી મારું રક્ષણ કરો. ૧૮.

ઉપર આકાશાદિ સ્થાનમાં 'બ્રહ્માણી' અને નીચેનાં સ્થાનોમાં 'વૈષ્ણવી' મારું રક્ષણ કરો; અને એજ પ્રમાણે શવના વાહનવાળાં 'ચામુંડા' દેવી દશ દિશામાં મારું રક્ષણ કરો. ૧૯.

'જયા' મારા આગલા ભાગમાં અને 'વિજયા' મારા પાછલા ભાગમાં મારું રક્ષણ કરો; '[1]અજિતા' મારી ડાબી બાજુએ અને '[2]અપરાજિતા' મારી જમણી બાજુએ મારું રક્ષણ કરો. ૨૦.

'[3]દ્યોતિની' દેવી મારી શિખાનું અને 'ઉમા' ( મારા ) મસ્તકપર રહીને ( મારું ) રક્ષણ કરો; 'માલાને ધારણ કરનાર'

---

૧ કોઇથી ન જીતાયલાં. ૨ કોઇથી પરાજય ન પમાડાયલાં. ૩ પ્રકાશસ્વરૂપ.

त्रं भ्रुवौ रक्षेद्यशस्विनी ॥ २१ ॥ त्रिनेत्रा च भ्रुवोर्मध्ये यमघंटा च नासिके। शंखिनी चक्षुषोर्मध्ये श्रोत्रयोर्द्वारवासिनी ॥ २२ ॥ कपोलौ कालिका रक्षेत्कर्णमूले च शाङ्करी । नासिकायां सुगन्धा च उत्तरोष्ठे च चर्चिका ॥ २३ ॥ अधरे चामृतकला जिह्वायां च सरस्वती । दन्तान् रक्षतु कौमारी कण्ठमध्ये तु चण्डिका ॥ २४ ॥ घण्टिकां चित्रघण्टा च महामाया च तालुके । कामाक्षी चिबुकं रक्षेद्वाचं मे सर्वमङ्गला ॥ २५ ॥ ग्रीवायां भद्रकाली च पृष्ठवंशे धनुर्धरी । नीलग्रीवा वहिःकंठे नालिकां

દેવી લલાટને વિષે અને 'યશસ્વિની' મારી બે ભ્રકુટીનું રક્ષણ કરો. ૨૧.

'ત્રણ નેત્રવાળાં' દેવી બે ભ્રકુટીના મધ્યભાગનું, 'યમઘંટા' (મારી) બે નાસિકાનું, 'શંખિની' બે નેત્રોના મધ્ય ભાગનું, 'દ્વારવાસિની' બે કાનોનું, 'કાલિકા' બે કપોલોનું, 'શાંકરી' બે કાનના મૂલનું, 'સુગન્ધા' નાસિકાનું અને 'ચાર્ચિકા' દેવી મારા ઉપરના હોઠનું રક્ષણ કરો. ૨૨-૨૩.

'અમૃતકલારૂપે રહેલાં' દેવી નીચલા હોઠનું, 'સરસ્વતી' જીભને વિષે, 'કૌમારી' દાંતોનું અને 'ચંડિકા' કંઠદેશને વિષે મારું રક્ષણ કરો. ૨૪.

'ચિત્રઘંટા' મારી ઘાંટીનું, 'મહામાયા' તાળવાને વિષે, 'કામાક્ષી' ચિબુકનું અને 'સર્વમંગલા' મારી વાણીનું રક્ષણ કરો.૨૫.

'ભદ્રકાલી' મારી ડોકને વિષે, 'ધનુષ્ય ધારણ કરનાર' દેવી મારી પીઠનું, 'નીલગ્રીવા' મારા કંઠના બહાર પ્રદેશનું,

नलकूबरी ॥२६॥ खड्गधारिण्युभौ स्कन्धौ बाहू मे वज्रधारिणी ॥ हस्तयोर्दण्डिनी रक्षेदम्बिका चाङ्गुलीषु च ॥ २७ ॥ नखाञ्छूलेश्वरी रक्षेत्कुक्षौ रक्षेन्नलेश्वरी । स्तनौ रक्षेन्महालक्ष्मीर्मनः शोकविनाशिनी ॥ २८ ॥ हृदये ललिता देवी उदरे शूलधारिणी ॥ नाभौ च कामिनी रक्षेद्गुह्यं गुह्येश्वरी तथा ॥ २९ ॥ कट्यां भगवती रक्षेज्जानुनी विन्ध्यवासिनी । भूतनाथा च मेढ्रं मे उरू महिषवाहिनी ॥ ३० ॥ जङ्घे महाबला प्रोक्ता सर्वकामप्रदायिनी । गुल्फयोर्नारसिंही च पादौ चामिततेजसी ॥ ३१ ॥

'નલકુબરી' (કંઠની અંદરની) નલિકાનું, 'ખડ્ગ ધારણ કરનારાં' મારા બે ખભાઓનું, 'વજ્ર ધારણ કરનાર' બે બાહુનું, 'દંડિની' બે હાથોનું અને 'અંબિકા' મારી આંગળીઓનું રક્ષણ કરો.૨૬-૨૭.

'શૂલેશ્વરી' મારા નખોનું, 'નલેશ્વરી' કુક્ષિનું, 'મહાલક્ષ્મી, બે સ્તનોનું અને 'શોકનો નાશ કરનાર' દેવી મારા મનનું રક્ષણ કરો. ૨૮.

'લલિતા' દેવી હૃદયને વિષે, 'ત્રિશૂલને ધારણ કરનારાં' ઉદરને વિષે, 'કામિની' નાભિને વિષે અને 'ગુહ્યેશ્વરી' મારા ગુહ્ય ભાગનું રક્ષણ કરો. ૨૯.

'ભગવતી' મારા કટિભાગનું, 'વિન્ધ્યવાસિની' મારા બે ગોઠણોનું, 'ભૂતનાથા'–પ્રાણીઓની અધિષ્ઠાત્રી દેવી મારા મેઢ્રનું અને 'પાડાના વાહનવાળાં' દેવી મારા બે સાથળોનું રક્ષણ કરો.૩૦.

સર્વ કામનાને પરિપૂર્ણ કરનાર 'મહાબલવતી' દેવી મારી બે જાંઘોનું, 'નારસિંહી' બે ગુલ્ફોનું તથા 'અપરિમિત તેજવાળાં' દેવી મારા બે પગોનું રક્ષણ કરો. ૩૧.

पाद[illegible]लीः श्रीर्मे रक्षेत्पादाधस्तलवासिनी। नखान् दंष्ट्राकराली च केशांश्चैवोर्ध्वकेशिनी ॥ ३२ ॥ रोमकूपेषु कौबेरी त्वचं वागीश्वरी तथा। रक्तमज्जावसामांसान्यस्थिमेदांसि पार्वती। ॥ ३३ ॥ अन्त्राणि कालरात्रिश्च पित्तं च मुकुटेश्वरी। पद्मावती पद्मकोशे कफे चूडामणिस्तथा ॥ ३४ ॥ ज्वालामुखी नखज्वाला अभेद्या सर्वसंधिषु। शुक्रं ब्रह्माणी मे रक्षेच्छायां छत्रेश्वरी तथा ॥ ३५ ॥ अहंकारं मनो बुद्धिं रक्षेन्मे धर्मचारिणी। प्राणापानौ तथाव्यानमुदानं च समानकम् ॥ ३६ ॥ ( वज्रहस्ता च मे

'શ્રીરૂપે' રહેલાં દેવી મારા પગની આંગળીઓનું, 'તલવાસિની' મારા પગનાં તળીઓનું, 'વિકરાળ ડાઢવાળાં' દેવી મારા નખોનું અને 'ઉંચા કેશવાળાં' દેવી મારા કેશોનું રક્ષણ કરો. ૩૨.

'કૌબેરી' મારા રોમનાં છિદ્રોનું તેમ 'વાગીશ્વરી' ચામડીનું, 'રક્તમજ્જા' મારાં વસા અને માંસનું, 'પાર્વતી' હાડકાં અને મેદનું, 'કાલરાત્રિ' આંતરડાંનું, 'મુકુટેશ્વરી' પિત્તનું, 'પદ્માવતી' હૃદયકમલના કોશનું, 'ચૂડામણિ' કફનું, 'જ્વાલામુખી' નખની જ્વાલાઓનું, 'અભેદ્યા—કોઇથી ભેદી ન શકાય એવાં' દેવી મારી સર્વ સંધિઓનું, 'બ્રહ્માણી' શુક્રનું અને 'છત્રેશ્વરી' મારી છાયાનું રક્ષણ કરો. ૩૩–૩૫.

'ધર્મચારિણી' દેવી મારાં અહંકાર, મન, બુદ્ધિ, અને પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન (એ પાંચ પ્રાણો) નું રક્ષણ કરો. ૩૬.

કલ્યાણ કરનાર એવાં 'વજ્રહસ્તા—હાથમાં વજ્રને ધારણ

रक्षेत्प्राणकल्पे च शोभना । रसे रूपे च गन्धे च शब्दस्पर्शे च योगिनी ॥ ३७ ॥ सत्त्वं रजस्तमश्चैव रक्षेन्नारायणी सदा । आयू रक्षतु वाराही धर्मं रक्षतु वैष्णवी ॥ ३८ ॥ ) यशः कीर्तिं च लक्ष्मीं च सदा[1] रक्षतु वैष्णवी । गोत्रमिन्द्राणी मे रक्षेत्पशून्मे रक्ष चण्डिके ॥ ३९ ॥ पुत्रान् रक्षेन्महालक्ष्मीर्भार्यां रक्षतु भैरवी । मार्गं[2] क्षेमकरी रक्षेद्विजया सर्वतः स्थिता ॥ ४० ॥

કરનાર' દેવી મારા પ્રાણનું તેમજ 'યોગિની' મારી રસ, રૂપ, ગન્ધ, શબ્દ અને સ્પર્શ એ પાંચ તન્માત્રાનું રક્ષણ કરો. ૩૭.

'નારાયણી' નિરંતર મારા સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનું, 'વારાહી' આયુષ્યનું અને 'વૈષ્ણવી' મારા ધર્મનું રક્ષણ કરો. ૩૮.

'વૈષ્ણવી' મારાં યશ, કીર્તિ અને લક્ષ્મીનું નિરંતર રક્ષણ કરો; 'ઇન્દ્રાણી' મારા ગોત્રનું રક્ષણ કરો અને હે 'ચણ્ડિકે દેવિ!' આપ મારા પશુઓનું રક્ષણ કરો. ૩૯.

'મહાલક્ષ્મી' મારા પુત્રોનું અને 'ભૈરવી' મારી પત્નીનું રક્ષણ કરો; 'કલ્યાણ કરનારાં' દેવી મારા માર્ગનું રક્ષણ કરો અને 'વિજયા' સર્વબાજુ રહીને મારું રક્ષણ કરો. ૪૦.

---

१ सदा रक्षन्तु मातरः । धनं विद्यां च चक्रिणी । આ બે પાઠાંતરો છે.

२ "पन्थानं सुपथा रक्षेन्मार्गं क्षेमकरी तथा। राजद्वारे महालक्ष्मीर्विजया सर्वतः स्थिता— સન્માર્ગવાળાં દેવી મારા મહામાર્ગનું અને કલ્યાણ કરનારાં દેવી મારા માર્ગનું રક્ષણ કરો; મહાલક્ષ્મી રાજદ્વારમાં અને વિજયા સર્વ બાજુ રહીને મારું રક્ષણ કરો" આમ પાઠાન્તર છે.

रक्षाहीनं तु यत्स्थानं वर्जितं कवचेन तु। तत्सर्वं रक्ष मे देवि जयन्ती पापनाशिनी ॥ ४१ ॥ ( सर्वरक्षाकरं पुण्यं कवचं सर्वदा जपेत् । इदं रहस्यं विप्रर्षे भक्त्या तव मयोदितम् ॥ ४२ ॥ ) पदमेकं न गच्छेत्तु यदीच्छेच्छुभमात्मनः । कवचेनावृतो नित्यं यत्र यत्राधिगच्छति । तत्र तत्रार्थलाभश्च विजयः सार्वकामिकः ॥ ४३ ॥ यं यं कामयते कामं तं तं प्राप्नोति निश्चितम् । परमैश्वर्यमतुलं प्राप्स्यते भूतले पुमान् ॥४४॥ निर्भयो जायते मर्त्यः संग्रामेष्वपराजितः । त्रैलोक्ये तु भवे-

વળી રક્ષણ કર્યા વિનાનું અને આ કવચ વિનાનું જે સ્થાન હોય તે સર્વ સ્થાનનું હે દેવિ! તમે રક્ષણ કરો, કારણ કે તમે વિજય પામનારાં તથા પાપનો નાશ કરનારાં છો.” ૪૧.

(સર્વપ્રકારે રક્ષણ કરનારા આ પવિત્ર કવચનો નિરંતર જપ કરવો, કારણ કે હે વિપ્રર્ષે! એ અત્યંત ગુપ્ત છે અને ભક્તિથી મેં તમને કહેલું છે. ૪૨.)

જે મનુષ્ય પોતાનું શુભ ઇચ્છતો હોય તેણે એક પગલું પણ આ કવચ વિના જવું નહિ, (કારણ કે) એ કવચથી યુક્ત થઈને તે નિરંતર જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને અર્થની પ્રાપ્તિ અને સર્વ કામનાઓને પરિપૂર્ણ કરનાર વિજય મળે છે. ૪૩.

વળી પુરુષ જે જે કામની ઇચ્છા કરે છે તે તે નિશ્ચય રીતે તે પ્રાપ્ત કરે છે અને પૃથ્વીને વિષે ઉત્તમ પ્રકારનું અતુલ ઐશ્વર્ય પણ મેળવે છે. ૪૪.

મનુષ્ય (આ કવચથી) નિર્ભય થાય છે અને સંગ્રામોમાં પરાજય પામતો નથી, તેમ એ કવચયુક્ત પુરુષ ત્રૈલોક્યમાં

त्पूज्यः कवचेनावृतः पुमान् ॥ ४५ ॥ इदं तु देव्याः कवचं देवानामपि दुर्लभम् । यः पठेत्प्रयतो नित्यं त्रिसन्ध्यं श्रद्धयान्वितः ॥ ४६ ॥ दैवी कला भवेत्तस्य त्रैलोक्येष्वपराजितः । जीवेद्वर्षशतं साग्रमपमृत्युविवर्जितः ॥ ४७ ॥ नश्यन्ति व्याधयः सर्वे लूताविस्फोटकादयः । स्थावरं जङ्गमं वापि कृत्रिमं चापि यद्विषम् ॥ ४८ ॥ अभिचाराणि सर्वाणि मन्त्रयन्त्राणि भूतले । भूचराः खेचराश्चैव जलजाश्चोपदेशिकाः ॥ ४९ ॥ सहजाः कुलजा माला डाकिनी शाकिनी तथा ॥ अन्तरिक्षचरा घोरा

પૂજવા યોગ્ય થાય છે. ૪૫.

આ દેવીનું કવચ દેવોને પણ દુર્લભ છે અને તેથી જે પુરુષ શ્રદ્ધાયુકત થઇ સાવધાન ચિત્તથી નિરંતર ત્રણે કાળમાં એનો પાઠ કરે છે તેનામાં દૈવી અંશ પ્રાપ્ત થાય છે, તે ત્રૈલોકયમાં (કદી-પણ ) પરાજય પામતો નથી તેમ ખરાબ જાતનાં મૃત્યુથી રાહત થઇને સો વર્ષથી પણ વધારે જીવે છે. ૪૬–૪૭.

વળી એ ( કવચનો પાઠ કરનાર ) મનુષ્યના લૂતા તથા વિસ્ફોટક વિગેરે રોગો પણ નાશ પામે છે અને પર્વતાદિમાં થતું સ્થાવર વિષ, સર્પવિગેરેનું જંગમ વિષ તેમ બીજું કૃત્રિમ પણ જે વિષ હોય તે, પૃથ્વી પરના સર્વ અભિચાર–મારણપ્રયોગો, મંત્રો, યંત્રો, પૃથ્વી પરના, આકાશના, જલમાંના, અયોગ્ય ઉપદેશ સંબંધના, સ્વાભાવિક ઉત્પન્ન થતા, કુલપરંપરાએ આવેલા, તથા માલાથી થતા જે દોષો તે તેમજ, ડાકિની, શાકિની, ભયંકર અંતરિક્ષમાં ફરનારાઓ, મહાબલવાળી ડાકિનીઓ, ગ્રહ, ભૂત,

डाकिन्यश्च महाबलाः ॥ ५० ॥ ग्रहभूतपिशाचाश्च यक्षगन्धर्वराक्षसाः । ब्रह्मराक्षसवेतालाः कूष्माण्डा भैरवादयः ॥ ५१ ॥ नश्यन्ति दर्शनात्तस्य कवचस्य हृदि स्थिते । मानोन्नतिर्भवेद्राज्ञस्तेजोवृद्धिकरं परम् ॥ ५२ ॥ यशसा वर्धते सोऽपि कीर्तिमण्डितभूतले । जपेत्सप्तशतीं चण्डीं कृत्वा तु कवचं पुरा ॥ ५३ ॥ यावद्भूमंडलं धत्ते सशैलवनकाननम् । तावत्तिष्ठति मेदिन्यां संततिः पुत्रपौत्रिकी ॥ ५४ ॥ देहान्ते परमं स्थानं यत्सुरैरपि दुर्लभम् । प्राप्नोति पुरुषो नित्यं महामायाप्रसादतः ॥ ( तत्पदं समवाप्नोति यावदाभूतसंप्लवम् ) ॥ ५५ ॥

॥ इति श्रीवाराहपुराणे हरिहरब्रह्मविरचितं देवी( चण्डी )कवचं संपूर्णम् ॥

પિશાચ, યક્ષ, ગંધર્વ, રાક્ષસ, બ્રહ્મરાક્ષસ, વૈતાલ, કુષ્માણ્ડ તેમજ ભૈરવ વિગેરે પણ જે મનુષ્યના હૃદયમાં એ કવચ રહેલું છે તેના દર્શનમાત્રથીજ નાશી જાય છે અથવા નાશ પામે છે, અને તે રાજાનું સન્માન પામીને ઉન્નતિ વાળો થાય છે. તેમ એ કવચ અત્યંત રીતે તેજની વૃદ્ધિ કરનારું છે. ૪૮–૫૨.

જે મનુષ્ય પહેલાં આ કવચનો પાઠ કરી પછી સપ્તશતી ચંડીનો પાઠ કરે છે તેનો યશ વધે છે અને તેની કીર્તિથી આખું પૃથ્વીમંડલ શોભી રહે છે. તેમ પર્વત, વન અને ઉપવનો સહિત જ્યાં સુધી આ ભૂમંડળ રહે છે ત્યાં સુધી આ પૃથ્વીને વિષે તેની પુત્ર અને પૌત્ર સંબંધી સંતતિ–વંશ કાયમ રહે છે અને મરણ પછી તે પુરુષ નિરંતર મહામાયાની કૃપા થકી દેવોને પણ દુર્લભ એવા પરમ સ્થાનને-મોક્ષને પામે છે, (અને જ્યાં સુધી પ્રાણીઓનો પ્રલયકાળ આવે છે ત્યાં સુધી તે તે પદને પામેલો રહે છે). ૫૩-૫૫

ઈતિ શ્રીવારાહપુરાણમાં હરિહરબ્રહ્માએ રચેલું "દેવી(ચણ્ડી)કવચ" સંપૂર્ણ.

## श्रीमहालक्ष्म्यष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ इन्द्र उवाच । नमस्तेऽस्तु महामाये श्रीपीठे सुरपूजिते । शङ्खचक्रगदाहस्ते महालक्ष्मि नमोऽस्तु ते ॥ ॥ १ ॥ नमस्ते गरुडारूढे कोलासुरभयंकरि । सर्वपापहरे देवि महालक्ष्मि० ॥ २ ॥ सर्वज्ञे सर्ववरदे सर्वदुष्टभयंकरि । सर्वदुःखहरे देवि महालक्ष्मि० ॥ ३ ॥ सिद्धिबुद्धिप्रदे देवि भुक्तिमुक्तिप्रदायिनि । मन्त्रमूर्ते सदा देवि महालक्ष्मि० ॥ ४ ॥

## શ્રીમહાલક્ષ્મ્યષ્ટકસ્તોત્ર.

ઈન્દ્ર સ્તુતિ કરે છેઃ—"સુન્દર જેમનું આસન છે અને દેવોએ જેમનું પૂજન કરેલું છે એવાં હે મહામાયા! તમને (મારા) નમસ્કાર હો! તેમ હાથને વિષે શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારાં હે મહાલક્ષ્મિ! તમને (મારા) નમસ્કાર હો! ૧.

હે ગરુડપર બેસનારાં અને કોલ નામના દૈત્યને ભય ઉત્પન્ન કરનાર! તમને (મારા) નમસ્કાર હો! તેમ હે પાપનો નાશ કરનાર દેવિ મહાલક્ષ્મિ! તમને (મારા) નમસ્કાર હો! ૨.

હે સર્વવસ્તુ માત્રને જાણનાર! હે સર્વને વર આપનાર! હે સર્વ દુષ્ટોને ભય ઉત્પન્ન કરનાર! અને હે સર્વનાં અથવા સર્વ દુઃખોને નાશ કરનાર દેવિ મહાલક્ષ્મિ! તમને (મારા) નમસ્કાર હો! ૩.

હે સિદ્ધિબુદ્ધિ આપનાર અને ભુક્તિ અને મુક્તિ આપનારાં દેવિ! તેમ હે નિરંતર મંત્રરૂપી મૂર્તિએ રહેલાં દેવિ મહાલક્ષ્મિ! તમને (મારા) નમસ્કાર હો! ૪.

आद्यन्तरहिते देवि आद्यशक्ति महेश्वरि । योगजे योगसंभूते महालक्ष्मि० ॥ ५ ॥ स्थूलसूक्ष्ममहारौद्रे महाशक्ति महोदरे । महापापहरे देवि महालक्ष्मि० ॥ ६ ॥ पद्मासनस्थिते देवि परब्रह्मस्वरूपिणि । परमेशि जगन्मातर्महालक्ष्मि० ॥ ७ ॥ श्वेताम्बरधरे देवि नानालंकारभूषिते । जगत्स्थिते जगन्मातर्महालक्ष्मि० ॥ ८ ॥ महालक्ष्म्यष्टकस्तोत्रं यः पठेद्भक्तिमान्नरः । सर्वसिद्धिमवाप्नोति राज्यं प्राप्नोति सर्वदा ॥ ९ ॥ एककाले

હે આદિ અને અન્તરહિત દેવિ! હે આદ્યશક્તિ! હે મહેશ્વરિ! હે યોગથી ઉત્પન્ન થએલાં! અને હે યોગથી ઉત્પન્ન થયેલાં હોવાથી યોગસ્વરૂપે રહેલાં મહાલક્ષ્મિ! તમને મારા નમસ્કાર હો! ૫.

હે સ્થૂલ, સૂક્ષ્મ અને મહા ભયંકર સ્વરૂપવાળાં! હે મહાશક્તિ! હે મોટા ઉદરવાળાં! અને હે મોટાં પાપને નાશ કરવાવાળાં દેવિ મહાલક્ષ્મિ! તમને (મારા) નમસ્કાર હો! ૬.

હે પદ્માસન પર બેઠેલાં પરબ્રહ્મસ્વરૂપ દેવિ! હે પરમેશ્વરિ! અને હે જગત્‌નાં માતા મહાલક્ષ્મિ! તમને (મારા) નમસ્કાર હો! ૭.

હે શ્વેત વસ્ત્રને ધારણ કરનાર! હે નાના પ્રકારના અલંકારોને પહેરનાર દેવિ! અને જગત્ જેને વિષે રહેલું છે એવાં જગત્‌નાં માતારૂપ હે મહાલક્ષ્મિ! તમને (મારા) નમસ્કાર હો!" ૮.

જે મનુષ્ય ભક્તિયુક્ત થઇને આ મહાલક્ષ્મીના અષ્ટકનો પાઠ કરે છે તે નિરંતર સર્વપ્રકારની સિદ્ધિને મેળવે છે અને રાજ્યને પણ પ્રાપ્ત કરે છે. ૯.

पठेन्नित्यं महापापविनाशनम् । द्विकालं यः पठेन्नित्यं धनधान्य-समन्वितः ॥ १० ॥ त्रिकालं यः पठेन्नित्यं महाशत्रुविनाशनम् । महालक्ष्मीर्भवेन्नित्यं प्रसन्ना वरदा शुभा ॥ ११ ॥

इति श्रीइन्द्रकृतं श्रीमहालक्ष्म्यष्टकस्तोत्रं सम्पूर्णम् ।

## श्रीदेवकृतलक्ष्मीस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ देवा ऊचुः ॥ क्षमस्व भगवत्यम्ब क्षमाशीले परात्परे । शुद्धसत्त्वस्वरूपे च कोपादिपरिवर्जिते ॥१॥ उपमे सर्वसाध्वीनां देवीनां देवपूजिते । त्वया विना जगत्सर्वं

મનુષ્ય એક વખત જો આ સ્તોત્રનો પાઠ કરે તો તેનાં સર્વ પાપનો નાશ થાય છે, બે વખત જો ભણે તો તે નિરંતર ધન-ધાન્યયુક્ત થાય છે અને જો ત્રણે કાલ મનુષ્ય આનો નિરંતર પાઠ કરે છે તો તેના શત્રુઓ નાશ પામે છે અને વર આપનારાં કલ્યાણકારિણી દેવી મહાલક્ષ્મી તેના પર નિરંતર પ્રસન્ન થાય છે. ૧૦–૧૧.

ઇતિ શ્રીઇન્દ્રકૃત "શ્રીમહાલક્ષ્મ્યષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીદેવકૃતલક્ષ્મીસ્તોત્ર.

દેવો સ્તુતિ કરે છેઃ—" હે ક્ષમાપ્રકૃતિવાળાં ! હે પરથી પણ પર ! હે શુદ્ધ અને સત્ત્વગુણી સ્વરૂપવાળાં ! અને હે કોપ વગેરે ( દુર્ગુણોથી ) રહિત ભગવતિ અમ્બા ! ( અમારા અપરાધોને ) તમે ક્ષમા કરો. ૧.

હે સર્વ સાધ્વી એવી દેવીઓની ઉપમારૂપે રહેલાં અને હે દેવોએ પૂજાયલાં ( દેવિ ) ! તમારા વિના આ સર્વ જગત્ મરી

मृततुल्यं च निष्फलम् ॥ २ ॥ सर्वसंपत्स्वरूपा त्वं सर्वेषां सर्वरूपिणी । रासेश्वर्यधिदेवी त्वं त्वत्कलाः सर्वयोषितः ॥ ३ ॥ कैलासे पार्वती त्वं च क्षीरोदे सिन्धुकन्यका । स्वर्गे च त्वं महालक्ष्मीर्मर्त्यलक्ष्मीश्च भूतले ॥ ४ ॥ वैकुण्ठे च महालक्ष्मीर्देवदेवी सरस्वती । गङ्गा च तुलसी त्वं च सावित्री ब्रह्मलोकतः ॥ ५ ॥ कृष्णप्राणाधिदेवी त्वं गोलोके राधिका स्वयम् । रासे रासेश्वरी त्वं च वृन्दावनवने वने ॥ ६ ॥ कृष्णप्रिया त्वं भाण्डीरे चन्द्रा चन्दनकानने । विरजा चम्पकवने शतशृङ्गे च

ગયેલા જેવું અને નિષ્ફલ છે. ૨.

તમે સર્વ સંપત્સ્વરૂપે રહેલાં છો તેમ સર્વ દેવમનુષ્યાદિનાં સર્વસ્વ–રૂપે પણ તમેજ રહેલાં છો. તમે રાસેશ્વરી અને સર્વ દેવીઓનાં અધિષ્ઠાત્રી છો તમ સર્વ સ્ત્રીઓ એ તમારીજ કલા છે.૩.

કૈલાસમાં 'પાર્વતી'રૂપે અને ક્ષીરસમુદ્રમાં 'લક્ષ્મી'રૂપે તમે રહેલાં છો, તેમ સ્વર્ગમાં 'મહાલક્ષ્મી' અને પૃથ્વીને વિષે 'મનુષ્યલોકની 'લક્ષ્મી'રૂપે તમે રહેલાં છો. ૪.

વૈકુંઠમાં 'મહાલક્ષ્મી' અને દેવદેવી 'સરસ્વતી'રૂપે તમે છો, તેમ 'ગંગા', 'તુલસી' અને બ્રહ્મલોકમાં રહેલાં 'સાવિત્રી' પણ તમે છો. ૫.

ગોલોકમાં રહેલાં શ્રીકૃષ્ણનાં પ્રાણાધિષ્ઠાત્રી દેવી 'રાધિકા' પણ તમે પોતેજ છો અને વનને વિષે વૃન્દાવન નામના વનમાં રાસનેવિષે રહેલાં 'રાસેશ્વરી' પણ તમે જ છો. ૬.

ભાણ્ડીરવનને વિષે રહેલાં 'કૃષ્ણપ્રિયા' અને ચન્દનવનમાં રહેલાં 'ચન્દ્રા' તમે છો, તેમ ચમ્પકવનમાં રહેલાં 'વિરજા' અને

सुन्दरी ॥ ७ ॥ पद्मावती पद्मवने मालती मालतीवने । कुन्ददन्ती कुन्दवने सुशीला केतकीवने ॥ ८ ॥ कदम्बमाला त्वं देवि कदम्बकाननेऽपि च । राजलक्ष्मी राजगेहे गृहलक्ष्मीर्गृहे गृहे ॥ ९ ॥ इत्युक्त्वा देवताः सर्वा मुनयो मनवस्तथा । रुरुदुर्नम्रवदनाः शुष्ककण्ठोष्ठतालुकाः ॥ १० ॥ इति लक्ष्मीस्तवं पुण्यं सर्वदेवैः कृतं शुभम् । यः पठेत्प्रातरुत्थाय स वै सर्वं लभेद्ध्रुवम् ॥ ११ ॥ अभार्यो लभते भार्यां विनीतां सुसुतां सतीम् ।

શતશૃંગ પર રહેલાં 'સુંદરી' દેવી પણ તમે જ છો. ૭.

કમલવનમાં રહેલાં '[1]પદ્માવતી', માલતી વનમાં રહેલાં 'માલતી', કુન્દનવનમાં રહેલાં '[2]કુન્દદન્તી', કેતકીવનમાં રહેલાં '[3]સુશીલા' અને હે દેવિ! કદમ્બવનમાં રહેલાં '[4]કદમ્બમાલા' પણ તમે છો; તેમ રાજભુવનમાં રહેલી 'રાજલક્ષ્મી' અને ઘેરઘેર રહેલી 'ગૃહલક્ષ્મી' પણ તમેજ છો." ૮–૯.

આ પ્રમાણે કહીને (સ્તુતિ કરીને) સર્વ દેવતાઓ, મુનિઓ અને મનુઓ જેમનાં કંઠ, ઓઠ અને તાળવાં સુકાઇ ગએલાં છે એવા થયા થકા નીચું મુખ રાખી રુદન કરવા લાગ્યા. ૧૦.

આ પ્રમાણે સર્વ દેવોએ કરેલા પવિત્ર અને કલ્યાણકારક 'લક્ષ્મીસ્તોત્ર'નો જે મનુષ્ય સવારમાં ઉઠીને પાઠ કરશે તે ખરેખર સર્વ વસ્તુને પ્રાપ્ત કરશે એમાં સંશય નથી. ૧૧.

જે પુરુષને સ્ત્રી ન હોય તે પુરુષ (આ સ્તોત્રનો પાઠ કર-

---

૧ પદ્મને ધારણ કરનારાં, ૨ કુન્દપુષ્પ સમાન શ્વેત દાંતવાળાં, ૩ સુંદર સ્વભાવવાળાં, ૪ કદમ્બની માળા પહેરનારાં.

सुशीलां सुन्दरीं रम्यामतिसुप्रियवादिनीम् ॥ १२ ॥ पुत्रपौत्र-
वतीं शुद्धां कुलजां कोमलां वराम् । अपुत्रो लभते पुत्रं वैष्णवं
चिरजीविनम् ॥ १३ ॥ परमैश्वर्ययुक्तं च विद्यावन्तं यशस्विनम् ।
भ्रष्टराज्यो लभेद्राज्यं भ्रष्टश्रीर्लभते श्रियम् ॥ १४ ॥ हतबन्धु-
र्लभेद्बन्धुं धनभ्रष्टो धनं लभेत् । कीर्तिहीनो लभेत्कीर्तिं प्रतिष्ठां
च लभेद्ध्रुवम् ॥ १५ ॥ सर्वमङ्गलदं स्तोत्रं शोकसंतापनाशनम् ।
हर्षानन्दकरं शश्वद्धर्ममोक्षसुहृत्प्रदम् ॥ १६ ॥

इति श्रीदेवकृतं लक्ष्मीस्तोत्रं संपूर्णम् ।

વાથી) વિનયયુક્ત, સત્પુત્ર ઉત્પન્ન કરનારી, સાધ્વી, સુંદર-સ્વભાવવાળી, ગૌર વર્ણવાળી, મનોહર, અત્યંત મધુર બોલનારી, પુત્ર અને પૌત્ર જેને થાય તેવી, શુદ્ધ, કલાવતી, કોમળ અને શ્રેષ્ઠ એવી સ્ત્રીને પ્રાપ્ત કરે છે; પુત્રરહિત મનુષ્ય વિષ્ણુભકત, દીર્ઘ આયુષ્યવાળો, પરમ ઐશ્વર્યયુકત, વિદ્વાન્ અને યશસ્વી એવા પુત્રને મેળવે છે તેમ રાજ્યથી ભ્રષ્ટ થએલો પુનઃ રાજ્યને અને લક્ષ્મીથી ભ્રષ્ટ થએલો દરિદ્રી પુનઃ લક્ષ્મીને પ્રાપ્ત કરે છે. ૧૨–૧૪.

જેના બન્ધુ નાશ પામ્યા હોય અથવા જે બન્ધુરહિત હોય તે પુરુષ બન્ધુઓને અને ધનથી ભ્રષ્ટ થએલો ધનને મેળવે છે, તેમ કીર્તિહીન મનુષ્ય કીર્તિને મેળવીને પણ અવિચળ એવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. ૧૫.

આ સ્તોત્ર સર્વ પ્રકારના મંગલને આપનારું, શોક અને સંતાપનો નાશ કરનારું, હર્ષ અને આનંદ આપનારું અને નિરંતર ધર્મ, મિત્રાદિવર્ગ અને મોક્ષ આપનારું છે. ૧૬.

ઇતિ શ્રીદેવકૃત "લક્ષ્મીસ્તોત્ર" સંપૂર્ણ.

## श्रीस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ पुष्कर उवाच । राजलक्ष्मीस्थिरत्वाय यथेन्द्रेण पुरा श्रियः । स्तुतिः कृता तथा राजन् जयार्थं स्तुतिमाचरेत् ॥ १ ॥ इन्द्र उवाच । नमस्ते सर्वलोकानां जननीमब्धिसंभवाम् । श्रियमुन्निद्रपद्माक्षीं विष्णुवक्षःस्थलस्थिताम् ॥ ॥ २ ॥ त्वं सिद्धिस्त्वं स्वधा स्वाहा सुधा त्वं लोकपावनी । संध्या रात्रिः प्रभा मूर्तिर्मेधा श्रद्धा सरस्वती ॥ ३ ॥ यज्ञविद्या महाविद्या गुह्यविद्या च शोभने । आत्मविद्या च देवि त्वं विमु-

## શ્રીસ્તોત્ર.

પુષ્કર કહે છેઃ–હે રાજન્! રાજલક્ષ્મી સ્થિર કરવાને માટે પૂર્વે ઇન્દ્રે જેમ લક્ષ્મીની સ્તુતિ કરી હતી તે પ્રમાણે જયને માટે–લક્ષ્મીપ્રાપ્ત કરવા માટે ( મનુષ્યે ) લક્ષ્મીની સ્તુતિ કરવી. ૧.

ઇન્દ્ર સ્તુતિ કરે છેઃ—"સર્વલોકનાં માતા, સમુદ્રમાંથી ઉત્પન્ન થએલાં, પરમ શોભારૂપ, ખીલેલા કમળસમાન નેત્રવાળાં અને વિષ્ણુ ભગવાન્‌ના વક્ષઃસ્થલને વિષે રહેલાં હે દેવિ! આપને મારા પ્રણામ હો. ૨.

તમે સિદ્ધિરૂપ છો, તેમ સ્વધા, સ્વાહા અને સુધા–અમૃત–પણ તમે છો; તમે લોકને પવિત્ર કરનાર, સંધ્યા, રાત્રિ, પ્રભા, મૂર્તિ, મેધા, શ્રદ્ધા અને સરસ્વતીરૂપ છો. ૩.

હે કલ્યાણિ! હે દેવિ! યજ્ઞવિદ્યા, મહાવિદ્યા, ગુહ્યવિદ્યા, આત્મવિદ્યા અને મોક્ષરૂપ ફલને આપનારાં પણ તમેજ છો. ૪.

क्तिफलदायिनी ॥ ४ ॥ आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिस्त्वमेव च । सौम्यसौम्यैर्जगद्रूपैस्त्वयैतद्देवि पूरितम् ॥ ५ ॥ का त्वन्या त्वामृते देवि सर्वयज्ञमयं वपुः । अध्यास्ते देवदेवस्य योगिचिन्त्यं गदाभृतः ॥ ६ ॥ त्वया देवि परित्यक्तं सकलं भुवनत्रयम् । विनष्टप्रायमभवत् त्वयेदानीं समेधितम् ॥ ७ ॥ दाराः पुत्रास्तथाऽगारं सुहृद्धान्यधनादिकम् । भवत्येतन्महाभागे नित्यं त्वद्वीक्षणान्नृणाम् ॥ ८ ॥ शरीरारोग्यमैश्वर्यमरिपक्षक्षयः

[1]આન્વીક્ષિકા, [2]ત્રયી, [3]વાર્તા અને [4]દંડનીતિ પણ તમે છો, તેમ હે દેવિ! આ જગત્ તમે સૌમ્ય અને ભયંકર સ્વરૂપો વડે વ્યાપ્ત કરેલું છે, અર્થાત્ જગત્માં તમારાં એવાં વિવિધ સ્વરૂપો તમે ધારણ કરી રહેલાં છો. ૫.

હે દેવિ! દેવોના દેવ અને ગદાને ધારણ કરનાર વિષ્ણુભગવાન્નાં યોગિઓવડે ચિન્તન કરવા યોગ્ય સર્વયજ્ઞમય એવા શરીરરૂપ તમારા વિના બીજું કોણ આ જગત્માં રહેલું છે? ૬.

હે દેવિ! તમે ત્યાગ કરાયલું આ સમગ્ર ત્રૈલોકય નાશપામી ગયા જેવુંજ હતું, પણ હમણાં તેને તમે અભ્યુદયવાળું બનાવ્યું છે. ૭

હે મહાભાગે! સ્ત્રી, પુત્રો, ઘર, મિત્ર તેમ ધનધાન્યાદિ સર્વ વસ્તુ મનુષ્યોને નિરંતર તમારા દર્શનથીજ પ્રાપ્ત થાય છે. ૮.

હે દેવિ! તમારી કૃપાદષ્ટિ જેમના પર છે તેવા પુરુષોને

---

૧ વિજ્ઞાન—આત્મવિદ્યા, ૨ ત્રણ વેદ કે જેથી ધર્મ અને અધર્મનું જ્ઞાન થાય છે તે, ૩ જેનાથી અર્થ અને અનર્થ જાણવામાં આવે છે તે, ૪ ઉત્તમપ્રકારની નીતિ તથા અનીતિ સબંધી જેમાંથી જણાય છે તે. આ ચાર જાતની વિદ્યાઓ લોકોની સ્થિતિના કારણભૂત છે.

सुखम् । देवि त्वद्दृष्टिदृष्टानां पुरुषाणां न दुर्लभम् ॥ ९ ॥ त्वमम्बा सर्वलोकानां देवदेवो हरिः पिता । त्वयैतद्विष्णुना चाम्ब जगद् व्याप्तं चराचरम् ॥ १० ॥ मानं कोषं तथा कोष्ठं मा गृहं मा परिच्छदम् । मा शरीरं कलत्रं च त्यजेथाः सर्वपावनि ॥११॥ मा पुत्रान्मा सुहृद्वर्गान् मा पशून्मा विभूषणम् । त्यजेथा मम देवस्य विष्णोर्वक्षःस्थलालये ॥ १२ ॥ सत्त्वेन सत्यशौचाभ्यां तथा शीलादिभिर्गुणैः । त्यजन्ते ते नराः सद्यः संत्यक्ता ये त्वयाऽमले ॥ १३ ॥ त्वयाऽवलोकिताः सद्यः शीलाद्यैरखिलै-

શરીરનું આરોગ્ય, ઐશ્વર્ય, શત્રુઓનો વિનાશ અને સુખ એ સર્વ દુર્લભ થતું નથી. ૯.

હે અમ્બ-માતા! સર્વ લોકોનાં તમે માતા છો અને દેવોના દેવ હરિ-વિષ્ણુ પિતા છે, (અને તેથી) તમારાથી અને ભગવાન્ વિષ્ણુથી આ ચરાચર સર્વ જગત્ વ્યાપ્ત થએલું છે. ૧૦.

હે સર્વને પાવન કરનાર દેવિ! તમે (મારાં) માન, કોપ, તેમ ખજાનો, ઘર, સર્વ સામગ્રી, શરીર અને સ્ત્રી એમનો (કદી પણ) ત્યાગ કરશો નહિ. ૧૧.

વળી હે વિષ્ણુ ભગવાન્‌ના વક્ષઃસ્થલમાં વાસ કરનાર દેવિ! તમે મારા પુત્ર, મિત્રવર્ગ, પશુઓ તથા અલંકારોનો ત્યાગ કરશો નહિ, (કારણ કે) હે પવિત્ર દેવિ! તમે જે મનુષ્યોનો ત્યાગ કરો છો તે મનુષ્યોનો સત્ત્વગુણ, સત્ય, શૌચ-પવિત્રતા અને શીલાદિ ગુણો પણ સત્વર ત્યાગ કરે છે. ૧૨-૧૩.

(હે દેવિ!) જે મનુષ્યો પર તમારી (દયા) દૃષ્ટિ પડે

गुणैः । कुलैश्वर्यैश्च युज्यन्ते पुरुषा निर्गुणा अपि ॥ १४ ॥ स श्लाघ्यः स गुणी धन्यः स कुलीनः स बुद्धिमान् । स शूरः स च विक्रान्तो यस्त्वया देवि वीक्षितः ॥ १५ ॥ सद्यो वैगुण्यमायान्ति शीलाद्याः सकला गुणाः । पराङ्मुखी जगद्धात्री यस्य त्वं विष्णुवल्लभे ॥ १६ ॥ न ते वर्णयितुं शक्ता गुणान् जिह्वापि वेधसः । प्रसीद देवि पद्माक्षि मास्मांस्त्याक्षीः कदाचन ॥ १७ ॥ पुष्कर उवाच । एवं स्तुता ददौ श्रीश्च वरमिन्द्राय चेप्सितम् ।

છે તે મનુષ્યો ભલે નિર્ગુણ હોય તો પણ તત્કાલ શીલાદિ ગુણો, તથા કુલવાન્‌પણું વિગેરે ઐશ્વર્યવડે યુક્ત થઈ જાય છે. ૧૪.

હે દેવિ ! જેની પર તમારી (દયા) દૃષ્ટિ છે તે મનુષ્યજ પ્રશંસા કરવા યોગ્ય, તે ગુણવાન્, તે ધન્ય, તે કુલવાન્, તે બુદ્ધિમાન્, તે શૂર અને તેજ પરાક્રમી છે. ૧૫.

હે વિષ્ણુનાં પ્રિય દેવિ ! જગત્‌નાં માતા એવાં તમે જે પુરુષથી પરાઙ્‌મુખ થાઓ છે તેનામાં રહેલા શીલાદિ સર્વ ગુણો પણ નિર્ગુણતાને પામી જાય છે, અર્થાત્ ગુણવાન્ માણસ પણ તમારા વિના ગુણરહિત ગણાય છે. ૧૬.

હે દેવિ ! તમારા ગુણોનું વર્ણન કરવા માટે બ્રહ્મદેવની જીભ પણ શક્તિવાળી નથી અને તેથી હે કમળસરખાં નેત્રવાળાં ! (મારા પર) પ્રસન્ન થાઓ અને મારો કયારે પણ ત્યાગ કરશો નહિ." ૧૭.

પુષ્કર બોલ્યોઃ—આ પ્રમાણે ઇન્દ્રે સ્તુતિ કરવાથી લક્ષ્મીએ તેને ઇચ્છિત વરદાન આપ્યું અને તેના રાજ્યનું સુસ્થિરપણું અને

सुस्थिरत्वं च राज्यस्य संग्रामविजयादिकम् ॥ १८ ॥ स्वस्तोत्रपाठश्रवणकर्तॄणां भुक्तिमुक्तिदम् । श्रीस्तोत्रं सततं तस्मात्पठेच्च शृणुयान्नरः ॥ १९ ॥

इति श्रीअग्निपुराणान्तर्गतं श्रीस्तोत्रं सम्पूर्णम् ।

## श्रीसरस्वतीस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ ॐ अस्य श्रीसरस्वतीस्तोत्रस्य ब्रह्मा ऋषिः । गायत्री छन्दः । श्रीसरस्वती देवता । धर्मार्थकाममोक्षार्थे जपे विनियोगः । एवं संकल्प्य सरस्वत्या ध्यानादिना स्तुतिं कुर्यात् ।

સંગ્રામમાં વિજય વિગેરે પણ આપ્યું. ૧૮.

પોતાના—લક્ષ્મીના સ્તોત્રનો જે મનુષ્યો પાઠ અથવા શ્રવણ કરે છે તેને આ શ્રીસ્તોત્ર, ભુકિત અને મુકિત બંને આપે છે અને તેથી મનુષ્યે નિરંતર એનો પાઠ કરવો અને એનું શ્રવણ કરવું. ૧૯.

ઈતિ શ્રીઅગ્નિપુરાણમાં "શ્રીસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીસરસ્વતીસ્તોત્ર.

પ્રથમ નિત્ય નિયમ પ્રમાણે તિથ્યાદિનો ઉચ્ચાર કરી સ્તોત્રપાઠનો સંકલ્પ કરવો અને પછી નીચે પ્રમાણે પુનઃ સંકલ્પ કરવો.

ૐ આ શ્રીસરસ્વતીસ્તોત્રમન્ત્રના બ્રહ્મા ઋષિ છે, ગાયત્રી છંદ છે, શ્રીસરસ્વતી દેવતા છે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરવા માટે જપ કરવામાં એનો વિનિયોગ છે.

ઉપર પ્રમાણે સંકલ્પ કરી રહ્યા પછી નીચે પ્રમાણે સરસ્વતીની ધ્યાનાદિથી સ્તુતિ કરવી.

श्री सरस्वत्यै नमः । आरूढा श्वेतहंसे भ्रमति च गगने दक्षिणे चाक्षसूत्रं वामे हस्ते च दिव्याम्बरकनकमयं पुस्तकं ज्ञानगम्या । सा वीणां वादयन्ती स्वकरकरजपैः शास्त्रविज्ञानशब्दैः क्रीडन्ती दिव्यरूपा करकमलधरा भारती सुप्रसन्ना ॥ १ ॥ श्वेतपद्मासना देवी श्वेतगन्धानुलेपना । अर्चिता मुनिभिः सर्वैर्ऋषिभिः स्तूयते सदा । एवं ध्यात्वा सदा देवीं वाञ्छितं लभते नरः ॥ २ ॥ शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीं वीणापुस्तकधारिणीमभयदां जाड्यान्धकारापहाम् । हस्ते स्फाटिकमालिकां बिद-

જે દેવી શ્વેત હંસપર બેઠેલાં છે, આકાશને વિષે ફરે છે, જેમણે દક્ષિણ હાથમાં અક્ષસૂત્ર અને ડાબા હાથમાં દિવ્ય અંબરયુક્ત સુવર્ણમય પુસ્તક રાખેલું છે અને જે જ્ઞાન વડે પ્રાપ્ત થઈ શકે તેવાં છે, તે દેવી ભારતી શાસ્ત્રસંબંધી વિજ્ઞાનના શબ્દો જેમાં રહેલા છે એવા પોતાના પ્રકાશિત હાથોમાં જપ સમાન વીણાને વગાડતાં દિવ્યરૂપવાળાં, હાથમાં કમલ ધારણ કરી અત્યંત પ્રસન્ન થઈને ક્રીડા કરી રહેલાં છે. ૧.

સરસ્વતી દેવી શ્વેત કમલના આસનવાળાં, શ્વેત ચન્દનનું લેપન કરનારાં અને સર્વ મુનિઓ અને ઋષિઓ પૂજન કરીને જેમની નિરંતર સ્તુતિ કરે છે એવાં છે. મનુષ્ય આ પ્રમાણે સરસ્વતી દેવીનું ધ્યાન કરીને ઇચ્છિત ફળને મેળવી શકે છે. ૨.

જે સરસ્વતી દેવી શુક્લ વર્ણવાળાં, બ્રહ્મનો વિચાર કરવામાં પરમ સારરૂપ-જ્ઞાનરૂપ, સર્વનાં આદિ, જગતમાં વ્યાપ્ત થઈને રહેલાં, વીણા અને પુસ્તકને ધારણ કરનારાં, અભય આપનાર, બુદ્ધિના જાડ્યરૂપી અંધકારનો નાશ કરનારાં, હાથને વિષે સ્ફટિકની

घर्ती पद्मासने संस्थितां वन्दे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥ ३ ॥ या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रव ावृता या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना । या ब्रह्मा- त-शंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥ ४ ॥ ह्रीं ह्रीं हृद्यैकबीजे शशिरुचिकमले कल्पाविस्पष्टशोभे भव्ये भव्यानुकूले कुमतिवनदवे विश्ववन्द्यांघ्रिपद्मे । पद्मे पद्मोपविष्टे प्रणतजनमनोमोदसंपादयित्रि प्रोत्फुल्ल-

માલા રાખનારાં, કમલના આસનપર બેઠેલાં, પરમ ઈશ્વરી અને બુદ્ધિ આપનારાં છે, તે ભગવતી શારદા—સરસ્વતી દેવીને હું વન્દન કરું છું. ૩.

જે સરસ્વતી દેવી કુન્દપુષ્પ, ચન્દ્ર, હિમ અને હારની સમાન શ્વેત વર્ણવાળાં છે, જેમણે શ્વેતવસ્ત્ર પહેરેલું છે, વીણા, વર અને દંડથી જેમના હાથો શોભાયમાન છે, જે શ્વેત કમલના આસન પર બેઠેલાં છે અને બ્રહ્મા, વિષ્ણુ અને શંકર આદિ અનેક દેવોએ નિરંતર જેમનું વન્દન કરેલું છે તે સર્વ પ્રકારની જડતાનો નાશ કરનાર ભગવતી સરસ્વતી દેવી મારું રક્ષણ કરો.૪.

'હ્રીં' 'હ્રીં' એ પ્રમાણેના હૃદયને પ્રિય એવા એક બીજક-વાળાં, ચન્દ્રસમાન સુંદર કમલ (અથવા મુખરૂપી કમલ) વાળાં, કલ્પો પર્યંત અવિનાશી શોભાવાળાં, દેદીપ્યમાન, ભવ્ય વસ્તુ-ઓને જ અનુકૂલ રહેવાવાળાં, દુષ્ટબુદ્ધિરૂપી વનના (નાશ માટે) દાવાગ્નિરૂપ, વિશ્વવડે વન્દન કરવા યોગ્ય જેમનાં ચરણ છે એવાં, કમલરૂપ, કમલ પર બેઠેલાં, પ્રણામ કરતા જનોનાં મનને આનંદ આપનારાં, વિકસિત જ્ઞાનકૂટવાળાં, હરિને પોતાને

ध्यानकूटे हरिनिज यिते देवि संसारसारे ॥ ५ ॥ ऐं ऐं ऐं दृष्ट-मन्त्रे कमलभवमुखाम्भोजभूते स्वरूपे रूपारूपप्रकाशे सकलगुण-मये निर्गुणे निर्विकारे । न स्थूलेनैव सूक्ष्मेऽप्यविदितविभवे नापि [illegible] विश्वे विश्वान्तरात्मे सुरवरनमिते निष्कले नित्यशुद्धे ॥ ६ ॥ ह्री ह्रीं ह्रीं जाप्यतुष्टे हिमरुचिमुकुटे वल्लकीव्य-ग्रहस्ते मातर्मातर्नमस्ते दह दह जडतां देहि बुद्धिं प्रशस्ताम् । विद्ये वेदान्तवेद्ये परिणतपठिते मोक्षदे मुक्तिमार्गे मार्गातीतस्वरूपे भव

અત્યંત પ્રિય અને સંસારના સારરૂપ એવાં હે દેવિ ! હું આપને પ્રણામ કરું છું. ૫.

'ઐં' 'ઐં' 'ઐં' એ પ્રમાણેના મન્ત્રને જોનારાં, બ્રહ્મ-દેવના મુખકમલરૂપે રહેલાં, સ્વયંપ્રકાશ, તેજ અને અંધકારને પ્રકાશ કરનારાં, સર્વગુણમય, નિર્ગુણ, નિર્વિકાર, સ્થૂલ અને સૂક્ષ્મ એ બંનેરૂપે પણ ન રહેલાં, જેમનો વૈભવ કોઈથી જાણી શકાય તેવો નથી તેમ જેમનું વિજ્ઞાનતત્ત્વ પણ સમજી શકાય તેવું નથી તેવાં, વિશ્વરૂપ તથા વિશ્વના અન્તરાત્મરૂપે રહેલાં, શ્રેષ્ઠ દેવોએ વન્દન કરાએલાં, પરિપૂર્ણસ્વરૂપે રહેલાં અને હે નિત્યશુદ્ધ એવાં (દેવિ) ! હું આપને પ્રણામ કરું છું. ૬.

'હ્રીં' 'હ્રીં' 'હ્રીં' એ પ્રમાણે જપ કરવાથી પ્રસન્ન રહેનારાં, હિમની સમાન શ્વેત મુકુટવાળાં અને હાથમાં વીણા વગાડતાં એવાં હે માતા ! હે માતા ! તમને મારા નમસ્કાર છે, તમે મારી જડતાને બાળી નાખો બાળીનાખો અને ઉત્તમ બુદ્ધિ આપો. વિદ્યારૂપ, વેદાન્ત વડે જાણવા યોગ્ય, સર્વ વિદ્યાસ્વરૂપ, મોક્ષ

मम वरदा शारदे शुभ्रहारे ॥ ७ ॥ धीं धीं धीं धारणाख्ये धृतिमतिनतिभिर्नामभिः कीर्तनीये नित्येऽनित्ये निमित्ते मुनिगण-नमिते नूतने वै पुराणे । पुण्ये पुण्यप्रवाहे हरिहरनमिते नित्यशुद्धे सुवर्णे मातर्मात्रार्धतत्त्वे मतिमतिमतिदे माधवप्रीतिमोदे ॥ ८ ॥ ह्रूं ह्रूं ह्रूं स्वस्वरूपे दह दह दुरितं पुस्तकव्यग्रहस्ते संतुष्टाकार-चित्ते स्मितमुखि सुभगे जृम्भिणि स्तम्भविद्ये । मोहे मुग्धप्रवाहे

આપનાર, મુક્તિના માર્ગરૂપ, ખોળતાં પણ જેમનું સ્વરૂપ સમજી શકાય તેવું નથી એવાં તેમ શ્વેત હારવાળાં હે શારદા ! તમે મને વર આપનારાં થાઓ. અર્થાત્ મારું કલ્યાણ કરો. ૭.

'ધીં' 'ધીં' 'ધીં' એ પ્રમાણે ધારણારૂપે રહેલાં, ધીરતાથી બુદ્ધિપૂર્વક પ્રણામસહિત નામો વડે કીર્તન કરવા યોગ્ય, નિત્ય, અનિત્ય, સર્વના નિમિત્તરૂપ, મુનિગણોએ વન્દન કરાએલાં, નવીન તથા સનાતનસ્વરૂપે રહેલાં, પવિત્ર, પુણ્યના પ્રવાહરૂપ-બીજાને પવિત્ર કરનાર, વિષ્ણુ અને શંકરવડે નમન કરાએલાં, નિત્યશુદ્ધ, સુંદર વર્ણવાળાં, અર્ધમાત્રારૂપ તત્ત્વસ્વરૂપે રહેલાં, ઉત્તમ વિશુદ્ધ બુદ્ધિને વારંવાર આપનારાં અને વિષ્ણુની પ્રીતિથી આનંદ પામનારાં હે માતા ! મને સુબુદ્ધિ આપો. ૮.

'હ્રૂં' 'હ્રૂં' 'હ્રૂં' એ પ્રમાણે આત્મસ્વરૂપે રહેલાં હે દેવિ ! મારાં પાપને બાળી નાખો બાળી નાખો. હે હાથમાં પુસ્તક રાખનારાં, જેમની આકૃતિ અને ચિત્ત પ્રસન્ન છે એવાં, સ્મિત હાસ્યયુક્ત મુખવાળાં, કલ્યાણી, પ્રકટ સ્વરૂપવાળાં, વિદ્યાઓનું સ્તંભન કરનાર, મોહરૂપ અને મુગ્ધ મનુષ્યોનો ઉદ્ધાર

कुरु मम विमतिध्वान्तविध्वंसमीडे गीर्गौर्वाग्भारति त्वं कविवर-रसनासिद्धिदे सिद्धिसाध्ये ॥ ९ ॥ स्तौमि त्वां त्वां च वन्दे मम खलु रसनां नो कदाचित्त्यजेथा मा मे बुद्धिर्विरुद्धा भवतु न च मनो देवि मे यातु पापम् । मा मे दुःखं क[illegible]चित्क्वचिदपि विषयेऽप्यस्तु मे नाकुलत्वं शास्त्रे वादे कवित्वे प्रसरतु मम धीर्माऽस्तु कुण्ठा कदापि ॥ १० ॥ इत्येतैः श्लोकमुख्यैः प्रतिदिनमुषसि स्तौति यो भक्तिनम्रो वाणीं वाचस्पतेरप्यविदितविभवो वाक्पटु-

કરનારાં દેવિ! મારી દુર્બુદ્ધિરૂપી અંધકારનો નાશ કરો, હું તમારી સ્તુતિ કરું છું. હે શ્રેષ્ઠ કવિઓની જિહ્વામાં સિદ્ધિ અર્પણ કરનાર તથા સિદ્ધિ વડે પ્રાપ્ત થનારાં ભારતિ! સર્વ વાણીસ્વરૂપે રહેલાં આપજ છો. (માટે મારું કલ્યાણ કરો.) ૯.

હે દેવિ! હું તમારી સ્તુતિ કરું છું, હું તમારું વન્દન કરું છું. આપ મારી જિહ્વાનો કદીપણ ત્યાગ કરશો નહિ. મારી બુદ્ધિ કદી વિરુદ્ધ-ભ્રષ્ટ ન થાઓ અને મારું મન પણ પાપ તરફ ન જાઓ! મને કયારે પણ દુઃખ પડો નહિ, કોઈપણ વિષયમાં હું આકુલ વ્યાકુલ ન થાઉં તેમ શાસ્ત્રમાં, વાદમાં અને કવિતા કરવામાં પણ મારી બુદ્ધિ પ્રસરો અને કોઇપણ દિવસ તે કુંઠિત ન થાઓ." ૧૦.

જે મનુષ્ય આ મુખ્ય શ્લોકો વડે સવારના પહોરમાં પ્રતિ-દિન ભક્તિવડે નમ્ર થઈને સરસ્વતીની સ્તુતિ કરે છે તેના માહાત્મ્યને બૃહસ્પતિ પણ જાણી શકતા નથી તેમ તે વાણી

मृष्टकण्ठः । स स्यादिष्टार्थलाभैः सुतमिव सततं पाति तं सा च देवी सौभाग्यं तस्य लोके प्रभवति कविता विघ्नमस्तं प्रयाति ॥ ११ ॥ निर्विघ्नं तस्य विद्या प्रभवति सततं चाश्रुत[illegible]घः कीर्तिस्त्रैलोक्यमध्ये निवसति वदने शारदा तस्य साक्षात् । दीर्घायुर्लोकपूज्यः सकलगुणनिधिः सन्ततं राजमान्यो वाग्देव्याः संप्रसाद[illegible]ति विजयी जायते सत्सभासु ॥ १२ ॥ ब्रह्मचारी व्रती मौनी त्रयोदश्यां निरामिषः । सारस्वतो जनः पाठात्स-

બોલવામાં કુશલ, મધુર કંઠવાળો અને પોતાને ઇષ્ટ એવા સર્વ લાભોને પ્રાપ્ત કરે છે. વળી સરસ્વતી દેવી પોતાના પુત્રની સમાન તેનું રક્ષણ કરે છે, લોકને વિષે સર્વસંપત્તિ તેને મળે છે, તેમ તેની કવિતામાં કે સામાન્ય રીતે ( અન્યકાર્યોમાં ) પણ તેનાં વિઘ્નો નાશ પામે છે. ૧૧.

વળી વિઘ્ન સિવાય તેને વિદ્યાની પ્રાપ્તિ થાય છે, ન સાંભળેલા ગ્રન્થોનું પણ જ્ઞાન થાય છે, ત્રૈલોક્યમાં કીર્તિ થાય છે, સાક્ષાત્ સરસ્વતી તેના મુખમાં વાસો કરી રહે છે; તે લાંબા આયુષ્યવાળો, લોકોમાં પૂજવા યોગ્ય, સર્વ સદ્ગુણોના ભંડારરૂપ, નિરંતર રાજસન્માન પામવાવાળો અને સરસ્વતી દેવીની કૃપાથી ત્રણે જગતમાં તેમ ઉત્તમ સભાઓમાં પણ વિજયી થાય છે. ૧૨.

જે સરસ્વતીનો ભક્તજન બ્રહ્મચર્યનું પાલન કરતો, વ્રતમુક્ત થઈ, મૌનનું સેવન કરી, નિરાહાર રહી ત્રયોદશીને દિવસે એક વખત પણ ( આ સ્તોત્રનો ) પાઠ કરે છે, તે પોતાની ઇષ્ટવસ્તુને મેળવવા સમર્થ થાય છે. ૧૩.

[illegible] शायकाभवान् ॥१३॥ पक्षद्वये [illegible] नित्यया । आविच्छिन्नः प[illegible]मान्ध्यात्वा देवीं सरस्वतीम् ॥ १४ ॥ सर्वपापविनिर्मुक्तः सुभगो लोकविश्रुतः । वाञ्छितं फलमाप्नोति लोकेऽस्मिन्नात्र संशयः ॥ १५ ॥ ब्रह्मणेति स्वयं प्रोक्तं सरस्वत्याः स्तवं शुभम् । प्रयत्नेन पठेन्नित्यं सोऽमृतत्वाय कल्पते ॥ १६ ॥

इति श्रीमद्ब्रह्मणा विरचितं सरस्वतीस्तोत्रं संपूर्णम् ।

## श्रीसरस्वतीस्तोत्रम् ।

बृहस्पतिरुवाच ॥ सरस्वति नमस्यामि चेतनां हृदिसंस्थिताम् । कंठस्थां पद्मयोनिं त्वां ह्रींकारां सुप्रियां सदा ॥ १ ॥ मतिदां वरदां

શુકલપક્ષ તથા કૃષ્ણપક્ષની ત્રયોદશીને દિવસે જે બુદ્ધિશાલી મનુષ્ય સાવધાનચિત્ત થઇ શુદ્ધતાથી સરસ્વતી દેવીનું ધ્યાન કરી એકવિંશ વાર આ સ્તોત્રને પાઠ કરે છે, તે આ લોકમાં સર્વપાપમાંથી મુકત થઇ, ઐશ્વર્યયુકત તથા લોકમાં પ્રસિદ્ધ થઇ ઇચ્છિત ફળને મેળવે છે એમાં સંશય નથી. ૧૪-૧૫

આ પ્રમાણે સાક્ષાત્ બ્રહ્મદેવે પોતે કહેલા આ ઉત્તમ સરસ્વતીસ્તવનને જે મનુષ્ય નિરંતર પ્રયત્ન પૂર્વક-અવશ્ય રીત પાઠ કરે છે તે મોક્ષને પામે છે. ૧૬.

ઈતિ શ્રીબ્રહ્મદેવવિરચિત "સરસ્વતીસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીસરસ્વતીસ્તોત્ર.

બૃહસ્પતિ સ્તુતિ કરે છેઃ-"હે સરસ્વતિ! ચૈતન્યસ્વરૂપ, (મારા) હૃદયને વિષે બેઠેલાં, કંઠમાં રહેલાં, કમલમાંથી ઉત્પન્ન થએલાં, (સર્વને) અત્યંત પ્રિય અને 'હ્રીં' સ્વરૂપે રહેલાં એવાં આપને હું નિરંતર પ્રણામ કરૂં છું. ૧.

चैव सर्वकामफलप्रदा । केशवस्य प्रियां देवीं वीणा हस्तां वरप्रदाम्॥ २ ॥ मन्त्रप्रियां सदा हृद्यां कुमतिध्वंसकारिणीम् । स्वप्रकाश निरालम्बाम ज्ञानतिमिरापहाम् ॥ ३ ॥ मोक्षप्रियां शुभां नित्यां सुभगां शोभनप्रियाम् । पद्मोपविष्टां कुण्डलिनीं शुक्लवस्त्रा मनोहराम् ॥ ४ ॥ आदित्यमंडले लीनां प्रणमामि जनप्रियाम् । ज्ञानाकारां जगद्दीपां भक्तविघ्नविनाशिनीम् ॥ ५ ॥ इति सत्यं स्तुता देवी वागीशेन महात्मना । आत्मानं दर्शयामास शरदिन्दु-

બુદ્ધિ આપનાર, વર આપનાર, સર્વ ઇચ્છિત ફલ આપનાર, કેશવ ભગવાન્નાં પ્રિય, હાથમાં વીણા ધારણ કરનાર અને વર આપનાર એવાં આપ છે. (આપને હું પ્રણામ કરું છું.) ૨.

મંત્ર જેમને પ્રિય છે એવાં—મન્ત્રથી પ્રસન્ન થતાં, નિરંતર હૃદયને પ્રિય લાગતાં, દુર્બુદ્ધિનો નાશ કરનારાં, સ્વયંપ્રકાશ, નિરાધાર—સ્વયં આધારરૂપ અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારાં એવાં આપ છે. (હું આપને પ્રણામ કરું છું.) ૩.

મોક્ષ જેમને પ્રિય છે એવાં, કલ્યાણ કરનાર, નિત્યસ્વરૂપ, ઐશ્વર્યરૂપ, અન્યનું કલ્યાણ કરવું જેમને પ્રિય છે એવાં, કમલપર બેઠેલાં, કુંડલ ધારણ કરનારાં, શુકલ વસ્ત્રવાળાં, મનોહર, આદિત્યમંડલમાં લીન થઈ રહેલાં, મનુષ્યોને પ્રિય, જ્ઞાનસ્વરૂપ, જગતનું રક્ષણ કરનારાં અને ભક્તોનાં વિઘ્નોનો વિનાશ કરનારાં એવાં આપ દેવીને હું પ્રણામ કરું છું." ૪–૫.

આ પ્રમાણે મહાત્મા બૃહસ્પતિએ સ્તુતિ કરાયલાં અને શરદ્ ઋતુના ચંદ્રસમાન કાંતિવાળાં દેવી સરસ્વતીએ (પ્રસન્ન

सप्रभा ॥ ६ ॥ श्रीसरस्वत्युवाच ॥ वरं वृणीष्व भद्रं तं यत्ते मनसि वर्तते । बृहस्पतिरुवाच । प्रसन्ना यदि मे देवि परं ज्ञानं प्रयच्छ मे ॥ ७ ॥ श्रीसरस्वत्युवाच ॥ दत्तं ते निर्मलं ज्ञानं कुमतिध्वंसकारकम् । स्तोत्रेणानेन मां भक्त्या ये स्तुवन्ति सदा नराः ॥ ८ ॥ लभन्ते परमं ज्ञानं मम तुल्यपराक्रमाः । कवित्वं मत्प्रसादेन प्राप्नुवन्ति मनोगतम् ॥ ९ ॥ त्रिसन्ध्यं प्रयतो भूत्वा यस्त्विमं पठते नरः । तस्य कंठे सदा वासं करिष्यामि न संशयः ॥ १० ॥

इति श्रीरुद्रयामले बृहस्पतिविरचितं सरस्वतीस्तोत्रं संपूर्णम् ।

થઇ) બૃહસ્પતિને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. ૬.

શ્રીસરસ્વતી બોલ્યાં:—"હે ભદ્ર! તમારા મનમાં જે ઇચ્છા હોય તે પ્રમાણે તમે મારી પાસથી વર માગો."

બૃહસ્પતિ બોલ્યાઃ—"હે દેવિ! જો આપ મારાપર પ્રસન્ન થયાં હો તો આપ ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન મને આપો." ૭.

શ્રીસરસ્વતી બોલ્યાં:-"દુર્બુદ્ધિનો નાશ કરનાર ઉત્તમ જ્ઞાન મેં તમને આપ્યું, અને જે મનુષ્યો નિરંતર ભકિતયુકત થઇ આ (તમારા) સ્તોત્રવડે મારી સ્તુતિ કરશે તે પરમ જ્ઞાનને પ્રાપ્ત કરશે અને મારા જેવાજ પરાક્રમી થશે તેમ મારી કૃપાથી પોતાની ઇચ્છામાં આવે તેવું કવિપણું પ્રાપ્ત કરશે. ૮–૯.

જે મનુષ્ય સાવધાન થઈ ત્રણે કાળ આ સ્તોત્રનો પાઠ કરશે તેના કંઠમાં હું નિરંતર વાસો કરીશ એમાં સંશય નથી."૧૦.

ઇતિ શ્રી રુદ્રયામલે બૃહસ્પતિવિરચિત "સરસ્વતીસ્તોત્ર" સંપૂર્ણ

## श्रीसंकटानामाष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ ॐ नारद उवाच । जैगीषव्य मुनिश्रेष्ठ सर्वज्ञ सुखदायक । आख्यातानि सुपुण्यानि श्रुतानि त्वत्प्रसादतः ॥ १ ॥ न तृप्तिमधिगच्छामि तव वागमृतेन च । वदस्वैकं महाभाग संकटाख्यानमुत्तमम् ॥ २ ॥ इति तस्य वचः श्रुत्वा जैगीषव्योऽब्रवीत्ततः । संकष्टनाशनं स्तोत्रं शृणु देवर्षिसत्तम ॥ ३ ॥ द्वापरे तु पुरा वृत्ते भ्रष्टराज्यो युधिष्ठिरः । भ्रातृभिः सहितो राज्यनिर्वेदं परमं गतः ॥ ४ ॥ तदानीं तु ततः काशीं

## શ્રીસંકટાનામાષ્ટકસ્તોત્ર.

ૐ નારદ બોલ્યા—“ હે સર્વજ્ઞ, સુખ આપનાર અને મુનિઓમાં શ્રેષ્ઠ એવા જૈગીષવ્ય મુનિ ! આપની કૃપાથી ઘણાં પવિત્ર આખ્યાનો મેં સાંભળ્યાં, પરંતુ આપના એ વાણીરૂપી અમૃતથી મને તૃપ્તિ થતી નથી, માટે હે મહાભાગ ! આપ સંકટા દેવીનું એક ઉત્તમ આખ્યાન (મને) કહો.” ૧-૨.

આ પ્રમાણે તે નારદનું વચન સાંભળી ત્યારપછી તે જૈગીષવ્ય મુનિએ કહ્યું કે, હે દેવર્ષિઓમાં ઉત્તમ નારદ ! હું સંકટનો નાશ કરનારું (સંકટાનું) સ્તોત્ર કહું છું તે તમે સાંભળો. ૩.

પૂર્વે દ્વાપર યુગની સમાપ્તિમાં રાજ્યથી ભ્રષ્ટ થએલા રાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓની સાથે રાજ્યસંબંધી પરમ ખેદ કરવા લાગ્યા. ૪.

તે સમયે ત્યાં કાશી નગરીને વિષે મહાયશસ્વી અને માર્ક-

पुरीं यातो महामुनिः । मार्कण्डेय इति ख्यातः सह शिष्यैर्महा-
यशाः ॥ ५ ॥ तं दृष्ट्वा स समुत्थाय प्रणिपत्य सुपूजितः ।
किमर्थं म्लानवदन एतत्त्वं मां निवेदय ॥ ६ ॥ युधिष्ठिर उवाच ।
संकष्टं मे महत्प्राप्तमेतादृग्वदनं ततः । एतन्निवारणोपायं किंचिद्ब्रूहि
मुने मम ॥ ७ ॥ मार्कण्डेय उवाच । आनन्दकानने देवी संकटा
नाम विश्रुता । वीरेश्वरोत्तरे भागे पूर्वं चन्द्रेश्वरस्य च ॥ ८ ॥
शृणु नामाष्टकं तस्याः सर्वसिद्धिकरं नृणाम् । संकटा प्रथमं नाम
ડેય નામથી પ્રસિદ્ધ એવા મહામુનિ માર્કંડેય પોતાના શિષ્યો
સહિત આવી પહોંચ્યા. ૫.

ત્યારપછી (યુધિષ્ઠિરે) ઉભા થઈ પ્રણામપૂર્વક જેમનું પૂજન કરેલું છે એવા તે મુનિએ રાજાને જોઇને, "(હે રાજન્!) તમે શોકાકુલ મુખવાળા કેમ છો? તે મને જણાવો" એ પ્રમાણે પૂછયું. ૬.

યુધિષ્ઠિર બોલ્યા:—"હે મુને! મને મહા સંકટ પ્રાપ્ત થયું છે, અને તેથી મારું મુખ આ પ્રમાણે શોકાકુલ થએલું છે, માટે એ સંકટના નિવારણનો કંઈ ઉપાય હોય તો આપ મને કહો."૭.

માર્કંડેય કહે છે:—"(હે રાજન્!) વીરેશ્વર શંકરના ઉત્તરભાગમાં અને ચન્દ્રેશ્વરથી પૂર્વમાં આનન્દવનને વિષે 'સંકટા' નામનાં પ્રસિદ્ધ દેવી છે. તે દેવીનાં નામોનું મનુષ્યોને સર્વસિદ્ધિ આપનારું અષ્ટક મારી પાસથી તમે સાંભળો. પ્રથમ '[1]સંકટા' અને બીજું '[2]વિજયા એ પ્રમાણે તેમનું નામ છે. ૮–૯.

૧ સંકટોને વશ રાખનાર, ૨ વિજયરૂપે રહેલાં.

द्वितीयं विजया तथा ॥ ९ ॥ तृतीयं कामदा प्रोक्ता चतुर्थं दुःख-
हारिणी । शर्वाणी पञ्चमं नाम षष्ठं कात्यायनी तथा ॥ १० ॥
सप्तमं भीमनयना सर्वरोगहराऽष्टमम् । नामाष्टकमिदं पुण्यं त्रिसन्ध्यं
श्रद्धयान्वितः ॥ ११ ॥ यः पठेत्पाठयेद्वापि नरो मुच्येत संक-
टात् । इत्युक्त्वा तु द्विजश्रेष्ठमृषिर्वाराणसीं ययौ ॥ १२ ॥ इति
तस्य वचः श्रुत्वा नारदो हर्षनिर्भरः । ततः संपूजितां देवीं
[illegible]न्विताम् ॥ १३ ॥ भुजैस्तु दशभिर्युक्तां लोचनत्रय-
भूषिताम् । मालाकमण्डलुयुतां पद्मशङ्खगदायुताम् ॥१४॥ त्रिशू-

ત્રીજું '[3]કામદા', ચોથું '[4]દુઃખહારિણી', પાંચમું '[5]શર્વાણી' અને છઠ્ઠું '[6]કાત્યાયની' એ પ્રમાણે નામ કહેવાય છે. ૧૦.

સાતમું '[7]ભીમનયના' અને આઠમું '[8]સર્વરોગહરા' છે. એ પ્રમાણે એ પવિત્ર આઠ નામનો જે મનુષ્ય શ્રદ્ધાયુક્ત થઇને ત્રણે કાલ પાઠ કરે છે અથવા બીજાને ભણાવે છે તે સંકટમાંથી મુક્ત થાય છે." આ પ્રમાણે યુધિષ્ઠિર રાજાને કહી ઋષિ માર્કંડેય કાશી નગરીની અંદર ચાલ્યા ગયા. ૧૧-૧૨.

આ પ્રમાણે તે જૈગીષવ્ય મુનિનું વચન સાંભળી નારદમુનિ અત્યત આનંદ યુકત થયા અને ત્યાર પછી તે બ્રહ્માના પુત્ર નારદે દશ હાથવાળાં, ત્રણ લોચનો વડે શોભાયમાન, માલા અને કમંડલુ જેમણે રાખેલાં છે એવાં, કમલ, શંખ અને ગદા વડે યુકત,

---

૩ કામનાઓને પૂર્ણ કરનારાં, ૪ દુઃખોનો નાશ કરનારાં, ૫ કલ્યાણ કરનારાં, ૬ દુઃખોનો અથવા શત્રુઓનો નાશ કરનારાં, ૭ ભયંકર નેત્રવાળાં, ૮ સર્વરોગોનો નાશ કરનારાં.

डमरुधरां खड्गचर्मविभूषिताम् । वरदाभयहस्तां तां प्रणम्य विधिनन्दनः ॥ १५ ॥ वारत्रयं गृहीत्वा तु ततो विष्णुपुरं ययौ । एतत्स्तोत्रस्य पठनं पुत्रपौत्रविवर्धनः ॥ १६ ॥ संकष्टनाशनं चैव त्रिषु लोकेषु विश्रुतम् । गोपनीयं प्रयत्नेन महावन्ध्याप्रसूतिकृत् ॥ १७ ॥

इति श्रीपद्मपुराणे संकटानामाष्टकस्तोत्रं संपूर्णम् ।

## श्रीशीतलाष्टकस्तोत्रः ।

श्रीगणेशाय नमः ॥ अस्य श्रीशीतलास्तोत्रस्य महादेव ऋषिः । अनुष्टुप् छन्दः । शीतला देवता । लक्ष्मीर्बीजम् । भवानी

ત્રિશૂલ અને ડમરુને ધારણ કરનારાં, ખડ્ગ અને ઢાલ વડે સુંદર જણાતાં અને વર આપનાર તથા અભયયુક્ત હાથવાળાં તે દેવીનું વીરેશ્વરસહિત પૂજન કર્યું અને તે દેવીને પ્રણામ કરીને ત્રણવાર (તેમના પ્રસાદને) ગ્રહણ કરી ત્યાર પછી તે વૈકુંઠમાં ચાલ્યા ગયા. આ સ્તોત્રનો પાઠ પુત્રપૌત્રની અભિવૃદ્ધિ કરનારો છે તેમ એ સ્તોત્ર સંકટનો નાશ કરનારું છે એમ ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે, સાથે મહાવન્ધ્યાને પણ પ્રસૂતિ કરનારું–પ્રજા આપનારું છે માટે મહાપ્રયત્નથી એનું રક્ષણ કરવું. અર્થાત્ ગુપ્તરીતે એનો પાઠ કરવાથી એ મહાફળ આપનારું છે. ૧૩–૧૭.

ઇતિ શ્રીપદ્મપુરાણે "સંકટાનામાષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીશીતલાષ્ટકસ્તોત્ર

આ શ્રીશીતલાસ્તોત્રના મહાદેવ ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, શીતલા દેવતા છે, લક્ષ્મી બીજ છે, ભવાની શક્તિ છે અને સર્વવિ-

शक्तिः । सर्वविस्फोटकानां नाशे जपे विनियोगः । ईश्वर उवाच । वन्देऽहं शीतलां देवीं रासभस्थां दिगम्बराम् । मार्जनीकलशोपेतां शूर्पालंकृतमस्तकाम् ॥ १ ॥ वन्देऽहं शीतलां देवीं सर्वरोगभयापहाम् । यामासाद्य निवर्तेत विस्फोटकभयं महत् ॥ २ ॥ शीतले शीतले चेति यो ब्रूयाद्दाहपीडितः । विस्फोटकभयं घोरं क्षिप्रं तस्य प्रणश्यति ॥ ३ ॥ यस्त्वामुदकमध्ये तु धृत्वा पूजयते नरः । विस्फोटकभयं घोरं गृहे तस्य न जायते ॥ ४ ॥ शीतले ज्वरदग्धस्य पूतिगन्धयुतस्य च । प्रनष्टचक्षुषः पुंसस्त्वामाहुर्जी-

તના વિસ્ફોટક—ફોલ્લાના રોગની નિવૃત્તિ માટે આનો વિનિયોગ છે.

ઈશ્વર બોલ્યા:—"ગધેડાપર બેઠેલાં, દિશારૂપી વસ્ત્રવાળાં, સાવરણીરૂપી કલશવડે યુક્ત અને સૂપડાવડે જેમનું મસ્તક શોભાયમાન છે એવાં શીતલાદેવીને હું વન્દન કરું છું. ૧.

સર્વરોગના ભયનો નાશ કરવાવાલાં શીતલા દેવીને હું વન્દન કરું છું કે, જેને શરણે જવાથી વિસ્ફોટક રોગનો મહા ભય દૂર થાય છે.૨.

વિસ્ફોટકની બળતરાથી પીડાતો જે મનુષ્ય "હે શીતલા! હે શીતલા!" એ પ્રમાણે બોલે છે તેનો વિસ્ફોટક સંબંધી ભયંકર ભય પણ તત્કાલ નાશ પામે છે. ૩.

(હે શીતલે!) જે મનુષ્ય જલને વિષે તમને—તમારી મૂર્તિને—રાખીને તમારું પૂજન કરે છે તેના ઘરમાં ભયંકર એવો વિસ્ફોટકનો ભય ઉત્પન્ન થતો નથી. ૪.

હે શીતલા! તાપથી બલતા, દુર્ગન્ધિયુક્ત તથા આંધળા માણસના જીવનનું પરમ ઔષધ આપ છો એમ સર્વ કહે છે. ૫.

वनौषधम् ॥ ५ ॥ शीतले तनुजान्रोगा - न्‌ हरासि दुस्त्यजान् । विस्फोटकवि ीर्णानां त्वमेकाऽमृतवर्षिणी ॥ ६ ॥ गलगण्डग्रहा रोगा ये चान्ये दारुणा नृणाम् । त्वदनुध्यानमात्रेण शीतले यान्ति संक्षयम् ॥७॥ न मन्त्रो नौषधं तस्य पापरोगस्य विद्यते । त्वामेकां शीतले धात्रीं नान्यां पश्यामि देवताम् ॥ ८ ॥ मृणाल- तन्तुसदृशीं नाभिहृन्मध्यसंस्थिताम् । यस्त्वां संचिन्तयेद्देवि तस्य मृत्युर्न जायते ॥ ९ ॥ अष्टकं शीतलादेव्या यो नरः प्रपठेत्सदा । विस् ोटकभयं घोरं गृहे तस्य न जायते ॥ १० ॥ श्रोतव्यं

હે શીતલા! દૂર ન થઇ શકે એવા પણ મનુષ્યોના શરીરના રોગોનો તમે નાશ કરો છો અને તેથી વિસ્ફોટકના રોગથી હૃદયમાં ચીરાયલા મનુષ્યોપર અમૃતને વર્ષાવનારાં આપ એક જ છો. ૬.

હે શીતલા ! મનુષ્યોના ગલગંડ તથા ગ્રહો સંબંધી રોગો તેમ બીજાપણ જે ભયંકર રોગો છે તે તમારા ધ્યાનમાત્રથી જ વિનાશ પામે છે. ૭.

હે શીતલા ! તે પાપરૂપી રોગને માટે મંત્ર કે ઔષધ કંઇ પણ નથી; પરંતુ તમે એક જ તેનાં રક્ષક છો એ સિવાય બીજાં કોઈ (પણ દેવી) ને હું જોતો નથી. ૮.

હે દેવિ ! 'તમે મૃણાલના તંતુ સરખાં અને નાભિ અને હૃદયના મધ્ય ભાગમાં રહેલાં છો' એ પ્રમાણે જે મનુષ્ય તમારું ચિંત્વન કરે છે તેનું (અપ) મૃત્યુ થતું નથી." ૯.

જે મનુષ્ય શીતલાદેવીના આ અષ્ટકનો નિરંતર પાઠ કરે છે તેના ઘરમાં ભયંકર એવો વિસ્ફોટકનો ભય (ક્યારે પણ) ઉત્પન્ન થતો નથી. ૧૦.

पठितव्यं च श्रद्धाभक्तिसमन्वितैः । उपसर्गविनाशाय परं स्वस्त्ययनं महत् ॥ ११ ॥ शीतले त्वं जगन्माता शीतले त्वं जगत्पिता । शीतले त्वं जगद्धात्री शीतलायै नमो नमः ॥ १२ ॥ रासभो गर्दभश्चैव खरो वैशाखनन्दनः । शीतलावाहनश्चैव दूर्वाकन्दनिकृन्तनः ॥ १३ ॥ एतानि खरनामानि शीतलाग्रे तु यः पठेत् । तस्य गेहे शिशूनां च शीतलारुङ् न जायते ॥ १४ ॥ शीतलाष्टकमेवेदं न देयं यस्य कस्यचित् । दातव्यं च सदा तस्मै श्रद्धाभक्तियुताय वै ॥ १५ ॥

इति श्रीस्कन्दपुराणे शीतलाष्टकस्तोत्रं संपूर्णम् ।

મનુષ્યોએ શ્રદ્ધા અને ભક્તિયુક્ત થઇને આ સ્તોત્રને સાંભળવું અથવા ભણવું, કારણ કે ભૂત પ્રેત વગેરેની બાધાઓ તથા રોગોના વિનાશને માટે એ મહા કલ્યાણ કરનારૂં છે. ૧૧.

હે શીતલા ! તમે જગતનાં માતા છો, હે શીતલા ! તમે જગતનાં પિતારૂપ છો અને હે શીતલા ! તમે જગતનાં ધાત્રી–રક્ષક છો, માટે આપ શીતલાને મારા વારંવાર નમસ્કાર હો. ૧૨.

'રાસભ', 'ગર્દભ', 'ખર', 'વૈશાખનન્દન', 'શીતલાવાહન', અને 'દૂર્વાકન્દનિકૃન્તન' એ ગધેડાનાં છ નામ જે મનુષ્ય શીતલા દેવીની પાસે ભણે છે તેના ઘરમાં બાળકોને શીતલાનો રોગ થતો નથી. ૧૩–૧૪.

આ શીતલાષ્ટક સ્તોત્ર ગમે તેને (ભક્તિવિનાનાને) આપવું નહિ, પરંતુ હમેશાં શ્રદ્ધા અને ભકિતયુકત હોય તેનેજ આપવું. ૧૫.

ઇતિ શ્રીસ્કન્દપુરાણમાં "શીતલાષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

॥ श्रीअन्नपूर्णायै नमः ॥



अन्नपूर्णे सदापूर्णे शंकरप्राणवल्लभे ।
ज्ञानवैराग्यसिद्ध्यर्थं भिक्षां देहि च पार्वति ॥

## श्रीअन्नपूर्णास्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ नित्यानन्दकरी वराभयकरी सौन्दर्यरत्नाकरी निर्धूताखिलघोरपावनकरी प्रत्यक्षमाहेश्वरी । प्रालेयाचलवंशपावनकरी काशीपुराधीश्वरी भिक्षां देहि कृपावलम्बनकरी मातान्नपूर्णेश्वरी ॥ १ ॥ नानारत्नविचित्रभूषणकरी हेमाम्बराडम्बरी मुक्ताहारविलम्बमानविलसद्वक्षोजकुम्भान्तरी । काश्मीरागुरुवासिता रुचिकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ २ ॥

## શ્રીઅન્નપૂર્ણાસ્તોત્ર.

"હે માતા અન્નપૂર્ણા ! તમે નિરંતર આનંદ આપનારાં છો, વર અને અભય આપનારાં છો, સૌન્દર્યની ખાણરૂપ છો, ભયંકર પાપોનો નાશ કરી મનુષ્યને પવિત્ર કરનારાં છો, અને પ્રત્યક્ષ માહેશ્વરી છો; વળી (પાર્વતીરૂપે અવતાર ધારણ કરી) હિમાલયના વંશને પવિત્ર કરનારાં છો અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા ! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૧.

વળી તમે વિવિધ પ્રકારનાં રત્નોવાળા વિચિત્ર અલંકારોને ધારણ કરનારાં છો, સુવર્ણસરખાં વસ્ત્રોની છટાથી શોભાયમાન છો, પોતાનાં કુંભનાં સરખાં બેસ્તનોના મધ્યભાગમાં લટકતા મોતીના હારથી સુશોભિત થઈ રહેલાં છો, કંકુ તથા અગરચંદનની સુગંધયુક્ત તથા ઉજ્વલ કાન્તિવાળાં છો અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા ! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો ૨.

योगानन्दकरी रिपुक्षयकरी धर्मार्थनिष्ठाकरी चन्द्रार्कानलभासमानलहरी त्रैलोक्यरक्षाकरी। सर्वैश्वर्यसमस्तवाञ्छितकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ३ ॥ कैलासाचलकन्दरालयकरी गौरी उमा शंकरी कौमारी निगमार्थगोचरकरी ओंकारबीजाक्षरी। मोक्षद्वारकपाटघाटनकरी। काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ४ ॥ दृश्यादृश्यप्रभूतवाहनकरी ब्रह्माण्डभाण्डोदरी लीलानाटकसूत्रभेद-

યોગીઓને તમે યોગનો આનંદ આપનારાં છો, શત્રુઓનો નાશ કરનારાં છો, ધર્મ અને અર્થને દ્રઢતાપૂર્વક આપનારાં છો, ચન્દ્ર, સૂર્ય અને અગ્નિની સમાન તમારા શરીરની લહરી દેદીપ્યમાન છે, તમે ત્રણે લોકનું રક્ષણ કરનારાં છો, સર્વ ઐશ્વર્ય અને સમસ્ત ઇચ્છિત વસ્તુને આપનારાં છો અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૩.

તમે કૈલાસ પર્વતની ગુફાને વિષે પોતાનું સ્થાન બનાવેલું છે, તમે (ગોરવર્ણવાળાં) ગૌરી, ઉમા–પાર્વતી તથા કલ્યાણ કરનારાં છો, વળી કુમાર–કાર્તિક સ્વામીની શક્તિરૂપ અથવા તો કુમારાવસ્થાવાળાં, વેદોના અર્થનો વિકાસ કરનારાં, ૐકારરૂપી બીજાક્ષરરૂપ, મોક્ષના દરવાજાનાં બારણાંને ઉઘાડી નાખનારાં અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૪.

તમે દશ્ય અથા અદશ્ય સર્વ પ્રાણીઓની સંપૂર્ણ રીતે આ જીવિકા ચલાવનારાં છો, તમારા ઉદરરૂપી પાત્રને વિષે આ બ્રહ્માંડ રહેલું છે; વળી તમે આ સંસારરૂપી લીલાનાટકના

नकरी विज्ञानदीपाङ्कुरी । श्रीविश्वेशमनःप्रसादनकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ५ ॥ उर्वीसर्वजनेश्वरी भगवती मातान्नपूर्णेश्वरी वेणीनीलसमानकुन्तलहरी नित्यान्नदानेश्वरी । सर्वानन्दकरी दशाशुभकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ६ ॥ आदीक्षान्तसमस्तवर्णनकरी शंभोस्त्रिभावाकरी काश्मीरा त्रिजनेश्वरी त्रिलहरी नित्याङ्कुरा शर्वरी । कामाकाङ्क्षकरी जनोदयकरी

સૂત્રનો નાશ કરનારાં છો, વિજ્ઞાનરૂપી દીપકની શિખા છો, શ્રી વિશ્વનાથ શંકરના મનને પ્રસન્ન કરનારાં છો અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૫.

હે માતા! પૃથ્વીને વિષે ઉત્પન્ન થએલાં સર્વ પ્રાણીઓનાં તમે ઈશ્વરી છો, તમે છ પ્રકારનાં ઐશ્વર્યયુક્ત છો, તમે સર્વનાં માતા તથા અન્ન આપનારાં છો, તમારી વેણી સુન્દર કાળા કેશની લહરીઓથી શોભાયમાન છે અને તમે સર્વને નિરંતર અન્ન આપનારાં ઈશ્વરી છો; વળી સર્વને આનંદિત કરનારાં, સર્વનો અભ્યુદય કરનારાં અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૬.

હે માતા! (સંસારમાં) દીક્ષાપર્યન્તના—યજ્ઞાન્ત લઘુ યજ્ઞોનાં કર્મનું સર્વ વર્ણન કરનારાં તમે જ છો, શંકર પરમાત્માના સત્ત્વ, રજ અને તમોગુણના ભાવોને પ્રગટ કરનારાં પણ તમે જ છો; વળી તમે કાશ્મીર દેશને વિષે રહેવાવાળાં, સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોકનાં ઈશ્વરી, ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ નદીરૂપ, અવિનાશિ એવા જગતના બીજરૂપ, રાત્રિરૂપ, સર્વની

काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ७ ॥ देवी सर्वविचित्ररत्नरचिता दाक्षायणी सुन्दरी वामं स्वादुपयोधरप्रियकरी सौभाग्यमाहेश्वरी। भक्ताभिष्टकरी दशाशुभकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ८ ॥ चन्द्रार्कानलकोटिकोटिसदृशा चन्द्रांशुबिम्बाधरी चन्द्रार्काग्निसमानकुन्तलधरी चन्द्रार्कवर्णेश्वरी । मालापुस्तकपाशसाङ्कुशधरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ ९ ॥ क्षत्रत्राणकरी

કામનાઓને પરિપૂર્ણ કરનાર, લોકોનો અભ્યુદય સાધનાર અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા ! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૭.

હે દેવિ ! સર્વ પ્રકારનાં વિચિત્ર રત્નોથી શોભાયમાન, દક્ષ પ્રજાપતિનાં પુત્રી અને સુંદર સ્વરૂપને ધારણ કરનારાં તમે છો; વળી સુંદર અને મધુર એવાં પયોધર ( નું પાન ) આપીને તમે સર્વનું પ્રિય કરનારાં, સૌભાગ્ય આપવા વડે મહાન્ ઈશ્વરી, ભકતની ઈચ્છાઓને પૂર્ણ કરનાર, મનુષ્યોની દુર્દશાને મટાડી તેમનું કલ્યાણ કરનાર અને કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા ! મારાપર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૮.

હે માતા ! તમે કરોડો ચન્દ્ર, સૂર્ય અને અગ્નિની સમાન કાન્તિવાળાં છો, તમારું અધરબિમ્બ ચન્દ્રના કિરણની સમાન છે, તમે ચન્દ્ર અને અગ્નિ સમાન તેજોમય કુંડલને ધારણ કરનારાં છો અને ચન્દ્ર અને સૂર્યની સમાન તેજસ્વી વર્ણવાળાં ઇશ્વરી છો; વળી માળા, પુસ્તક, પાશ અને અંકુશને તમે ધારણ કરેલાં છે અને તમે કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા ! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૯.

महाभयकरी माता कृपासागरी साक्षान्मोक्षकरी सदा शिवकरी विश्वेश्वरश्रीधरी । दक्षाक्रन्दकरी निरामयकरी काशीपुराधीश्वरी भिक्षां देहि० ॥ १० ॥ अन्नपूर्णे सदापूर्णे शंकरप्राणवल्लभे । ज्ञानवैराग्यसिद्ध्यर्थं भिक्षां देहि च पार्वति ॥ ११ ॥ माता च पार्वती देवी पिता देवो महेश्वरः । बान्धवाः शिवभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥ १२ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितमन्नपूर्णाष्टकस्तोत्रं संपूर्णम् ।

હે દેવિ ! તમે ક્ષત્રિઓનું રક્ષણ કરનારાં છો, સર્વને મહા અભય આપનારાં છો, સર્વનાં માતા ( રૂપે પાલન કરનારાં ) છો, અને દયાના સાગરરૂપ છો; વળી સાક્ષાત્ મોક્ષને આપનારાં, સર્વદા સર્વનું કલ્યાણ કરનારાં અને વિશ્વેશ્વર પરમાત્માની શોભાને પણ વધારનારાં છો; તમે દક્ષને ( યજ્ઞનો વિનાશ કરાવી ) આક્રંદ કરાવનારાં છો, સર્વના રોગોનો નાશ કરનારાં છો તેમ જ કાશી નગરીનાં અધિષ્ઠાત્રી છો, માટે હે અન્નપૂર્ણા માતા ! મારા પર કૃપા કરી આપ મને ભિક્ષા આપો. ૧૦.

સર્વદા પૂર્ણરૂપ અને શંકરને પ્રાણથી પણ અધિક પ્રિય એવાં હે અન્નપૂર્ણા પાર્વતિ ! મારાં જ્ઞાન અને વૈરાગ્યની સિદ્ધિ માટે આપ મને ભિક્ષા આપો ( કે જેથી હું મોક્ષ મેળવી શકું ). ૧૧.

હે દેવિ! આપ પાર્વતી દેવી મારાં માતા છો, મહેશ્વર શંકર દેવ મારા પિતા છે, શિવના ભક્તો એ બધા મારા બાંધવો છે અને આ ત્રણ ભુવન એ મારો દેશ છે. અર્થાત્ મને એવું જ્ઞાન થાય તેવી બુદ્ધિ આપવાની આપ મારા પર કૃપા કરો.” ૧૨.

ઇતિ શ્રીમચ્છંકરાચાર્ય વિરચિત “અન્નપૂર્ણાસ્તોત્ર” સંપૂર્ણ.

## श्रीदुर्गापदुद्धारस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ नमस्ते शरण्ये शिवे सानुकम्पे नमस्ते जगद्व्यापिके विश्वरूपे। नमस्ते जगद्वन्द्यपादारविन्दे नमस्ते जगत्तारिणि त्राहि दुर्गे ॥ १॥ नमस्ते जगच्चिन्त्यमानस्वरूपे नमस्ते महायोगिनि ज्ञानरूपे । नमस्ते नमस्ते सदानन्दरूपे नम० ॥ २ ॥ अनाथस्य दीनस्य तृष्णातुरस्य भयार्तस्य भीतस्य बद्धस्य जन्तोः ।

## શ્રીદુર્ગાપદુદ્ધારસ્તોત્ર.

"હે શરણે આવેલાનું રક્ષણ કરનાર! હે કલ્યાણિ! હે દયાળુ! તમને મારા નમસ્કાર છે, હે જગતમાં વ્યાપ્ત! હે વિશ્વરૂપ! તમને મારા નમસ્કાર છે, હે જગતને વન્દન કરવા યોગ્ય ચરણ-કમલવાળાં! તમને મારા નમસ્કાર છે અને હે જગતના ઉદ્ધાર કરનારાં દુર્ગ! તમને મારા નમસ્કાર છે, તમે મારું રક્ષણ કરો. ૧

હે જગતને ચિન્તન કરવા યોગ્ય સ્વરૂપવાળાં! તમને મારા નમસ્કાર છે, હે મહાયોગિનિ! હે જ્ઞાનસ્વરૂપ! તમને મારા નમસ્કાર છે, હે નિરંતર આનંદ સ્વરૂપે રહેલાં દેવિ! તમને મારા વારંવાર નમસ્કાર છે અને હે જગતના ઉદ્ધાર કરનારાં દુર્ગે! તમને મારા નમસ્કાર છે, અને તમે મારું રક્ષણ કરો. ૨.

હે દેવિ! અનાથ, દીન, તૃષ્ણાયુક્ત, ભયથી પીડાતા, ભય-ભીત થએલા અને (કારાગૃહ વિગેરેમાં) બંધાયલા પ્રાણીને તેમાંથી મુક્ત કરનાર શરણરૂપ તમે એકલાંજ છો, માટે હે જગ-તના ઉદ્ધાર કરનારાં દુર્ગે! તમને મારા નમસ્કાર છે અને તમે

---

૧ આ સ્તોત્ર શંકરે પાર્વતીને કહી સંભળાવેલું છે.

त्वमेका गतिर्देवि निस्तारकर्त्री नम० ॥ ३ ॥ अरण्ये रणे दारुणे शत्रुमध्येऽनले सागरे प्रान्तरे राजगेहे । त्वमेका गतिर्देवि निस्तारनौका नम० ॥ ४ ॥ अपारे महादुस्तरेऽत्यन्तघोरे विपत्सागरे मज्जतां देहभाजाम् । त्वमेका गतिर्देवि निस्तारहेतुर्नम० ॥ ५ ॥ नमश्चण्डिके चण्डदुर्दण्डलीलासमुत्खण्डिताखण्डिताशेषशत्रो॥त्वमेका गतिर्देवि निस्तारबीजं नम० ॥ ६ ॥ त्वमेवाघभावाधृतासत्यवा-

મારું રક્ષણ કરો. ૩.

હે દેવિ! અરણ્યમાં, સંગ્રામમાં, ભયંકર સ્થલે, શત્રુઓની વચમાં, અગ્નિમાં, સમુદ્રમાં, એકાન્ત જગ્યામાં કે રાજગૃહમાં—કારાવાસમાં પણ (રહેલાઓને તેમાંથી) તરવાની નૌકારૂપ (પરમ) ગતિ તમે એક જ છો, માટે હે જગત્‌નો ઉદ્ધાર કરનારાં દુર્ગે! તમને મારા નમસ્કાર છે અને તમે મારું રક્ષણ કરો. ૪.

હે દેવિ! પાર વિનાના, અત્યંત દુઃખે કરી તરી શકાય એવા અને અત્યંત ભયંકર એવા વિપત્તિઓરૂપ સાગરને વિષે ડુબતાં પ્રાણીઓને તેમાંથી તરવાના કારણરૂપ (પરમ) ગતિ તમે એકજ છો, માટે હે જગત્‌નો ઉદ્ધાર કરનારાં દુર્ગે! તમને મારા નમસ્કાર છે અને તમે મારું રક્ષણ કરો. ૫.

પોતાના પ્રચણ્ડ હાથોરૂપી દંડોની લીલાવડે ઇન્દ્રના સમગ્ર શત્રુઓનો જેમણે નાશ કરેલો છે એવાં હે ચણ્ડિકા! તમને મારા નમસ્કાર છે. હે દેવિ! (મનુષ્યોની) ઉદ્ધારના બીજરૂપ (પરમ) ગતિ તમે જ છો, માટે હે જગત્‌નો ઉદ્ધાર કરનારાં દુર્ગે! તમને મારા નમસ્કાર છે અને તમે મારું રક્ષણ કરો. ૬.

(હે દેવિ!) પાપીઓ વડે આરાધન ન કરાએલાં, સત્ય

दीर्न जाताजिताक्रोधनात्क्रोधनिष्ठा । इडा पिङ्गला त्वं सुषुम्ना च नाडी नम० ॥ ७ ॥ नमो देवि दुर्गे शिवे भीमनादे सरस्वत्यरुन्धत्यमोघस्वरूपे । विभूतिः शची कालरात्रिः सती त्वं नम० ॥ ८ ॥ शरणमसि सुराणां सिद्धविद्याधराणां मुनिमनुजपशूनां दस्युभिस्त्रासितानाम् । नृपतिगृहगतानां व्याधिभिः पीडितानां त्वमसि शरणमेका देवि दुर्गे प्रसीद ॥ ९ ॥ इदं स्तोत्रं मया प्रोक्तमापदुद्धारहेतुकम् । त्रिसंध्यमेकसंध्यं वा पठनाद् घोरसंक-

બોલનાર, અપરિમેય, અજિત ક્રોધવાળાં, ક્રોધના આશ્રયભૂત તેમ ઇડા, પિઙ્ગલા અને સુષુમ્ણા નાડીરૂપે અર્થાત્ યોગની ક્રિયારૂપે તમે એકજ રહેલાં છો, માટે હે જગત્‌નો ઉદ્ધાર કરનાર દુર્ગે! તમને મારા નમસ્કાર છે અને તમે મારું રક્ષણ કરો. ૭.

હે દેવિ! હે દુર્ગે! હે કલ્યાણિ! હે ભયંકર નાદવાળાં! હે સરસ્વતિ! હે અરુન્ધતિ! અને હે અમોઘ સ્વરૂપવાળાં! તમને મારા નમસ્કાર છે. તમે (સર્વ) વિભૂતિ, ઇન્દ્રાણી, કાલરાત્રી તથા સતીસ્વરૂપે રહેલાં છો, માટે હે જગત્‌નો ઉદ્ધાર કરનાર દુર્ગે! તમને મારા નમસ્કાર છે અને તમે મારો ઉદ્ધાર કરો. ૮.

હે દેવિ! દેવો, સિદ્ધો, વિદ્યાધરો, મુનિઓ, મનુષ્યો અને પશુઓનું તેમ ચોરોવડે ત્રાસિત થએલાંનું શરણ તમે જ છો, તેમ રાજગૃહમાં–રહેલાં અને વ્યાધિઓથી પીડાયલાંઓનું પણ શરણ તમે એકજ છો, માટે હે દુર્ગે! તમે પ્રસન્ન થાઓ!” ૯.

આ સ્તોત્ર મેં આપત્તિમાંથી (પોતાનો) ઉદ્ધાર કરવાને માટે કહેલું છે માટે ત્રણેકાલ અથવા એકકાલ પણ એનો પાઠ

टात् । मुच्यते नात्र संदेहो भुवि स्वर्गे रसातले ॥ १० ॥ सर्वदा श्लोकमेकं वा यः पठेद्भक्तिमान् सदा । स सर्वं दुष्कृतं त्यक्त्वा प्राप्नोति परमं पदम् ॥ ११ ॥ पठनादस्य देवेशि किं न सिध्यति भूतले । स्तवराजमिदं देवि संक्षेपात्कथितं मया ॥ १२ ॥

इति श्रीसिद्धेश्वरीतन्त्रे उमामहेश्वरसंवादे श्रीदुर्गापदुद्धारस्तोत्रं समाप्तम् ।

## श्रीदेव्यपराधक्षमापनस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ न मन्त्रं नो यन्त्रं तदपि च न जाने स्तुतिमहो न चाह्वानं ध्यानं तदपि च न जाने स्तुतिकथाः । न जाने मुद्रास्ते तदपि च न जाने विलपनं परं जाने मात-

કરવાથી મનુષ્ય પૃથ્વીમાં, સ્વર્ગમાં કે રસાતલમાં (હોય તો) પણ ઘોર સંકટમાંથી મુક્ત થાય છે. ૧૦.

જે મનુષ્ય નિરંતર ભક્તિયુક્ત થઈ આ સંપૂર્ણ સ્તોત્ર અથવા એના શ્લોકનો પાઠ કરે છે તે (પોતાનાં) સર્વ પાપનો નાશ કરી પરમ પદને પામે છે. ૧૧.

હે દેવેશિ! આ સ્તોત્રના પાઠથી પૃથ્વીમાં શું સિદ્ધ થઈ શકતું નથી? હે દેવિ! આ સ્તોત્રોમાં શ્રેષ્ઠ એવું સ્તોત્ર સંક્ષેપમાંજ મેં તમને કહ્યું છે. ૧૨.

ઇતિ શ્રીસિધ્ધેશ્વરીતન્ત્રે ઉમામહેશ્વરસંવાદે "દુર્ગાપદુદ્ધારસ્તોત્ર" સંપૂર્ણ.

## શ્રીદેવ્યપરાધક્ષમાપનસ્તોત્ર.

"હે માતા! આશ્ચર્ય છે કે હું તમારા મંત્ર, યંત્ર કે સ્તુતિ કંઈ પણ જાણતો નથી તેમ આવાહન, ધ્યાન કે તત્કાલ કરવાની સ્તુતિની કથાઓ પણ જાણતો નથી; વળી તમારી મુદ્રાઓ કે પાઠ કરવો પણ જાણતો નથી, પરંતુ હે માતા! ફક્ત તમારું

स्त्वदनुसरणं क्लेशहरणम् ॥ १ ॥ विधेरज्ञानेन द्रविणविरहे-णालसतया विधेयाशक्यत्वात्तव चरणयोर्या च्युतिरभूत् । तदेतत्क्षन्तव्यं जननि सकलोद्धारिणि शिवे कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ २ ॥ पृथिव्यां पुत्रास्ते जननि बहवः सन्ति सरलाः परं तेषां मध्ये विरलतरलोऽहं तव सुतः । मदीयोऽयं त्यागः समुचितमिदं नो तव शिवे कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥३॥ जगन्मातर्मातस्तव चरणसेवा न रचिता न वा दत्तं देवि द्रविणमपि भूयस्तव मया । तथापि त्वं स्नेहं

અનુસરણ એજ મારા ક્લેશોનું નાશક છે એટલું હું જાણું છું. ૧.

હે જનનિ ! હું પૂજાનો વિધિ નથી જાણતો તેથી કે દ્રવ્યના અભાવે, આલસ્યથી કે પૂજાવિધિ (ગહનતાને લીધે) થવો અશક્ય છે એ હેતુથી પણ તમારાં ચરણોની જે સેવા તે મારાથી બની શકી નથી તો હે સર્વનો ઉદ્ધાર કરનારાં કલ્યાણિ દેવિ ! મારો તે અપરાધ ક્ષમા કરજો, કેમકે પુત્ર ક્વચિત્ કુપુત્ર થાય છે પરંતુ માતા કુમાતા થતી નથી. ૨.

હે જનનિ! પૃથ્વીમાં સરલ એવા તમારા ઘણા પુત્રો છે, પરંતુ તે સર્વમાં હું એક તમારો પુત્ર કોઈ અતિ વિરલ છું અને તેથી હે કલ્યાણિ! તેવા મારા જેવાનો ત્યાગ કરવો એ તમને યોગ્ય નથી, કેમકે પુત્ર ક્વચિત્ કુપુત્ર થાય છે પરંતુ માતા કુમાતા થતી નથી. ૩.

જગત્નાં માતા એવાં હે માતા! મેં તમારાં ચરણોની સેવા કરી નથી અથવા તો હે દેવિ! મેં તમને અથવા તમારા નિમિત્તે અત્યંત દ્રવ્ય પણ અર્પણ કર્યું નથી, તો પણ તમે તો મારા

मयि निरुपमं यत्प्रकुरुषे कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ४ ॥ परित्यक्त्वा देवान्विविधविधसेवाकुलतया मया पञ्चाशीतेरधिकमपनीते तु वयसि । इदानीं चेन्मातस्तव यदि कृपा नापि भविता निरालम्बो लम्बोदरजननि कं यामि शरणम् ॥ ५ ॥ श्वपाको जल्पाको भवति मधुपाकोपमगिरा निरातङ्को रङ्को विहरति चिरं कोटिकनकैः । तवापर्णे कर्णे विशति मनुवर्णे फलमिदं जनः को जानीते जननि जपनीयं जपविधौ

ઉપર કોઇ અનુપમ સ્નેહ રાખ્યા કરો છો, એથી જણાય છે કે, પુત્ર કવચિત્ કુપુત્ર થાય છે પરંતુ માતા કુમાતા થતી નથી. ૪.

વિવિધ પ્રકારના વિધિઓ પ્રમાણે સેવા કરવાથી આકુલ-વ્યાકુલ થએલા મેં સર્વ દેવોનો ત્યાગ કરીને પંચાશીથી અધિક વર્ષની ઉમર તો ગાળી નાખી, છતાં હે માતા ! હવે જો તમારી કૃપા મારા ઉપર નહિ થાય તો હે ગણપતિનાં માતા પાર્વતિ ! નિરાધાર એવો હું બીજા કયા દેવને શરણે જાઉં ? ૫.

હે માતા ! તમારી ભક્તિથી બહુ બોલનારો એવો ચાંડાલ હોય તો તે પણ મધુર વાણીયુક્ત થઇ જાય છે તેમ દરિદ્રી હોય હોય તો તે પણ દુઃખરહિત થઇને કરોડો સુવર્ણ મેળવી દીર્ઘકાલ પર્યંત આનંદ ભોગવે છે; હે પાર્વતિ ! તમારા મંત્રના અક્ષરો કાને પડતાંજ આ પ્રમાણેનું ફલ મળે છે તો હે જનનિ ! (તે મંત્રનો) વિધિપૂર્વક જપ કરવામાં આવે તો તેનું શું ફલ પ્રાપ્ત થાય તે કયો માણુસ જાણી શકે ? અર્થાત્ મહાફલ પ્રાપ્ત થાય છે. ૬.

॥ ६ ॥ चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो जटाधारी कण्ठे भुजगपतिहारी पशुपतिः। कपाली भूतेशो भजति जगदीशैकपदवीं भवानि त्वत्पाणिग्रहणपरिपाटीफलमिदम् ॥ ७ ॥ न मोक्षस्याकाङ्क्षा न च विभववाञ्छाऽपि च न मे न विज्ञानापेक्षा शशिमुखि सुखेच्छापि न पुनः । अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै मृडानी रुद्राणी शिव शिव भवानीति जपतः ॥ ८ ॥ नाराधिताऽसि विधिना विविधोपचारैः किं रुक्षचिन्तनपरैर्न कृतं वचोभिः । श्यामे त्वमेव यदि किंचन

હે માતા ! શંકર પરમાત્મા ચિતાની ભસ્મને ચોળનારા, વિષને ખાનારા, દિશારૂપી વસ્ત્રવાળા, જટાને ધારણ કરનારા, કંઠમાં સર્પનો હાર પહેરનારા, પશુ–નંદી ના સ્વામી, હાથમાં ખોપરી રાખનારા અને ભૂતાદિના ઈશ્વર છે છતાં, 'જગત્‌ના ઈશ્વર' એવી એક મહા પદવીને ભોગવે છે તે તો હે ભવાનિ ! તમારા પાણિગ્રહણના પ્રભાવનું જ ફલ છે એમ હું માનું છું. ૭.

હે માતા ! મને મોક્ષની ઇચ્છા નથી તેમ વૈભવની પણ અભિલાષા નથી, હે શશિમુખિ ! મને વિજ્ઞાનની ઈચ્છા કે વળી સુખોની ઇચ્છા પણ નથી, પરંતુ હે જનનિ ! આથી હું એટલુંજ તમારી પાસે માગું છું કે, 'મૃડાની, રુદ્રાણી, શિવ, શિવ, ભવાની' એ પ્રમાણે જપ કરતાં કરતાં મારો જન્મ વ્યતીત થાઓ. ૮.

હે માતા ! વિધિપુરઃસર વિવિધ પ્રકારના ઉપચારોથી મેં તમારી આરાધના કરી નથી તેમ શુષ્કવિચારમાંજ તત્પર એવા મેં વચનો વડે સ્તુતિ પણ કરી નથી, એમ છતાં પણ, હે

मय्यनाथे धत्से कृपामुचितमम्ब परं तवैव ॥ ९ ॥ आपत्सु मग्नः स्मरणं त्वदीयं करोमि दुर्गे करुणार्णवेशि । नैतच्छठत्वं मम भावयेथाः क्षुधातृषार्ता जननीं स्मरन्ति ॥ १० ॥ जगदम्ब विचित्रमत्र किं परिपूर्णा करुणाऽस्ति चेन्मयि । अपराधपरंपरावृतं नहि माता समुपेक्षते सुतम् ॥ ११ ॥ मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा नहि । एवं ज्ञात्वा महादेवि यथायोग्यं तथा कुरु ॥ १२ ॥

इति श्रीमच्छङ्कराचार्यविरचितं देव्यपराधक्षमापनस्तोत्रं संपूर्णम् ।

શ્યામા! મારા અનાથ પર તમે કૃપા કરો છો એ ખરેખર હે અંબા! તમારે માટે યોગ્ય જ છે. ૯.

હે દયાના સમુદ્રરૂપ દુર્ગે! હું જ્યારે આપત્તિમાં ડુબી જાઉં છું ત્યારેજ તમારું સ્મરણ કરું છું એ મારું શઠપણું તમે ધ્યાનમાં ન લેતાં, કારણ કે બાલકો જ્યારે ક્ષુધા અને તૃષાથી પીડા પામે છે ત્યારે જ માતાનું સ્મરણ કરે છે. ૧૦.

હે જગદંબા! તમારી જો મારા ઉપર પરિપૂર્ણ કૃપા હોય તો તેમાં આશ્ચર્ય શું છે? કારણ કે, પુત્ર અનેક અપરાધવાળો હોય તોપણ માતા તેની ઉપેક્ષા કરતી નથી. ૧૧.

હે માતા! મારા જેવો કોઈ પાપી નથી અને તમારા જેવાં કોઈ પાપનો નાશ કરનારાં નથી, માટે હે મહાદેવિ! એ પ્રમાણે જાણીને તમને જેમ યોગ્ય લાગે તેમ તમે (મારે માટે) કરો."૧૨.

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિત "દેવ્યપરાધક્ષમાપન" સ્તોત્ર સંપૂર્ણ.

## श्रीआनन्दल[हर]ीस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ भवानि स्तोतुं त्वां प्रभवति चतुर्भिर्न वदनैः प्रजानामीशानस्त्रिपुरमथनः पञ्चभिरपि । न षड्भिः सेनानीर्दशशतमुखैरप्यहिपतिस्तदान्येषां केषां कथय कथमस्मिन्नवसरः ॥ १ ॥ घृतक्षीरद्राक्षामधुमधुरिमा कैरपि पदैर्विशिष्यानाख्येयो भवति रसनामात्रविषयः । तथा ते सौन्दर्यं परमशिवदृङ्मात्रविषयः कथंकारं ब्रूमः सकलनिगमागोचरगुणे ॥ २ ॥ मुखे

## શ્રીઆનન્દલહરીસ્તોત્ર.

"હે ભવાનિ! તમારી સ્તુતિ કરવાને માટે પ્રજાના ઈશ્વર બ્રહ્મા પોતાનાં ચારમુખવડે પણ સમર્થ થતા નથી તેમ ત્રિપુરાસુરનો નાશ કરનાર શંકર પાંચમુખવડે, કાર્તિકસ્વામી છ મુખવડે અને શેષનાગ હજાર મુખવડે પણ સમર્થ થતા નથી તો પછી બીજા તો તમારી સ્તુતિ કોણ કરી શકે તે કહો? અર્થાત્ તમારા માહાત્મ્યને કોઈપણ સમજવા શકિતમાન્ નથી. ૧.

વળી ઘી, દુધ, દ્રાક્ષા અને મધની જે મીઠાશ છે તે કોઈ પણ શબ્દોના વિશેષણથી વર્ણવી શકાય તેવી નથી, કારણ કે તે જિહ્વાથીજ જાણી શકાય તેમ છે, તેજ પ્રમાણે સર્વ વેદોથી પણ જેના ગુણો જાણી શકાય એવા નથી એવાં હે માતાં! તમારું સૌંદર્ય પણ ઉત્તમ હોવાથી શંકરવડે જ માત્ર જાણી શકાય તેવું છે તો પછી તેનું વર્ણન અમે કેવી રીતે કરી શકીએ? અર્થાત્ અમે તમારું કંઈપણ વર્ણન કરવા સમર્થ નથી. ૨.

ते ताम्बूलं नयनयुगले कज्जलकला ललाटे काश्मीरं विलसति गले मौक्तिकलता । स्फुरत्काञ्ची शाटी पृथुकटितटे हाटकमयी भजामस्त्वां गौरीं नगपतिकिशोरीमविरतम् ॥ ३ ॥ विराजन्मन्दारद्रुमकुसुमहारस्तनतटी नदद्वीणानादश्रवणविलसत्कुण्डलगुणा । नताङ्गी मातङ्गी रुचिरगतिभङ्गी भगवती सती शंभोरम्भोरुहचटुलचक्षुर्विजयते ॥ ४ ॥ नवीनार्कभ्राजन्मणिकनकभूषापरिकरैर्वृताङ्गी सारङ्गीरुचिरनयनाऽङ्गीकृतशिवा । तडि-

હે માતા! તમારા મુખને વિષે તાંબૂલ, બે નયનોમાં કાજળની સુંદરતા, લલાટમાં કુંકુમ, ગળાનેવિષે મોતાની માળા, વિશાલ કટિપ્રદેશપર દેદીપ્યમાન કાંચી અને (શરીરપર) સુવર્ણની માફક ચમકતી સાળી શોભી રહેલી છે, આવાં પર્વતરાજ હિમાલયનાં કિશોરી જે તમે ગૌરી તેમને અમે હમેશાં ભજીએ છીએ. ૩.

મંદાર કલ્પદ્રુમનાં પુષ્પોના મનોહર હારવડે જેમનાં સ્તનના પ્રાન્તભાગ શોભી રહ્યા છે, શબ્દ કરતી વીણાના નિનાદવડે કાનોને વિષે જેમનાં કુંડલો ચમકી રહ્યાં છે અને જે નતાઙ્ગી, હાથીના સરખી ગતિવાળાં અથવા મદોન્મત્ત અને સુંદર ભંગયુક્ત ગતિવાળાં છે તે કમળસરખાં સુંદર નયનવાળાં ભગવાન્ શંકરનાં ભગવતી સતી પાર્વતી વિજયને પામો! ૪.

બાલ સૂર્યની સમાન ચળકતા મણિ તથા સુવર્ણના અનેક અલંકારોથી જેમનું શરીર વીંટાયલું છે એવાં, મૃગલીની સમાન નયનવાળાં, લોકોનું કલ્યાણ કરનારાં અથવા શંકરને સ્વીકારનારાં, વિજળીની સમાન પીળા વર્ણવાળાં અને પીળું વસ્ત્ર તથા સુંદર નૂપુર

त्पीता पीताम्ब ललितमञ्जीरसुभगा ममाऽपर्णा पूर्णा निरवधि-सुखैरस्तु सुमुखी ॥ ५ ॥ हिमाद्रेः संभूता सुललितकरैः पल्लवयुता सुपुष्पा मुक्ताभिर्भ्रमरकलिता चालकभरैः । कृतस्थाणुस्थाना कुचफलनता सूक्तिसरसा रुजां हन्त्री गन्त्री विलसति चिदानन्दलतिका ॥ ६ ॥ सपर्णामाकीर्णां कतिपयगुणैः सादरमिह श्रयन्त्यन्ये वल्लीं मम तु मतिरेवं विलसति । अपर्णैका सेव्या जगति सकलैर्यत्परिवृतः पुराणोऽपि स्थाणुः फलति किल कैवल्यपदवीम् ॥ ७ ॥ विधात्री धर्माणां त्वमसि सकला-

વડે મનોહર લાગતાં એવાં ઉત્તમ મુખવાળાં અપર્ણા—પાર્વતી મને અનેક સુખ આપવા વડે કરીને પરિપૂર્ણ થાઓ! ૫.

હિમાદ્રિ પર્વત(માં)થી ઉત્પન્ન થએલી સુંદર હાથરૂપી પાંદડાંવાળી, મોતીઓરૂપી ઉત્તમ પુષ્પવાળી, કેશોના સમૂહરૂપી ભ્રમરોવડે શોભતી, શંકરરૂપી જેણે માટીના ટેકરાસમાન સ્થાન બનાવેલું છે એવી, કુચરૂપી ફ્લોવડે નમી ગએલી, મધુરવાણીરૂપી ઉત્તમ રસવાળી અને સર્વ રોગોને નાશ કરનારી એવી ચાલતી ચિદાનંદ શંકરની (પાર્વતીરૂપી) જે લતા તે શોભાયમાન થઈ રહી છે. ૬.

કેટલાંક મનુષ્યો કેટલાક ગુણોથી વ્યાપ્ત એવી સપર્ણા—પાંદડાં-યુક્ત લતા—નેજ આ સંસારમાં આદરપૂર્વક સેવે છે, પરંતુ મારી બુદ્ધિતો એ પ્રમાણે ચાલે છે કે, સર્વ મનુષ્યોએ, સનાતન એવા શંકર પરમાત્મા જેના વડે યુક્ત થઇને મોક્ષપદવી આપે છે તે અપર્ણા—પાર્વતી—જ માત્ર આ જગતમાં એક સેવવા યોગ્ય છે. ૭.

કુબેર પણ જેનાં ચરણકમલને પ્રણામ કરે છે એવાં હે

म्नायजननी त्वमर्थानां मूलं धनदनमनीयांघ्रिकमले । त्वमादिः कामानां जननि कृतकन्दर्पविजय सतां मुक्तेर्बीजं त्वमसि परमब्रह्ममाहिषी ॥ ८ ॥ प्रभूता भक्तिस्ते यदपि न ममालोलमनसस्त्वया तु श्रीमत्या सदयमवलोक्योऽहमधुना । पयोदः पानीयं दिशति मधुरं चातकमुखे भृशं शङ्के कैर्वा विधिभिरनुनीता मम मतिः ॥ ९ ॥ कृपापाङ्गालोकं वितर तरसा साधुचरिते न ते युक्तोपेक्षा मयि शरणदीक्षामुपगते । न चेदिष्टं दद्यादनुपदमहो

દેવિ ! વૈદિક ધર્મોને ઉત્પન્ન કરનારાં તમે છો તેમ સર્વ વેદોની માતા અને અર્થોનું પણ મૂલ તમે છો; વળી હે કામદેવને જીતનારાં ! જગત્‌ને વિષે કામનાઓનાં આદિભત, સાધુપુરુષોને મળતી મુક્તિના બીજરૂપ અને પરબ્રહ્મનાં પટરાણી તમે જ છો. ૮.

હે માતા ! મારું મન ચંચલ હોવાથી જોકે હું તમારી ભક્તિ અત્યંત રીતે કરી શકયો નથી તો પણ શોભાયુક્ત એવાં તમારે તો હમણાં મને દયાની દૃષ્ટિથીજ જોવો, કારણકે મેઘ ચાતકના મુખને વિષે અત્યંત મધુર એવું જે જલ રેડે છે તે શું તેની કંઈ સેવાઓને અનુસરીને રેડે છે ? નહિજ, અર્થાત્ સેવાની અપેક્ષા વિનાજ રેડે છે, તેજ પ્રમાણે તમારે પણ મારી સેવાને જોયા વિનાજ મારાપર કૃપા કરવી. ૯.

હે ઉત્તમચરિત્રવાળાં ! તમે મને સત્વર દયાની દૃષ્ટિથી જુઓ, કેમકે તમારા શરણની દીક્ષા લેનારો અર્થાત્ તમારે શરણે આવેલો એવો જે હું તેની ઉપેક્ષા કરવી તમને યોગ્ય નથી, કારણ કે જો કલ્પલતા મનુષ્યને તાત્કાલિક તેની ઇષ્ટ વસ્તુ ન આપે તો

कल्पलतिका विशेषः सामान्यैः कथमितरवल्लीपरिकरैः ।१०। महान्तं विश्वासं तव चरणपङ्केरुहयुगे निधायान्यन्नैवाश्रितमिह मया दैवतमुमे । तथाऽपि त्वच्चेतो यदि मयि न जायेत सदयं निरालम्बो लम्बोदरजननि कं यामि शरणम् ॥११॥ अयः स्पर्शे लग्नं सपदि लभते हेमपदवीं यथा रथ्यापाथः शुचि भवति गङ्गौघमिलितम् । तथा तत्तत्पापैरतिमलिनमन्तर्मम यदि त्वयि प्रेम्णा सक्तं कथमिव न जायेत विमलम् ॥१२॥ त्वदन्यस्मादिच्छाविषयफलला-

પછી બીજી સામાન્ય લતાઓના સમૂહમાં અને તે કલ્પલતામાં શો ફેર ? ૧૦.

હે ઉમા ! તમારાં બે ચરણકમલને વિષે મહાન્ વિશ્વાસ રાખીને મેં આ સંસારમાં બીજા કોઇપણ દેવોનો આશ્રય કર્યો નથી, તેમ છતાં પણ જો તમારું ચિત્ત મારા ઉપર દયાયુક્ત ન થાય તો પછી હે લંબોદર–ગણપતિ–નાં માતા ! નિરાધાર એવો હું બીજા કોને–કયા દેવને–શરણે જાઉં ? ૧૧.

લોઢું જેમ પારસમણિનો સ્પર્શ થવાથી તત્કાલ સોનું બની જાય છે અને શેરીમાં રહેલું પાણી જેમ ગંગાના જલમાં મલવાથી પવિત્ર થઈ જાય છે તેજ પ્રમાણે મારું અંતઃકરણ અનેક પ્રકારનાં પાપો વડે જો અત્યંત મલિન હોય તો પણ તે પ્રેમથી તમારે વિષે આસક્ત થઈને કેમ નિર્મલ નહિ થાય ? અર્થાત્ હે માતા ! તમારું ધ્યાન કરવાથી તે પવિત્ર થશેજ એમાં સંશય નથી. ૧૨.

હે દેવિ ! તમારા વિના અન્ય દેવ પાસેથી મારી ઇચ્છા પ્રમાણે ફલનો લાભ ( ન ) મેળવવા માટેનો મારો નિયમ છે,

मेन नियमस्त्वमर्थानामिच्छाधिकमपि समर्था वितरणे । इति प्राहुः प्राञ्चः कमलभवनाद्यास्त्वयि मनस्त्वदासक्तं नक्तंदिवमुचितमीशानि कुरु तत् ॥ १३ ॥ स्फुरन्नानारत्नस्फटिकमयभित्तिप्रतिफलत्त्वदाकारं चञ्चच्छशधरविलासौधशिखरम् । मुकुन्दब्रह्मेन्द्रप्रभृतिपरिवारं विजयते तवागारं रम्यं त्रिभुवनमहाराजगृहिणि ॥ १४ ॥ निवासः कैलासे विधिशतमखाद्याः स्तुतिकराः कुटुम्बं त्रैलोक्यं कृतकरपुटः सिद्धिनिकरः । महेशः प्राणेशस्त-

કારણ કે મનુષ્યની ઇચ્છાથી પણ અધિક દ્રવ્યને આપવા માટે તમે સમર્થ છો અને એજ પ્રમાણે તમારે માટે બ્રહ્મા વગેરે પ્રાચીન દેવો પણ કહે છે, તો હે ઇશાનિ–શંકરનાં પત્ની! મારું મન તમારે વિષે જ દિવસ અને રાત્રિ લાગેલું છે તો તમને જેમ યોગ્ય લાગે તેમ તમે હવે કરો. ૧૩.

હે ત્રિભુવનપતિ શંકરનાં ગૃહલક્ષ્મી! ચંચળ એવા ચંદ્રના વિલાસો જેના મસ્તકને વિષે થઈ રહેલા છે, વિવિધ પ્રકારનાં દેદીપ્યમાન રત્ન અને સ્ફટિકની બનાવેલી ભીતની પ્રતિકૃતિરૂપ તમારો દેહ જેને વિષે રહેલો છે અને વિષ્ણુ, બ્રહ્મા અને ઇન્દ્ર વગેરે જેમાં પરિવારરૂપે રહેલા છે એવું તમારું સુંદર (ત્રિભુવનરૂપ) ઘર શોભી રહ્યું છે. ૧૪.

હે પૃથ્વીના ધરાધીશ હિમાલયનાં પુત્રિ! કૈલાસને વિષે તમારો નિવાસ, બ્રહ્મા અને ઇન્દ્ર વગેરે તમારી સ્તુતિ કરનાર, ત્રૈલોક્ય તમારું કુટુમ્બ, સિદ્ધિઓનો સમૂહ તમારા હાથને વિષે જ રહેલો તેમ મહેશ શંકર તમારા પ્રાણપતિ છે અને

दवनिधराधीशतनये न ते सौभाग्यस्य क्वचिदपि मनागस्ति तुलना ॥ १५ ॥ वृषो वृद्धो यानं विषमशनमाशा निवसनं श्मशानं क्रीडाभूर्भुजगनिवहो भूषणनिधिः । समग्रा सामग्री जगति विदितैव स्मररिपोर्यदेतस्यैश्वर्यं तव जननि सौभाग्यमहिमा ॥ १६ ॥ अशेषब्रह्माण्डप्रलयविधिनैसर्गिकमतिः श्मशानेष्वासीनः कृतभसितलेपः पशुपतिः । दधौ कण्ठे हालाहलमखिलभूगोलकृपया भवत्याः संगत्याः फलमिति च कल्याणि कलये

તેથી તમારું એ જે સૌભાગ્ય છે તેની કિંચિત્ માત્ર પણ તુલના ક્યારે પણ થઈ શકે તેમ નથી. ૧૫.

હે જનનિ! વૃદ્ધ બળદ તો જેમનું વાહન, વિષ એ જેમનું ભોજન, દિશા એ જેમનું વસ્ત્ર, સ્મશાન જેમની ક્રીડા કરવાની જગ્યા, અને અલંકારોમાં સર્પોનો સમૂહ—એ સર્વ કામદેવના શત્રુ એવા શંકરની સામગ્રી જગત્‌ને વિષે સુપ્રસિદ્ધ છે, છતાં પણ એમની પાસે જે ઐશ્વર્ય છે (કે જે તે અન્યને આપે છે) તે ખરેખર તમારા જ સૌભાગ્યનો મહિમા છે. ૧૬.

સર્વ બ્રહ્માંડોને પ્રલય કરવાનીજ સ્વાભાવિક બુદ્ધિવાળા, શ્મશાનને વિષે બેઠેલા અને ભસ્મ ચોળનારા પશુપતિ શંકરે સમગ્ર પૃથ્વીપર કૃપા કરવાની ખાતર કંઠને વિષે વિષને ધારણ કર્યું તે, હે કલ્યાણિ! હું ધારું છું કે તમારી સંગતિનું જ ફળ હશે, (કારણ કે તમે દયાળુ હોવાથી તમારી સંગતથી જ તે દયાયુક્ત થઈ વિષપાન કરી ગયા હશે). ૧૭.

॥ १७ ॥ त्वदीयं सौन्दर्यं निरतिशयमालोक्य परया भियैवासीद्गङ्गा जलमयतनुः शैलतनये । तदेतस्यास्ताम्यद्वदनकमलं वीक्ष्य कृपया प्रतिष्ठामातेने निजशिरसि वासेन गिरिशः ॥१८॥ विशालश्रीखण्डद्रवमृगमदाकीर्णघुसृणप्रसूनव्यामिश्रं भगवति तवाभ्यङ्गसलिलम् । समादाय स्रष्टा चलितपदपांसून्निजकरैः समाधत्ते सृष्टिं विबुधपुरपङ्केरुहदृशाम् ॥ १९ ॥ वसन्ते सानन्दे कुसुमितलताभिः परिवृते स्फुरन्नानापद्मे सरसि कलहंसालिसुभगे ।

હે પર્વતરાજ હિમાલયનાં પુત્રિ! તમારા અનુપમ સૌંદર્યને જોઇ અત્યંત ભય લાગવાથીજ ગંગાજી જલમય શરીરરૂપે થઇ ગયાં, પરંતુ તેથી તેમનું નિસ્તેજ મુખકમળ જોઈ શંકરને દયા આવી અને તેમણે પોતાના મસ્તકને વિષે તેમને રાખી તેમની પ્રતિષ્ઠાને વધારી. અર્થાત્ એપણ તમારા જ સૌંદર્યનો પ્રભાવ છે. ૧૮.

હે ભગવતિ! અત્યંત ચંદનનો લેપ, કસ્તુરી મેળવી ઘુટેલાં સુગંધિદાર પુષ્પોથી મેળવેલું જે (તમારું) નવીન અભ્યંગસ્નાન—નું જલ તથા તમારાં ચાલતાં પગલાંની ધૂળ એ સર્વ પોતાના હાથોવડે લઇને બ્રહ્મદેવે સ્વર્ગની કમલનયનીઓ—સ્ત્રીઓની ઉત્પન્ન કરેલી છે. અર્થાત્ તમારા ઉચ્છિષ્ટ પદાર્થોથીજ બ્રહ્મદેવે અન્ય સ્વર્ગની સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે એવું તમારું અત્યુત્તમ સૌંદર્ય અને માહાત્મ્ય છે. ૧૯.

હે માતા! આનંદયુક્ત એવા વસંતના સમયમાં પુષ્પોથી ખીલેલી લતાઓ વડે વીંટાયલા, વિવિધ પ્રકારનાં કમળો જેમાં ખીલેલાં છે એવા, મધુર શબ્દ કરતા હંસ અને ભ્રમરોના નાદથી

सखीभिः खेलन्तीं मलयपवनान्दोलितजलैः स्मरेद्यस्त्वां तस्य ज्वरजनितपीडाऽपसरार्तिं ॥ २० ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचिता 'आनन्दलहरी' संपूर्णा ।

## श्रीत्रिपुरसुन्दरीस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ कदम्बवनचारिणीं मुनिकदम्बकादम्बिनीं नितम्बजितभूधरां सुरनितम्बिनीसेविताम् । नवाम्बुरुहलोचनामभिनवाम्बुदश्यामलां त्रिलोचनकुटुम्बिनीं त्रिपुरसुन्दरी-

સુંદર લાગતા અને મલયાચલના પવનવડે જેમાં જલ તરંગયુકત થઇ રહેલું છે એવા સરોવરને વિષે સખીઓની સાથે ક્રીડા કરતાં એવાં જે તમે તેમનું જે મનુષ્ય સ્મરણ કરશે તેનું જ્વરથી ઉત્પન્ન થતું જે દુ:ખ તે નાશ પામશે. અર્થાત્ તે કયારે પણ તાવની પીડા પામશે નહિ. ૨૦.

ઇતિશ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્યશ્રીમચ્છંકરાચાર્યવિરચિત
" આનંદલહરીસ્તોત્ર " સંપૂર્ણ.

## શ્રીત્રિપુરસુંદરીસ્તોત્ર.

કદંબના વનને વિષે ફરનારાં, મુનિઓના સમૂહને મેઘની પંક્તિસમાન આનંદ આપનારાં, નિતંબવડે જેમણે પર્વતને પણ જીતેલો છે એવાં, દેવોની સ્ત્રીઓ વડે સેવાયલાં, નવીન કમલ સમાન (વિશાલ) નેત્રવાલાં, નવીન કમલસમાન શ્યામ વર્ણવાળાં અને ભગવાન્ શંકરનાં પત્નીરૂપ એવાં ત્રિપુરસુંદરી દેવીને શરણે હું જાઉં છું. ૧.

माश्रये ॥ १ ॥ कदम्बवनवासिनीं कनकवल्लकीधारिणीं महार्ह-मणिहारिणीं मुखसमुल्लसद्वारुणीम् । दयाविभवकारिणीं विशदलोचनीं चारिणीं त्रिलोचनकुटुम्बिनीं त्रिपुरसुन्दरीमाश्रये ॥२॥ कदम्बवनशालया कुचभरोल्लसन्मालया कुचोपमितशैलया गुरुकृपालसद्वेलया । मदारुणकपोलया मधुरगीतवाचालया कयापि घननीलया कवचिता वयं लीलया ॥३॥ कदम्बवनमध्यगां कनकमण्डलोपस्थितां षडम्बुरुहवासिनीं सततसिद्धसौदामिनीम् । विडम्बि-

કદંબના વનને વિષે રહેનારાં, સોનાની વીણાને ધારણ કરનારાં, મૂલ્યવાન્ મણિઓના હારને પહેરનારાં, જેમના મુખમાંથી મદિરાનો ગંધ આવે છે એવાં, દયાવડે વૈભવને આપનારાં, સ્વચ્છ નેત્રવાળાં, સર્વત્ર ફરનારાં અને ભગવાન્ શંકરનાં પત્ની એવાં ત્રિપુરસુંદરી દેવીને શરણે હું જાઉં છું. ૨.

કદંબના વનરૂપી ઘરને વિષે રહેનારાં, ઉન્નત સ્તનોપર જેમને માલા શોભી રહી છે એવાં, (કઠિનતા સાથે) પર્વતની સમાન જેમનાં સ્તનો ઉન્નત છે એવાં અર્થાત્ ઉન્નત સ્તનવાળાં, જેમની વાણી અત્યંત કૃપાયુક્ત છે એવાં, મદવડે જેમનાં ગંડસ્થલ લાલ થઈ ગયાં છે એવાં, અને મધુર અને ગંભીરવાણી બોલનારાં એવાં કોઇ એક મેઘસમાન (પરોપકારી) સ્વભાવવાળાં દેવીવડે લીલાપૂર્વક અમે રક્ષણ કરાએલા છીએ. ૩.

કદંબના વનની મધ્યમાં રહેનારાં, સુવર્ણના મંડલને વિષે બેઠેલાં, આધારાદિ ષટ્ચક્રરૂપી કમલને વિષે નિવાસ કરનારાં નિરંતર વીજળીની સમાન તત્કાળ સિદ્ધિ આપનારાં, જવાના

तजपारुचिं विकचचन्द्रचूडामणिं त्रिलोचनकुटुम्बिनीं त्रिपुरसुन्दरीमाश्रये ॥४॥ कुचाञ्चितविपञ्चिकां कुटिलकुन्तलालंकृतां कुशेशयनिवासिनीं कुटिलचित्तविद्वेषिणीम्। मदारुणविलोचनां मनसिजारिसंमोहिनीं मतङ्गमुनिकन्यकां मधुरभाषिणीमाश्रये ॥ ५ ॥ स्मरेत्प्रथमपुष्पिणीं रुधिरबिन्दुनीलाम्बरां गृहीतमधुपात्रिकां मधुविघूर्णनेत्राञ्चलाम् । घनस्तनभरोन्नतां गलितचूलिकां श्यामलां त्रिलोचनकुटुम्बिनीं त्रिपुरसुन्दरीमाश्रये ॥ ६ ॥ सकुङ्कुमविले-

પુષ્પથી પણ સુંદર કાંતિવાળાં, જેમની જટાને વિષે પૂર્ણ ખીલેલો ચંદ્ર એક મણિની સમાન શોભે છે એવાં અને ભગવાન્ શંકરનાં પત્ની એવાં ત્રિપુરસુંદરી દેવીને શરણે હું જાઉં છું. ૪.

જેમણે વીણાને (પોતાનાં) સ્તનોપર રાખેલી છે એવાં, વાંકળીઆળા કેશોવડે શોભાયમાન, કમલને વિષે નિવાસ કરનારાં, દુષ્ટચિત્તવાલાં મનુષ્યોનાં શત્રુ અર્થાત્ તેમનો નાશ કરનારાં, મદવડે જેમનાં નેત્રો લાલ થઈ ગયાં છે એવાં, કામદેવના શત્ર એવા શંકરને મોહ ઉત્પન્ન કરનારાં, મતઙ્ગ નામના મુનિની કન્યારૂપ અને મધુર વાણી બોલનારાં એવાં (ત્રિપુરસુંદરી દેવી) ને શરણે હું જાઉં છું. ૫.

જેમનું (સર્વ મનુષ્યો) પ્રથમ પુષ્પવાલાં એ પ્રમાણે સ્મરણ કરે છે એવાં, જેમના નીલવસ્ત્રમાં રક્તનાં બિંદુઓ લાગેલાં છે એવાં, હાથમાં જેમણે મદ્યપાનનું પાત્ર ધારણ કરેલું છે એવાં, મદ્યવડે જેમનાં નેત્રના પ્રાન્તભાગો ચારે બાજુ ઘૂમી રહેલા છે એવાં, પુષ્ટ સ્તનોવડે ઉન્નત જણાતાં, લાંબા કેશવાળાં, શ્યામસ્વરૂપવાળાં અને શંકરનાં પત્ની એવાં ત્રિપુરસુંદરી દેવીને શરણે હું જાઉં છું. ૬

पनामलकचुम्बिकस्तुरिकां समन्दहसितेक्षणां सशरचापपाशाङ्कुशाम् । अशेषजनमोहिनीमरुणमाल्यभूषाम्बरां जपाकुसुमभासुरां जपविधौ स्मराम्यम्बिकाम् ॥ ७ ॥ पुरन्दरपुरन्ध्रिकां चिकुरबन्धसैरन्ध्रिकां पितामहपतिव्रतां पटुपटीरचर्चारताम् । मुकुन्दरमणीं मणीलसदलंक्रियाकारिणीं भजामि भुवनाम्बिकां सुरवधूटिकाचेटिकाम् ॥ ८ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं

'त्रिपुरसुन्दरीस्तोत्रं' संपूर्णम् ।

જેમણે ( શરીરપર ) કુંકુમ લગાવેલું છે એવાં, જેમના કેશ કસ્તુરીયુક્ત છે એવાં, મન્દહાસ્યયુક્ત નેત્રવાળાં, ધનુષ્ય, બાણ, પાશ અને અંકુશને ધારણ કરનારાં, સમગ્ર મનુષ્યોને મોહ ઉત્પન્ન કરનારાં, લાલ વર્ણની માલા, અલંકાર અને વસ્ત્રને ધારણ કરનારાં અને જવાના પુષ્પની સમાન દેદીપ્યમાન એવાં અંબિકા ( ત્રિપુરસુંદરી ) દેવીને હું મારા જપ કરવાના વિધિમાં સ્મરણ કરું છું. ૭.

ઈન્દ્રનાં ગૃહિણીરૂપ, જેમણે પોતાના કેશને વિષે સ્વાતન્ત્રને જણાવનારું ચિન્હ રાખેલું છે એવાં, બ્રહ્મદેવનાં પતિવ્રતા પત્ની, ઉત્તમ ચંદનનો લેપ કરવામાં પ્રીતિવાળાં, મુકુંદ ભગવાનનાં રમણીરૂપ, મનને પ્રિય એવા શણગારને સજનારાં, અને દેવતાઓની સ્ત્રીઓ જેમની દાસી થઇને રહે છે એવાં ત્રણે ભુવનનાં માતા ( ત્રિપુરસુન્દરી )ને હું ભજું છું. ૮.

ઇતિશ્રી શંકરાચાર્યવિરચિત " ત્રિપુરસુંદરીસ્તોત્ર " સંપૂર્ણ.

## श्रीभवान्यष्टकस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ न तातो न माता न बन्धुर्न दाता न पुत्रो न पुत्री न भृत्यो न भर्ता । न जाया न विद्या न वृत्तिर्ममैव गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥ १ ॥ भवाब्धेस्तु पारे महादुःखभीरौ पपात प्रकामी प्रलोभी प्रमत्तः । सुसंसारपाशप्रबद्धः सदाऽहं गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥ २ ॥ न जानामि दानं न च ध्यानयोगं न जानामि तन्त्रं न च स्तोत्रमन्त्रम् । न जानामि पूजां न च न्यासयोगं गतिस्त्वं० ॥ ३ ॥

## શ્રીભવાન્યષ્ટકસ્તોત્ર.

હે દેવિ ! પિતા નહિ, માતા નહિ, બંધુ નહિ, દાતા નહિ, પુત્ર નહિ, પુત્રી નહિ, સેવક નહિ, સ્વામી નહિ, સ્રી નહિ, વિદ્યા નહિ કે મારી બુદ્ધિ પણ મારી ગતિરૂપ–શરણરૂપ નથી, પરંતુ આપ ભવાનીજ ખરેખર એક મારી ગતિરૂપ છો, ગતિરૂપ છો–મારું શરણ છો. ૧.

હે દેવિ ! મહા દુઃખ વડે ભયભીત કરતા એવા સંસારરૂપી સમુદ્રના પારમાં હું પડેલો છું અને હું હમેશાં અનેક કામનાવાળો, અત્યંત લોભી, મદોન્મત્ત અને સંસારરૂપી પાશથી બંધાયલો છું, માટે આપ ભવાની જ એક ખરેખર મારી ગતિરૂપ છો. ૨.

હે માતા ! હું દાન કરવું જાણુતો નથી, ધ્યાનનો વિધિ પણુ જાણુતો નથી, તન્ત્રશાસ્રને જાણુતો નથી, સ્તુતિ કરવાના મંત્રોને જાણુતો નથી, તેમ પૂજાને પણુ સમજતો નથી કે ન્યાસનો વિધિ પણુ સમજતો નથી, માટે આપ ભવાની જ એક ખરેખર મારી ગતિરૂપ છો. ૩.

न जानामि पुण्यं न जानामि तीर्थं न जानामि मुक्तिं लयं वा कदाचित् । न जानामि भक्तिं व्रतं वापि मातर्गतिस्त्वं० ॥ ४ ॥ कुकर्मी कुसङ्गी कुबुद्धिः कुदासः कुलाचारहीनः कदाचारलीनः । कुदृष्टिः कुवाक्यप्रबन्धः सदाऽहं गतिस्त्वं० ॥ ५ ॥ प्रजेशं रमेशं महेशं सुरेशं दिनेशं निशीथेश्वरं वा कदाचित् । न जानामि चान्यत्सदाऽहं शरण्ये गतिस्त्वं० ॥ ६ ॥ विवादे विषादे प्रमादे प्रवासे जले चानले पर्वते शत्रुमध्ये । अरण्ये शरण्ये सदा मां

હે દેવિ ! હું પુણ્ય કરવું જાણતો નથી, તીર્થયાત્રાને સમજતો નથી, મોક્ષને જાણતો નથી તેમ ક્યારે લયને પણ સમજતો નથી, તેમ ભક્તિ જાણતો નથી કે વ્રતને પણ જાણતો નથી, માટે આપ ભવાની જ એક ખરેખર મારી ગતિરૂપ છો. ૪.

હે માતા ! હું પાપકર્મ કરનાર, કુસંગવાળો, દુષ્ટબુદ્ધિવાળો, નીચ દાસપણું કરનાર, કુલાચારથી રહિત, દુરાચારમાં આસક્ત, દુષ્ટ દષ્ટિવાળો, દુષ્ટ વાણીવાળો અને દુષ્ટ વાર્તા કરનાર છું, માટે આપ ભવાની જ એક ખરેખર મારી ગતિરૂપ છો. ૫.

હે શરણે આવેલાનું રક્ષણ કરનાર દેવિ ! સર્વદા હું પ્રજાપતિને, વિષ્ણુને, મહેશને, ઇન્દ્રને, સૂર્યને, ચન્દ્રને કે બીજા કોઈ (દેવ) ને ક્યારે પણ ( મારા રક્ષક તરીકે ) જાણતો નથી, માટે આપ ભવાની જ એક ખરેખર મારી ગતિરૂપ છો. ૬.

હે શરણે આવેલાનું રક્ષણ કરનાર દેવિ ! વિવાદના સમયમાં, ખેદસમયે, પ્રમાદમાં, પ્રવાસમાં, જલમાં, અગ્નિમાં, પર્વત ઉપર, શત્રુના મધ્યમાં, કે અરણ્યમાં પણ આપ મારું રક્ષણ કરો,

मपाहि गतिस्त्वं० ॥७॥ अनाथो दरिद्रो जरारोगयुक्तो महाक्षीणदीनः सदा जाड्यवक्त्रः । विपत्तौ प्रविष्टः प्रनष्टः सदाऽहं गतिस्त्वं गतिस्त्वं त्वमेका भवानी ॥ ८ ॥

इति श्रीशङ्कराचार्यविरचितं 'भवान्यष्टकस्तोत्रं' संपूर्णम् ।

## श्रीषष्ठीस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ स्तोत्रं शृणु मुनिश्रेष्ठ सर्वकामशुभावहम् । आज्ञाप्रदं च सर्वेषां गूढं वेदेषु नारद ॥ १ ॥ प्रियव्रत उवाच ॥ नमो देव्यै महादेव्यै सिद्धयै शान्त्यै नमोनमः । शुभायै देवसेनायै

કેમ કે આપ ભવાની જ એક ખરેખર મારી ગતિરૂપ છો. ૭.

હે દેવિ ! હું અનાથ, દરિદ્રી, ઘડપણ અને રોગોથી યુક્ત, અત્યંત નિર્બળ અને દીન થઈ ગએલો, હમેશાં જડતાયુક્ત મુખવાળો, વિપત્તિઓમાં પડેલો અને તેથી હમેશને માટે નાશ પામી ગએલા જેવો છું, માટે આપ ભવાની જ એક ખરેખર મારી ગતિરૂપ રક્ષણરૂપ છો. ૮.

ઇતિ શ્રીશંકરાચાર્યવિરચિત "ભવાન્યષ્ટક" સ્તોત્ર સંપૂર્ણ.

## શ્રીષષ્ઠીસ્તોત્ર.

હે મુનિઓમાં શ્રેષ્ઠ નારદ ! સર્વકામનાઓને આપનારું, કલ્યાણ કરનારું, સર્વ મનુષ્યોની આજ્ઞાને સફળ કરનારું અને વેદોને વિષે ગુપ્ત રહેલું આ સ્તોત્ર તમે સાંભળો. ૧.

પ્રિયવ્રત કહે છે:—" દેવી અને મહાદેવી એવાં (ષષ્ઠી) ને મારા નમસ્કાર છે, સિદ્ધિ અને શાંતિસ્વરૂપે રહેલાંને મારા વારંવાર નમસ્કાર છે, તેમ કલ્યાણ કરનારાં તથા ઇન્દ્રનાં પુત્રી

षष्ठीदेव्यै नमोनमः ॥ २ ॥ वरदायै पुत्रदायै धनदायै नमो नमः । सुखदायै मोक्षदायै षष्ठी० ॥ ३ ॥ शक्तिषष्ठांशरूपायै सिद्धायै च नमोनमः । मायायै सिद्धयोगिन्यै षष्ठी० ॥ ४ ॥ सारायै सारदायै च पारायै सर्वकारिण्यै । बालाधिष्ठातृदेव्यै च षष्ठी० ॥ ५ ॥ कल्याणदायै कल्याण्यै फलदायै च कर्मणाम् । प्रत्यक्षायै च भक्तानां षष्ठी० ॥ ६ ॥ पूज्यायै स्कन्दकान्तायै

અથવા દેવસેના એવાં ષષ્ઠીદેવીને મારા વારંવાર નમસ્કાર છે. ૨.

વર આપનાર, પુત્ર આપનાર તથા ધન આપનારાંને મારા નમસ્કાર છે, તેમ સુખ આપનારાં અને મોક્ષ આપનારાં ષષ્ઠી-દેવીને મારા વારંવાર નમસ્કાર છે. ૩.

મહાશકિતના છઠ્ઠા અંશરૂપે રહેલાં અને સિદ્ધરૂપાને મારા નમસ્કાર છે, તેમ માયારૂપ અને સિદ્ધયોગિનીરૂપે રહેલાં ષષ્ઠી-દેવીને મારા વારંવાર નમસ્કાર છે. ૪.

(જગતના) તત્ત્વરૂપે રહેલાં, તત્ત્વને આપનારાં, (સંસારના) પારરૂપે રહેલાં, સર્વનાં પ્રેરક અને બાળકોનાં અધિષ્ઠાત્રી એવાં ષષ્ઠીદેવીને મારા વારંવાર નમસ્કાર છે. ૫.

કલ્યાણ કરનારાં, કલ્યાણસ્વરૂપ, કર્મનાં ફળ આપનારાં અને ભકતોને પ્રત્યક્ષ દર્શન દેનારાં એવાં ષષ્ઠીદેવીને મારા વારં-વાર નમસ્કાર છે. ૬.

સર્વ મનુષ્યને સર્વ કર્મોને વિષે પૂજવાયોગ્ય, સ્કન્દનાં

सर्वेषां सर्वकर्मसु । देवरक्षणकारिण्यै षष्ठी० ॥ ७ ॥ शुद्धसत्त्व-स्वरूपायै वन्दितायै नृणां सदा । हिंसाक्रोधवर्जितायै षष्ठी० ॥८॥ धनं देहि प्रियां देहि पुत्रं देहि सुरेश्वरि। धर्मं देहि यशो देहि षष्ठी० ॥ ९ ॥ देहि भूमिं प्रजां देहि विद्यां देहि सुपूजिते । कल्याणञ्च जयं देहि षष्ठी० ॥ १० ॥ इति देवीं च संस्तूय लेभे पुत्रं प्रियव्रतः । यशस्विनं च राजेन्द्रं षष्ठीदेवीप्रसादतः ॥ ११ ॥ षष्ठीस्तोत्रमिदं ब्रह्मन् यः शृणोति च वत्सरम् । अपुत्रा लभते

અત્યંત પ્રિય પત્ની અને દેવોનું રક્ષણ કરનારાં એવાં ષષ્ઠીદેવીને મારા વારંવાર નમસ્કાર છે. ૭.

શુદ્ધ અને સાત્ત્વિક સ્વરૂપવાળાં, મનુષ્યોએ નિરંતર વન્દન કરાએલાં અને હિંસા તથા ક્રોધરહિત એવાં ષષ્ઠીદેવીને મારા વારંવાર નમસ્કાર છે. ૮.

હે સુરેશ્વરિ ! મને ધન આપો, પ્રિયા આપો, પુત્ર આપો, તેમ ધર્મ આપો અને યશ આપો ! ( તમને ) ષષ્ઠીદેવીને મારા વારંવાર નમસ્કાર છે. ૯.

હે સારીરીતે પૂજન કરાએલાં દેવિ ! મને ભૂમિ આપો ! પ્રજા આપો ! વિદ્યા આપો તેમ કલ્યાણ અને વિજય આપો ! ( તમને ) ષષ્ઠીદેવીને મારા વારંવાર નમસ્કાર છે." ૧૦.

( હે નારદ ! ) એ પ્રમાણે ષષ્ઠીદેવીની સ્તુતિ કરીને પ્રિય-વ્રતે ષષ્ઠીદેવીની કૃપાથી યશસ્વી અને રાજાઓમાં શ્રેષ્ઠ એવા પુત્રને મેળવ્યો હતો. ૧૧.

હે બ્રહ્મન્ ! જે સ્ત્રી પુત્ર વિનાની હોય તે જો આ ષષ્ઠીદેવીના સ્તોત્રને એક વર્ષ પર્યન્ત સાંભળે છે તો તે લાંબા

पुत्रं वरं सुचिरजीविनम् ॥ १२ ॥ वर्षमेकं च वा भक्त्या संस्तु-
त्वेदं शृणोति च । सर्वपापविनिर्मुक्ता महावन्ध्या प्रसूयते ॥१३॥
वीरं पुत्रं च गुणिनं विद्यावन्तं यशस्विनम् । सुचिरायुष्मन्तमेव
षष्ठीदेवीप्रसादतः ॥ १४ ॥ काकवन्ध्या च या नारी मृतापत्या
च या भवेत् । वर्षं श्रुत्वा लभेत्पुत्रं षष्ठीदेवीप्रसादतः ॥ १५ ॥
रोगयुक्ते च बाले च पिता माता शृणोति चेत् । मासाच्च मुच्यते
बालः षष्ठीदेवीप्रसादतः ॥ १६ ॥

इति श्रीब्रह्मवैवर्ते प्रकृतिखण्डे 'षष्ठीस्तोत्रं' संपूर्णम् ।

આયુષ્યવાળા ઉત્તમ પુત્રને મેળવે છે. ૧૨.

વળી જે સ્ત્રી ભકિતથી એક વર્ષ પર્યંત સારીરીતે ષષ્ઠીદેવીની સ્તુતિ કરી આ સ્તોત્રને સાંભળે છે તે સ્ત્રી સર્વપાપમાંથી મુક્ત થાય છે અને જો તે મહાવન્ધ્યા હોય તો પણ ષષ્ઠીદેવીની કૃપાથી વીર, ગુણવાન્, વિદ્યાવાળા, યશસ્વી અને લાંબા આયુષ્યવાળા પુત્રને ઉત્પન્ન કરનારી થાય છે. ૧૩-૧૪.

વળી જે સ્ત્રી કાકવન્ધ્યા હોય અથવા જેનાં બાળકો વારંવાર મરી જતાં હોય તેવી હોય તો પણ એક વર્ષ પર્યન્ત ( આ સ્તોત્રને ) સાંભળવાથી ષષ્ઠીદેવીની કૃપાથી તે પુત્રને પ્રાપ્ત કરનારી થાય છે. ૧૫.

બાળક જો રોગયુક્ત થએલું હોય અને તેનાં માતાપિતા જો આ સ્તોત્રનું શ્રવણ કરે છે તો ષષ્ઠીદેવીની કૃપાથી એક માસમાં તે બાળક રોગમાંથી મુક્ત થાય છે, અર્થાત્ મહારોગ હોય તો તેમાંથી પણ તે મુક્ત થાય છે. ૧૬.

ઈતિશ્રી બ્રહ્મવૈવર્તે પ્રકૃતિખંડે "ષષ્ઠીસ્તોત્ર" સંપૂર્ણ.

## श्री तुलसीकवचस्तोत्रम् ।

श्रीगणेशाय नमः ॥ अस्य श्रीतुलसीकवचस्तोत्रमंत्रस्य । श्रीमहादेव ऋषिः । अनुष्टुप् छन्दः । श्रीतुलसी देवता । मनईप्सितकामनासिद्ध्यर्थं जपे विनियोगः । तुलसि श्रीमहादेवि नमः पङ्कजधारिणि । शिरो मे तुलसी पातु भालं पातु यशस्विनी ॥ १ ॥ दृशौ मे पद्मनयना श्रीसखी श्रवणे मम । घ्राणं पातु सुगन्धा मे मुखं च सुमुखी मम ॥ २ ॥ जिह्वां मे पातु शुभदा कण्ठं विद्यामयी मम । स्कन्धौ कह्लारिणी पातु हृदयं विष्णुव-

### શ્રીતુલસીકવચસ્તોત્ર.

આ શ્રી "તુલસીકવચ" મન્ત્રના શ્રીમહાદેવ ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, શ્રીતુલસી દેવતા છે અને મનમાં ઇચ્છિત કામનાની સિદ્ધિને માટે જપ કરવામાં એનો વિનિયોગ કરવામાં આવ્યો છે.

"હે કમળને ધારણ કરનાર મહાદેવિ તુલસિ! તમને મારા નમસ્કાર હો! તુલસી મારા મસ્તકનું રક્ષણ કરો અને યશસ્વિની નામવાળાં તે મારા કપાલનું રક્ષણ કરો. ૧.

કમલસરખાં નેત્રવાળાં તુલસી મારાં નેત્રોનું, લક્ષ્મીની સખી એવાં મારા કાનોનું, સુગન્ધવાળાં મારા નાકનું અને ઉત્તમ મુખવાળાં તુલસી મારા મુખનું રક્ષણ કરો. ૨.

મંગલ કરનાર શુભદા તુલસી મારી જિહ્વાનું અને વિદ્યામયી તુલસી મારા કંઠનું રક્ષણ કરો; કમલને ધારણ કરનાર કહ્લારિણી મારા સ્કન્ધોનું અને વિષ્ણુને પ્રિય એવાં તુલસી મારા હૃદયનું રક્ષણ કરો. ૩.

ष्ठभा ॥ ३ ॥ पुण्यदा मे पातु मध्यं नाभिं सौभाग्यदायिनी। कटिं कुण्डलिनी पातु ऊरू नारदवन्दिता ॥ ४ ॥ जननी जानुनी पातु जङ्घे सकलवन्दिता। नारायणप्रिया पादौ सर्वाङ्गं सर्वरक्षिणी ॥ ५ ॥ संकटे विषमे दुर्गे भये वादे महाहवे। नित्यं हि संध्ययोः पातु तुलसी सर्वतः सदा ॥ ६ ॥ इतीदं परमं गुह्यं तुलस्याः कवचामृतम्। मर्त्यानाममृतार्थाय भीतानामभयाय च॥७॥ मोक्षाय च मुमुक्षूणां ध्यायिनां ध्यानयोगकृत्। वशाय वश्यकामानां विद्यायै वेदवादिनाम् ॥ ८ ॥ द्रविणाय दरिद्राणां पापिनां

પુણ્ય આપનારાં તુલસી મારા મધ્યભાગનું, સૌભાગ્યને આપનારાં મારી નાભિનું, કુણ્ડલિની નામનાં મારા કટિભાગનું અને નારદે વન્દન કરાએલાં તુલસી મારા સાથળોનું રક્ષણ કરો. ૪.

માતારૂપ એવાં તુલસી મારા ગોઠણોનું, સર્વવડે વન્દાએલાં મારી જાંઘોનું, નારાયણ ભગવાનને પ્રિય એવાં મારા પગોનું અને સર્વનું રક્ષણ કરનારાં તુલસી મારાં સર્વ અંગનું રક્ષણ કરો. ૫.

સંકટમાં, ઉપાધિમાં, વિકટ જગ્યામાં, ભયમાં, વાદમાં, કે મોટા યુદ્ધમાં પણ બને સંધ્યાકાળમાં તુલસી મારું સર્વતરફથી સર્વ રીતે હમેશાં રક્ષણ કરો.” ૬.

આ પ્રમાણે આ અત્યંત ગુપ્ત એવા તુલસીકવચરૂપી અમૃતનો મનુષ્યોએ મુકિતને માટે, ભયવાળાઓએ નિર્ભય થવા માટે, મોક્ષની ઇચ્છાવાળાઓએ મોક્ષની પ્રાપ્તિ માટે, ધ્યાનનિષ્ઠ મનુષ્યોએ ધ્યાનરૂપી યોગને માટે, વશ કરવાની ઇચ્છાવાળાઓએ વશીકરણની સિદ્ધિ માટે, વેદવિદ્યાના અભ્યાસીઓએ વેદવિદ્યાની

पापशान्तये ॥ ९ ॥ अन्नाय क्षुधितानां च स्वर्गाय स्वर्गमिच्छ-
ताम् । पशव्यं पशुकामानां पुत्रदं पुत्रकाङ्क्षिणाम् ॥ १० ॥
राज्याय भ्रष्टराज्यापामशान्तानां च शान्तये । भक्त्यर्थं विष्णु-
भक्तानां विष्णौ सर्वान्तरात्मनि । जाप्यं त्रिवर्गसिद्ध्यर्थं गृहस्थेन
विशेषतः ॥ ११ ॥ उद्यन्तं चण्डकिरणमुपस्थाय कृताञ्जलिः ।
तुलसीकानने तिष्ठन्नासीनो वा जपेदिदम् ॥ १२ ॥ सर्वान्का-
मानवाप्नोति तथैव मम सन्निधिम् । मम प्रियकरं नित्यं हरिभक्ति-

પ્રાપ્તિ માટે, દરિદ્રીઓએ દ્રવ્યને માટે, પાપીઓએ પાપની શાંતિ માટે, ભૂખ્યાઓએ અન્નને માટે, સ્વર્ગની ઇચ્છાવાળાઓએ સ્વર્ગની પ્રાપ્તિ માટે, પશુઓની ઇચ્છાવાળાઓએ પશુની અને પુત્રની ઇચ્છાવાળાઓએ પુત્રની પ્રાપ્તિ માટે, રાજ્યથી ભ્રષ્ટ થએલાઓએ રાજ્યને માટે, વ્યગ્ર મનુષ્યોએ શાંતિ થવા માટે અને વિષ્ણુના ભક્તોએ સર્વના અંતરાત્મા એવા ભગવાન્ વિષ્ણુ પરમાત્માને વિષે ભક્તિ થવા માટે જપ કરવો, અને તેમાં પણ વિશેષમાં ધર્મ, અર્થ તથા કામ એ ત્રિવર્ગની સિદ્ધિ માટે ગૃહસ્થાશ્રમીએ અવશ્ય એનો પાઠ કરવો. ૭–૧૧.

પાઠ કરનાર મનુષ્યે સવારમાં બેહાથ જોડી ઉગતા સૂર્યનું ઉપસ્થાન કરીને તુલસીના વનમાં ઉભા રહીને અથવા તો બેસીને આ કવચનો જપ કરવો. એ પ્રમાણે જપ કરનાર મનુષ્ય સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરેછે અને અન્તમાં મારી શંકરની સમીપમાં પ્રાપ્ત થાય છે. આ સ્તોત્ર મને અત્યંત પ્રિય છે તેમ તે હમેશાં વિષ્ણુને વિષે પણ ભક્તિને વધારનારું છે. ૧૨–૧૩.

विवर्धनम् ॥ १३ ॥ या स्यान्मृतप्रजा नारी तस्या अङ्गं प्रमार्जयेत्। सा पुत्रं लभते दीर्घजीविनं चाप्यरोगिणम् ॥ १४ ॥ वन्ध्याया मार्जयेदङ्गं कुशैर्मन्त्रेण साधकः। सापि संवत्सरादेव गर्भं धत्ते मनोहरम् ॥ १५ ॥ अश्वत्थे राजवश्यार्थी जपेदग्नेः सुरूपभाक्। पलाशमूले विद्यार्थी तेजोर्थ्यभिमुखो रवेः ॥ १६ ॥ कन्यार्थी चण्डिकागेहे शत्रुहत्यै गृहे मम। श्रीकामो विष्णुगेहे च उद्याने स्त्री वशा भवेत् ॥ १७ ॥ किमत्र बहुनोक्तेन शृणु

જે સ્રીની પ્રજા હમેશાં નાશ પામતી હોય તે સ્રીના અંગપર આ સ્તોત્રથી અભિમન્ત્રિત કરેલા જલનું માર્જન કરવું અને તેથી તેને લાંબા આયુષ્યવાળા તથા રોગરહિત એવા પુત્રની પ્રાપ્તિ થાય છે. ૧૪.

આ "તુલસીકવચ"ની સિદ્ધિ મેળવનારે વન્ધ્યાના અંગનું પણ આ કવચના મંત્રોથી દર્ભોવડે માર્જન કરવું અને તેથી તે વન્ધ્યા પણ એક વર્ષની અંદર ઉત્તમ ગર્ભને ધારણ કરે છે. ૧૫.

રાજાને વશ કરવાની ઇચ્છાવાળાએ પીપળાની નીચે, સૌંદર્યની ઇચ્છાવાળાએ અગ્નિની સમીપમાં, વિદ્યાની ઇચ્છાવાળાએ ખાખરાના મૂળપાસે અને તેજ પ્રાપ્ત કરવા ઇચ્છાવાળાએ સૂર્યની સામે ઉભા રહીને આ કવચનો જપ કરવો. ૧૬.

કન્યા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ દેવીના મંદિરમાં, શત્રુના નાશની ઇચ્છાવાળાએ મારા ( શંકરના ) દેવાલયમાં, લક્ષ્મીની ઇચ્છાવાળાએ વિષ્ણુના દેવાલયમાં અને ( પોતાની ) સ્રીને વશ કરવાની ઇચ્છાવાળાએ બગીચામાં આ કવચનો પાઠ કરવો. ૧૭.

सैन्येश तत्त्वतः । यं यं काममभिध्यायेत्तं तं प्राप्नोत्यसंशयम्
॥ १८ ॥ मम गेहगतस्त्वं तु तारकस्य वधेच्छया ॥१९॥ जपन्
स्तोत्रं च कवचं तुलसीगतमानसः । मण्डलात्तारकं हन्ता भवि-
ष्यसि न संशयः ॥ २० ॥

इति श्रीब्रह्माण्डपुराणे तुलसीमाहात्म्ये 'तुलसीकवचस्तोत्रं' संपूर्णम् ।

इति देवीस्तोत्राणि ।

હે સેનાપતિ કાર્તિકસ્વામી ! આમાં વધારે કહેવાથી શું ? પણ હું તને સત્ય રીતે કહું છું કે, આ સ્તોત્રના પાઠથી મનુષ્ય જે જે કામના કરે છે તે તે નિઃસંશય રીતે તે પ્રાપ્ત કરી શકે છે. ૧૮.

તું પણ મારા શિવાલયમાં બેસીને તારકાસુરનો વધ કરવાની ઇચ્છા રાખીને તુલસીનું ધ્યાન કરતો કરતો આ કવચનો પાઠ કર અને તેમ કરવાથી રાક્ષસોના એ સમુદાયમાંથી તું અવશ્ય રીતે તારકાસુરનો વધ કરનારો થઈશ એમાં સંશય નથી. ૧૯–૨૦.

ઇતિશ્રી બ્રહ્માણ્ડપુરાણે તુલસીમાહાત્મ્યે "તુલસીકવચ" નામનું સ્તોત્ર સંપૂર્ણ.

ઇતિ શ્રીદેવીસ્તોત્રો સંપૂર્ણ.



# (पतिव्रतायाः) श्रीपतिमङ्गलस्तोत्रम्।

श्रीगणेशाय नमः ॥ ॐ नमः कांताय भर्त्रे च शिवचन्द्रस्वरूपिणे। नमः शांताय दान्ताय सर्वदेवाश्रयाय च ॥ १ ॥ नमो ब्रह्मण्यरूपाय सतीप्राणपराय च। नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥ २ ॥ पञ्चप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च। ज्ञानाधाराय पत्नीनां परमानन्दरूपिणे ॥ ३ ॥ पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः। पतिश्च निर्गुणाधारो ब्रह्मरूप

## શ્રીપતિમઙ્ગલસ્તોત્ર.

ૐ સુંદરસ્વરૂપવાળા, ભરણપોષણ કરનાર અને શિવ અને ચન્દ્રસ્વરૂપે રહેલા (આપ પતિ) ને મારા નમસ્કાર છે, તેમ શાંત, જીતેન્દ્રિય અને સર્વ દેવો જેમાં રહેલા છે એવા આપને મારા નમસ્કાર છે. ૧.

બ્રહ્મણ્યસ્વરૂપ અને સતીના પ્રાણરૂપ એવાને નમસ્કાર છે, તેમ નમન કરવાયોગ્ય, પૂજન કરવાયોગ્ય અને હૃદયના આધારરૂપ એવા આપને મારા નમસ્કાર છે. ૨.

(મારા) પંચપ્રાણના અધિદેવ, ચક્ષુઓના તારારૂપ, પત્નીઓના જ્ઞાનના આધારભૂત અને પરમ આનંદસ્વરૂપ એવા આપને મારા નમસ્કાર છે. ૩.

પતિ એજ બ્રહ્મા, પતિ એજ વિષ્ણુ, પતિ એજ મહેશ્વર અને પતિ એજ નિર્ગુણ બ્રહ્મરૂપે (પત્નીનો) આધાર છે માટે એવા હે બ્રહ્મરૂપ (નાથ)! આપને મારા નમસ્કાર હો. ૪.

---

૧ આ સ્તોત્ર ખાસ સ્ત્રીઓના ઉપયોગ માટે જ આપવામાં આવેલું છે.

नमोऽस्तु ते ॥ ४॥ क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञानकृतं च यत् । पत्नीबन्धो दयासिन्धो दासीदोषं क्षमस्व मे ॥ ५ ॥ इदं स्तोत्रं महापुण्यं सृष्ट्यादौ यन्मया कृतम् । सरस्वत्या च धरया गंगया च पुरा व्रजे ॥६॥ सावित्र्या च कृतं पूर्वं ब्रह्मणे चापि नित्यशः । पार्वत्या च कृतं भक्त्या कैलासे शङ्कराय च ॥ ७॥ मुनीनां च सुराणां च पत्नीभिस्तु कृतं पुरा । पतिव्रतानां सर्वासां स्तोत्रमेतच्छुभावहम् ॥ ८ ॥ इदं स्तोत्रं महापुण्यं या शृणोति पतिव्रता ।

હે ભગવન્ ! હે પત્નીના બન્ધુરૂપ–હિતકર્તા ! હે દયાના સાગર! મે જાણુતાં અથવા અજાણુતાં કંઈપણુ અપરાધ કર્યો હોય તો તે આ મારા દાસીના અપરાધને આપ ક્ષમા કરો. ૫.

આ સ્તુતિ મહા પવિત્ર છે કે જે સૃષ્ટિના આરંભમાં મેં કરેલી હતી અને પછી વ્રજને વિષે સરસ્વતીએ, પૃથ્વીએ અને ગંગાએ પણુ કરી હતી. ૬.

વળી પૂર્વે સાવિત્રીએ બ્રહ્માની પણુ નિરંતર આ સ્તુતિ કરી હતી તેમ કૈલાસ પર્વતને વિષે પાર્વતીએ શંકરની પણુ ભક્તિથી આ જ સ્તુતિ કરી હતી. ૭.

મુનિઓની અને દેવોની સ્રીઓએ પણુ પૂર્વે આ જ સ્તુતિ કરી હતી અને તેથી સર્વ પતિવ્રતા સ્રીઓને માટે આ સ્તુતિ કલ્યાણુ કરનારી છે. ૮.

આ મહાપવિત્ર સ્તોત્રને જે પતિવ્રતા સ્રી અથવા અન્ય પુરુષ

नरोऽन्यो वापि नारी वा लभते सर्ववाञ्छितम् ॥९॥ अपुत्रो लभते पुत्रं निर्धनो लभते धनम् । रोगी च मुच्यते रोगाद्बद्धो मुच्येत बन्धनात् ॥ १० ॥ पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत् । फलं च सर्वतपसां व्रतानां च व्रजेश्वर ॥ ११ ॥ इदं स्तुत्वा नमस्कृत्वा भुङ्क्ते सा तदनुज्ञया । एष पातिव्रताधर्म एष धर्मः सनातनः ॥ १२ ॥

इति श्रीब्रह्मवैवर्ते श्रीकृष्णनन्दसंवादे पतिव्रतामाहात्म्ये
"पतिमङ्गलस्तोत्रं" संपूर्णम्।

કે સ્ત્રી પણ સાંભળે છે તે સર્વ ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરે છે. ૯.

વળી પુત્ર વિનાનો પુરુષ પુત્રને અને નિર્ધન હોય તે ધનને મેળવે છે; રોગી રોગમાંથી મુક્ત થાય છે અને બન્ધન પામેલો બન્ધનમાંથી પણ છુટે છે. ૧૦.

હે શ્રીકૃષ્ણ ! પતિવ્રતા સ્ત્રી ( આ પ્રમાણે પતિની ) સ્તુતિ કરીને તીર્થમાં સ્નાન કર્યાનું ફળ મેળવે છે તેમ સર્વ તપોનું અને વ્રતોનું ફળ પણ પ્રાપ્ત કરે છે. ૧૧.

જો સ્ત્રી આ પ્રમાણે (પતિની) સ્તુતિ કરીને તેને પ્રણામ કરી પછી તેની આજ્ઞા લઈને ભોજન કરે છે તો તે જ તે પતિવ્રતાનો ખરો ધર્મ છે અને તેજ તેનો સનાતન ધર્મ છે. ૧૨.

ઇતિશ્રી બ્રહ્મવૈવર્તપુરાણમાં શ્રીકૃષ્ણનંદસંવાદમાં પતિવ્રતા-
માહાત્મ્યને વિષે "પતિમઙ્ગલસ્તોત્ર" સંપૂર્ણ.

**स्तोत्रचिन्तामणेः प्रथमो भागः समाप्तः ।**

# સૂચના.

આ પુસ્તક સામાન્ય રીતે પૌરાણિક સ્તોત્રોનું હોવા છતાં એમાં "श्रीगणपत्यथर्वशीर्ष" પેજ નં. ૨૬, તથા "श्रीसूक्त" પેજ નં. ૩૦૫, એ બે વૈદિક સ્તોત્રો પણ કેટલાકની સૂચનાથી ખાસ બ્રાહ્મણોને તથા અન્ય શુદ્ધ દ્વિજોને ઉપયોગી થાય એ હેતુથી ગુજરાતી ભાષાંતરસહિત આપવામાં આવેલાં છે અને તેથી તેમનો મૂલપાઠ માટે વૈદિક પાઠના અધિકારી બ્રાહ્મણો અથવા અન્ય શુદ્ધ દ્વિજોજ ઉપયોગ કરશે એવી આશા રાખવામાં આવે છે.

ભાષાન્તરકર્તા.



स्तोत्रचिन्तामणेः प्रथमो भागः समाप्तः ।

# અગાઉથી ગ્રાહક થનાર સજ્જનોની નામાવલિ.

પ્રત **મુંબાઈ.**

૧૦૧ શેઠ ભાગુજી બાલુજી કૉન્ટ્રાકટર (માહીમ)
૫ શેઠ કલ્યાણજી કરમશીદામજી જે.પી.
૫ ,, રામજી કેશવજી કોન્ટ્રાકટર
૧ ,, ભાઇદાસ ગુલાબદાસ શેરદલાલ
૧ ,, જમનાદાસ વસનજી મનજી
૧ ,, જમનાદાસ હરખજી સંઘવી
૧ ,, રામચન્દ્ર મોતીરામ ભટ્ટ
૧ ,, મહાવીરપ્રસાદ સુરજપ્રસાદ
૨ ,, કરસનદાસ હીરાભાઈ
૧ ,, માણેકલાલ મોહનલાલ મહેતા
૧ રા.રા. શુકલ મોહનલાલ ગિરધરભાઈ
૫ ,, શાસ્ત્રી કુબેરજી ત્રિભુવન શર્મા
૧ ,, ,, મોહનલાલ જગન્નાથ
૧ ,, ,, વેણીશંકર પુરુષોત્તમ
૧ ,, ત્રિકમલાલ ગોપાલજી આચાર્ય
૧ ,, કામેશ્વર મોરારજી કંડોળીઆ
૧ ,, વસંતરાય નરભેરામ પંડ્યા
૧ ,, ધરણીધર અર્જુનલાલ મહેતા
૧ ,, જયકરરાવ મહીપતરામ ભટ્ટ
૧ ,, જ્યોતિષી નવલશંકર મૂલશંકર
૧ ,, શુકલ ઉમાશંકર નર્મદાશંકર મુડેટીકર
૨ ગં. સ્વ. બાઇ જમુબાઇ તે સ્વ. શેઠ ગોવિંદજી માધવજીનાં ધર્મપત્ની

પ્રત **મુંબાઈ (ચાલુ)**

૨ ગં. સ્વ. બેનકોરબાઇ દેવીદાસ ઝીણાભાઈ, ઉપદેશિકા સત્સંગમંડલ.
૧ મીસ્ત્રી કેશવ હરકીસનદાસ
૧ રા. રા. ચિમનલાલ નવલરામ જાની
૧ ,, ચુનીલાલ દુર્ગાશંકર દવે
૧ ,, રેવાશંકર રામચન્દ્ર ,,

**સેલમ (મદ્રાસ)**

૧ શેઠ હરિદાસ દયાલજી ઠક્કર

**રાજપીપલા.**

૫ રા.રા. નવલરામ રણછોડ જાની
૧ ,, હરિલાલ દલપતરામ ભટ્ટ
૧ ,, લાભશંકર વખતરામ ભટ્ટ
૧ ,, પુરુષોત્તમ ગિરજાશંકર વ્યાસ
૧ ,, લક્ષ્મીરામ હરજીવન પંડ્યા
૧ ,, શિવપ્રસાદ વિશ્વનાથ જોશી
૧ ,, મહાશંકર લલ્લુભાઈ થાણદાર
૧ ,, ચન્દ્રશંકર હિંમતરામ જાની
૧ ,, ગણપતરામ હરિશ્ચન્દ્ર જોશી (રહેવાશી આણદી)
૧ ,, હર્ષદલાલ મનસુખરામ વ્યાસ
૧ ,, હર્ષદલાલ મહાશંકર જોશી
૧ ,, દેવશંકર લાભશંકર વ્હોરા
૧ ,, પ્રહ્લાદભાઈ નાથાભાઈ પંડ્યા
૧ ,, મગનલાલ દલસુખરામ વૈદ્ય

પ્રત **રાજપીપલા** (ચાલુ)

૧ રા. વૈદ્યરાજ મગનલાલ છોટાલાલ દવે
૧ ,, મોતીલાલ દેવશંકર વ્યાસ
૧ ,, ચન્દ્રશંકર નાગેશ્વર પંડ્યા
૧ ગં. સ્વ. બહેન ડાહીબેન તે સ્વ. અમૃતલાલ ગિરજાશંકરનાં વિધવા
૧ રા. રા. સવાઇલાલ છોટાલાલ શાહ
૧ ,, હરિકીસનદાસ હરિવલ્લભદાસ
૧ ,, વિઠ્ઠલદાસ નારણદાસ ગાંધી
૧ ,, મોતીલાલ કલ્યાણદાસ ગાંધી
૧ ,, સુથાર નારણજી ઝીણાલાલ
૧ ,, છોટાલાલ ચુનીલાલ
૧ ,, મોતીલાલ પરસોતમ
૧ ,, હરિલાલ ગોવિંદભાઈ પાદરીઆ
૧ ગં સ્વ. બહેન મણિબેન તે સ્વ. શેઠ જેકીસનદાસ મોહનલાલનાં વિધવા
૧ રા.રા. ઝીણાલાલ નરોત્તમ માલી
૧ ,, છોટાલાલ ગરબડ ઘાંચી

**ભદામ.**

૧ રા.રા. લાભશંકર ગણપતરામ પાઠક

**પાનવડ** (છોટાઉદેપુર)

૧ ,, પૂંજાલાલ હિંમતલાલ શાહ

**મોગોક.**

૧ ,, છોટાલાલ નાનાલાલ ઝવેરી

**કાસંદ્રા.**

૧ ,, રેવાશંકર પુરુષોત્તમ ઉપાધ્યાય

પ્રત **કુવરધામ.**

૧ મહારાજ શ્રી હરદ્વારપુરી ગુરુ સૂરજપુરીજી

**રંગુન.**

૧ રા.રા. હિંમતલાલ મોહનલાલ શાહ બી. એ.

**આલમપુરા**

૧ મહારાજ મનરૂપગિરિ નારણગિરજી

**અમદાવાદ.**

૧ રા.રા. ડૉક્ટર હરિપ્રસાદ ડી. યાજ્ઞિક
૧ ,, માસ્તર હરિલાલ જીવરામ પરમાર

**ભાલોદ.**

૧ રા.રા. વખતરામ અંબાશંકર પંડ્યા
૧ ,, છોટાલાલ ધીરજરામ ભટ્ટ
૧ ,, મોતીલાલ ધીરજરામ ભટ્ટ
૧ ,, રતનલાલ કુરણાશંકર પંડ્યા
૧ ,, મગનલાલ વસંતરામ ઠાકર
૧ ,, નર્મદાશંકર દલપતરામ પંડ્યા
૨ ,, બાલચન્દ્ર નવલરામ વ્યાસ
૧ ,, અમૃતરામ કૃષ્ણારાવ માસ્તર
૧ ,, પ્રેમાનંદ કાલીદાસ
૧ ,, ચીમનલાલ હરિશ્ચન્દ્ર ભટ્ટ

**અંકલેશ્વર.**

૧ રા.રા. મોહનલાલ લલ્લુભાઇ પોષ્ટ-માસ્તર

| પ્રત | અંકલેશ્વર ( ચાલુ ) |
|---|---|
| ૧ | રા.રા. હીરાલાલ રતનરામ થાનકટ |
| ૧ | ,, નાથુભાઇ જેસંગભાઇ બારોટ |
| | **સજ્ઞાટ.** |
| ૧ | ,, શાસ્ત્રી કેશવરામ મોતીરામ |
| | **સુરત.** |
| ૧ | ,, છોટુભાઈ નિત્યારામ ભટ્ટ |
| ૧ | ,, ગંગાશંકર મંછાશંકર શાસ્ત્રી |
| | **પોરબંદર** |
| ૧ | કુમારશ્રી જયેન્દ્રસિંહજી વાઘેલા |
| | **ભાવનગર.** |
| ૧ | ,, મગનભાઇ માવજીભાઇ સરવૈયા |

| પ્રત | ભરૂચ. |
|---|---|
| ૧ | રા.રા. માસ્તર ચુનીલાલ દલસુખરામ પંડ્યા |
| ૧ | ,, ઈશ્વરલાલ ડાહ્યાભાઈ મહેતા |
| | **કચ્છી માધાપુર.** |
| ૧ | રા. રા. મીસ્ત્રી કરસન પચાણ કૉન્ટ્રાકટર |
| ૧ | ,, કાનજી જગમાલ |
| ૧ | ,, હીરજી ગાંગજી |
| | **વડાવી.** |
| ૧ | રા. રા. ઠક્કર ધરમસી હરિભાઈ |

---

## અત્યાર સુધીમાં બહાર ન પડેલાં નવાં પુસ્તકો.

## નિવેદન.

અમે એક " **ધાર્મિક ગ્રન્થમાલા** " તરીકે વિવિધ પ્રકારનાં ઉત્તમોત્તમ ધાર્મિક પુસ્તકો બહાર પાડવા ઇચ્છા રાખીએ છીએ. તેનો બહોળો પ્રચાર થાય અને લોકોને તે સસ્તી કિંમતે પડે એવી અમારી અન્તઃકરણની વિશુદ્ધ ઇચ્છા છે, પરંતુ તે ગ્રાહકોની વિશેષતાપર આધાર રાખે છે તેથી જે **ધાર્મિક સદ્‌ગૃહસ્થો અગાઉથી ગ્રાહક થઈ** આ અમારા પ્રયત્નમાં યથાશક્તિ પણ સહાયક થશે તો એ પુસ્તકો સત્વર બહાર પાડવા અમે પ્રયત્ન કરીશું.

૧ સ્તોત્રચિન્તામણિ ભાગ ૧ લો:–( સચિત્ર, ગુજરાતી ભાષાંતરસહિત ) તૈયાર છે. મૂલ્યઃ રૂ. ૨–૮–૦ પોષ્ટેજ જુદું.

૨ સ્તોત્રચિન્તામણિ ભાગ ૨ જો:–(સચિત્ર, ગુજરાતી ભાષાંતરસહિત)
છપાય છે. મૂલ્ય: રુ. ૨–૮–૦ પોષ્ટેજ જુદું.
અગાઉથી ગ્રાહક થનારને રુ. ૨–૦–૦.

૩ શ્રીગોપિકાગીત:—લલિતછંદમાંજ (ગુજરાતી ભાષાંતરસહિત)
તૈયાર છે. મૂલ્ય: રુ. ૦–૫–૦

# ૪ માર્કંડેયપુરાણ.

## સચિત્ર, ગદ્યરૂપે ગુજરાતી ભાષાંતર.

આમાં અનેક ઐતિહાસિક ધાર્મિક કથાઓ, યોગ, શ્રાદ્ધ વિષયક સદુપદેશો તથા બીજીપણ જ્ઞાન આપે એવી અનેક મનોહર કથાઓ સાથે સંપૂર્ણ સપ્તશતી એટલે ચંડીપાઠ પણ ગુજરાતી ભાષામાં આપવામાં આવેલો છે. રોયલ આઠ પેજી લગભગ ૪૦૦ પાનનું દલદાર પુસ્તક થશે. પાકું પુઠું, સુંદર છપાઈ અને ઉત્તમ ચિત્રો સાથે છપાય છે. મૂલ્ય રૂા. ૫-૦-૦

અગાઉથી ગ્રાહક થનારને ૪–૦–૦. પોષ્ટેજ જુદુ.

દશ કોપીના ગ્રાહક થનારને અથવા દશ ગ્રાહકો કરી આપનારને એક પુસ્તક વિના મૂલ્ય આપવામાં આવશે.

ગ્રાહક થનારનું નામ પુસ્તકોમાં આપવાનું છે માટે સત્વર પોતાનું નામ નીચેને શિરનામે નોંધાવો. [ આગળ વાંચો.

